રણશૂરી રમણીઓની રણપ્રિયતા, અદ્ભુત વીરતા અને એકાગ્ર ધર્મ-પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ-વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને પૂર્ણ પણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશ પ્રેમનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવનારી, ભીષણ ભેદભરમોથી ભરેલી આદર્શ, અનુપમ, ઉત્તમ અને

અગ્રગણ્ય નવીન ઐતિહાસિક નવલકથા !

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ

## લખનાર:—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઈને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંસ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે. જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે. અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઈસ્માઈલની ક્રૂરતા, ધર્મભ્રષ્ટતા. ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારામારી અને હૃદયદ્રાવક ખૂનરેજી, સુલ્તાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, દેવતા અને દાનવોનો ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીનાં ભયંકર કાર સ્થાનો, સતીસાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨-૮-૦.

# સંતપ્ત શયતાન

અથવા

# કામાંધનાં કાળાંકામ.

## તૃતીય વિભાગ

લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી-કાઠિયાવાડ )

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ

—:o:—



વિક્રમાબ્દ ૧૯૭૫ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

અમદાવાદમાં ખમાસાની ગેટ પાસે આવેલા શ્રી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડીવાલાએ છાપ્યું.

મૂલ્ય ૧-૧૨-૦

# પ્રસ્તાવના

અસીમ કરૂણામય વિશ્વસંચાલક વિશ્વનિયંતાની અપાર કરૂણાથી હું આ પુસ્તકના ત્રીજા ભાગને આજે વાંચકબંધુઓની સેવામાં સાદર કરવાને શક્તિવાન થઇ શકયો છું.

આ વિભાગનો ઘણો ભાગ સર્વથા સ્વતંત્રજ લખવામાં આવ્યો છે અને એમાં પ્રણયનું પરિણામ, મહત્વાકાંક્ષાનાં વિવિધ સ્વરૂપો, આદિ સર્વ વિષયોને દર્શાવવાનો યથાસાધ્ય યત્ન કર્યો છે. એ યત્નમાં હું કયાં સુધી ફળીભૂત થયો છું. એની તુલનાનું કાર્ય વાંચકબંધુઓનું જ છે.

હવે પછીના ચોથા ભાગમાં આ નવલકથાની નાયિકા મનોહરાની અદ્ભુત આત્મકથા પ્રકટ કરવામાં આવશે અને એ પણ બીજા ભાગોની પેઠે ઘણીજ રસદાયક થઇ પડશે; અલ્પ સમયમાં જ એ વિભાગ પણ ઇશ્વર કૃપાથી વાંચકોની સેવામાં સમર્પણ કરી શકાશે. અસ્તુ.

લેખક.

## અનુક્રમણિકા.

ॐ तत्सत परमात्मने नमः

# સંતપ્ત શયતાન

અથવા

# કામાંધનાં કાળાંકામ

## ભાગ ત્રીજો

### પ્રકરણ ૧ લું

<u>પ્રણયની પરાકાષ્ઠા</u>

જબસે હૈં તુઝસે સિતમગર આંખ લગી હુઇ
એક ફાંસકી જિગરમેં હૈ દિલવર લગી હુઇ
જબસે હુવા હૈ મુઝકો તેરા ઇશ્ક માહરુ,
એક આગસી જિગરે ફકે અંદર લગી હુઇ.

જાતી નહીં યહ જાન આતી હૈ મુઝકો કલ,
કૈસી યહ જોંક હૈ મેરે દીલપર લગી હુઇ;
વે લોગ કિસ કદર હૈ તેરી તેગ તેજર,
પોશીદાગર કરે કોઇ ચાહત યહ કયા મજાલ.

જે દિવસે મણિલાલને ત્યાં મિજલસ એકઠી થઈ હતી અને જે મિજલસમાં સરદાર મોનાહાતિનો પ્રાણહારક પત્ર આવ્યો હતો, તેને બીજે દિવસે બપોરે મણિલાલ માણેકલાલને ત્યાં આવીને હાજર થયો. તે અત્યારે દસ્યુ સરદાર મોનાહાતિના ઠરાવેલા ડાકિની ઘાટપર જવા માટે તૈયાર થઇને આવ્યો હતો. તેની ઇચ્છા, જતી વેળાયે એકવાર પોતાની પ્રિયતમા, હૃદયની રાણી અને જીવનની જ્યોતિ ઇન્દુમતિને મળવાની હતી. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે, " જો કદાચ એ શયતાન સરદારના સપાટામાંથી પાછું ન ફરાય, તો પછી મારા મનની વાત મનમાં જ રહી જાય તેમ છે, માટે છેવટની વેળાયે મારે મારી પ્રિયાનાં દિદાર તો અદસ્ય કરવાં જ જોઇએ. પ્રિયાની સાથે બેસીને જિન્દગીના અંતિમ સમયની અંતિમ આશા અવશ્ય વ્યક્ત કરવી જોઇએ. કારણ કે જો મારૂં મન પ્રિયામાં જ આસક્ત રહી જશે તો મને સ્વર્ગમાં પણ શાન્તિ મળી શકશે નહિ. પ્રિયા વિના મને લેશ માત્ર પણ ચેન પડશે નહિ.

" પ્રિયાના પ્રેમની સાથે જિગર મારૂં મળેલું છે,
પ્રિયા છે સાર જીવનનો પ્રિયામાં સહુ મળેલું છે;
પ્રિયા છે પુષ્પ પ્રીતિનું, પ્રિયા છે મોક્ષનું બારૂં,
પ્રિયામાં પ્રેમ છે મારો, પ્રિયાને હું પ્રભુ ધારૂં;
પ્રિયા મારી સુધા ધારા, પ્રિયા છે બાગનું બુલબુલ,
પ્રિયાના પ્રેમને કાજે, ધર્યું આ મેં જીવન મારૂં. "

આ પ્રમાણે વિચાર કરી ઘરમાં દાખલ થતાંની સાથે જ તેણે જોયું કે, સરળતાની મૂર્ત્તિમતી પ્રતિમા ઇન્દુમતિ હથેલીપર ગાલ મૂકી પોતાના ઓરડામાં બેઠી બેઠી કાંઇક ચિંતા કરી રહી હતી. તે ઓરડામા બીજું કોઈ નથી, એમ ધારીને મણિલાલ તે ઓરડામાં દાખલ

થયો; પરંતુ ચિંતાના સાગરમાં ડૂબેલી તથા પ્રિયતમની શુભકામનાના વિચારમાં ગુંથાયલી ઇન્દુમતિ મણિલાલના આવવાની ખબર જાણી શકી નહિ. મણિલાલે ઇન્દુમતિની એવી અફસોસકારક હાલત જોઇને સહજ દિલગીરીની સાથે કહ્યું કેઃ—" ઇન્દુ ! વ્હાલી ઇન્દુ ! આજે તું આમ ચિંતામાં કેમ પડી ગઇ છે? અત્યારે આ એકાંતમાં બેસીને શા વિચારો કરી રહી છે?"

ઇન્દુમતિએ પાછું વાળી જોઇને એકદમ રડવા માંડયું. તેણે કહ્યું:- " હું ધારતી હતી કે, તમે મને મળ્યા વિના જ બારોબાર લૂટારાને મળવા માટે ચાલ્યા ગયા હશો, એનો જ વિચાર કરી રહી હતી. જો તમો એમને એમ ચાલ્યા ગયા હોત તો, મારા મનની શી દશા થાત, એ હું તમને શબ્દો દ્વારા કોઇપણ રીતે કહી શકું તેમ નથી."

મણિલાલની બન્ને આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યાં, તેણે રૂંધાયલા કંઠથી કહ્યું કેઃ—" જો હું એ પિશાચના પંજામાંથી બચી શકીશ, તો અવશ્ય તારી પાસે આવીશ, ઇન્દુ ! ઇન્દુ ! હું કોઇને ચાહતાં શિખ્યો નથી, મુખનાં મીઠાં વચનો બોલી પ્રિયાને રીઝવતાં પણ મને આવડતું નથી. મને સુંદરજીની પેઠે વેદ—વેદાંતનાં લાંબાં લાંબાં વ્યાખ્યાનો આવડતાં નથી, આ સર્વ વિષયોનો વિચાર કરીને તું મને વિસરીશ નહિ. જો પરમાત્માની કૃપાથી હું જીવતો પાછો આવીશ તો ઓછામાં ઓછો એકવાર પણ તને મળી જઇશ."

ઇન્દુમતિએ કહ્યું કેઃ—" હું આ વિશાળ વિશ્વમાં વ્યાપી રહેલા વિશ્વંભરની પાસે નમ્ર પ્રાર્થના કરીને કહું છું કે, મારા મણિલાલ પાછા કુશળતાપૂર્વક મારી પાસે આવી પહોંચો અને આવ્યા પછી મારી સાથે પહેલાંના જેવો પ્રેમમય વ્યવહાર ચલાવો."

આ સમયે વિદેશી યુવક સુંદરજી ત્યાં આવી પહોંચ્યો. નાયક નાયિકનો વિષાદમય વિદાયગીરીનો દેખાવ જોઇને સુચતુર સુંદરજી જાણી ગયો કે, 'ઇન્દુમતિને મેળવવાની તેના હૃદયમાં જે આશા સમાયલી છે, તે આશા સત્ય નથી, પણ કેવળ એક પ્રકારની દુરાશા જ છે.' આ પ્રમાણે ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેણે પોતાના હૃદયમાં છવાયલી ચિંતાને દૂર કરી મુખપર મૃદુ હાસ્યની રેષા લાવી ઘણા જ મીઠા અને મોહક અવાજથી કહ્યું કેઃ—" ભાઈ મણિલાલ ! તમારા પિતાપર આફત આવવાનો વખત છેક નજીકમાં આવી લાગ્યો છે, તેમ છતાં પણ તમો આ રમણીની અશ્રુ-સુધાને માટે આ પ્રમાણે નકામો વખત ગાળી રહ્યા છો, એ કોઇપણ રીતે ઉચિત નથી. જેમ બને તેમ તમે તમારા કામને જલ્દી પૂરૂં કરી નાખો. અત્યારે તમારા મોતનાં નગારાં ગગડી રહ્યાં છે, કાળનો પયગામ પણ આવી પહોંચ્યો છે, માટે જેમ બને તેમ એને અટકાવવાનો ઇલાજ કરો. જો સરદાર મોનાહાતિની ઠરાવેલી જગાએ તમો વેળાસર નહિ પહોંચો, તો પછી તમારા પિતાને શી સજા ભોગવવી પડશે, એ તમો જાણો છો ખરા કે ? તે ક્રૂર રાક્ષસ તમારા પિતાનો તો શું પણ તમારા આખા પરિવારનો જડમૂળથી નાશ કર્યા વિના રહેશે નહિ. માટે હવે એક ક્ષણનો પણ વિલંબ ન કરો. કર્ત્તવ્ય બજાવતી વેળાયે પ્રમદાના પ્રેમપાશમાં ફસાવાથી કેવું વિપરીત પરિણામ આવે છે ? પૃથ્વીરાજ જેવા મહા શૂરવીર નરની સંયુક્તા જેવી સુંદરીના સ્નેહમાં સપડાવવાથી કેવી દુર્ગતિ થઇ હતી ! આ બધી વાતોને કેમ વિસરી જાઓ છો ? આ સમય પ્રિયાની ગોદમાં બેસી આંખમાંથી આંસૂ વહેવડાવવો નથી. "

" નથી આ વખ્ત સૂવાનો સમય ચાલ્યો જતો માનો,
પ્રિયાની ગોદમાં બેસી નહીં ગાઓ પ્રણય-ગાનો;

મૂકીદો મોહને માયા તમારા કામને ધારો,
દુન્દુભિ મોતનાં વાગે તથાપિ શોખ કાં ધારો ?
બની ઘેલા તમે આજે પ્રલાપો પ્રેમના કરતા;
મરણ–પયગામ છે આવ્યો, છતાં ના કાં તમે ડરતા ?"

મણિલાલ ! તમારા શિરપર આફતનું આસ્માન તૂટી પડ્યું છે, તમારા પરિવારના પતનનો પયગામ આવ્યો છે, તમારી મિલ્કતને બરબાદ થવાનો સમય નજીકમાં આવી લાગ્યો છે, છતાં પણ તમે અત્યારે પ્રેમિકાના પાલવ દ્વારા આંખનાં આંસૂ લૂછાવી રહ્યા છો. હૃદયને કંપાવનાર પ્રલાપો કરી એક અબળાના અંતરપર આઘાત કરી રહ્યા છો, તો તમને જરા પણ શર્મ નથી આવતી ! ઉઠો ! તમારી મોહનિદ્રાને ત્યાગી દો, કર્ત્તવ્યના સૂત્રને કરમાં ધારણ કરી લો. પ્રિયાના પ્રેમને બદલે કર્ત્તવ્યના મહામંત્રને હૃદયમાં જગાવી દો. પ્રેમના પ્રલાપો કરવાનો સમય પાછળથી પણ મળી રહેશે.''

સુંદરજીનાં આ વાક્યોથી મણિલાલનાં હાડેહાડ વિંધાઇ ગયાં. તે બિચારાએ શર્મના માર્યા એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. તેના મુખપર લજ્જાની તથા ઉદાસિનતાની ઘોર છાયા છવાઇ ગઇ, તથા વૃક્ષની આશ્રિત લતાને વિખૂટી કરીને પવનનો ઝપાટો તેને જેવી રીતિ એકદમ દૂર ફેંકી દે છે, તેવી રીતે મણિલાલે પણ પોતાની પરમ પ્રેમિકા હૃદયે શ્વરી અંબાલિકાને પડતી મૂકીને ત્યાંથી તરતજ પ્રસ્થાન કર્યું. જતી વેળાયે તે ત્રણ ચારવાર અતિ ઉદાસ અને અતિ કરુણ દૃષ્ટિથી ઇન્દુમતિના મુખ તરફ જોઇને ચાલ્યો ગયો. ઇન્દુમતિની મોટી મોટી આંખોમાંથી દડ દડ આંસૂની અવિરલ ધારાઓ વહેવામાંડી તે બિચારી પણ પોતાના પ્રિયતમના તરફ એકીટસે જોઇ રહી.

એ જોઇને સુંદરજીએ ઇન્દુમતિને સંબોધીને કહ્યું કેઃ—" ઇન્દુ-

મતિ ! શું તું મણીલાલને બહુ જ ચાહે છે ? તારૂં દિલ તેના માટે આટલું બધું દીવાનું બની ગયું છે ? તું રડે છે શામાટે ?"

ઇન્દુમતિએ સાલ્લાના છેડાથી આંસૂ લૂછીને જવાબ આપ્યો કેઃ—" મારૂં મન મણિલાલને આટલો બધો શા કારણથી ચાહે છે, એ હું પોતે પણ કદાપિ જાણી શકી નથી. મણિલાલમાં કોણ જાણે શો જાદુ સમાયો છે કે, તે મારા મનને એકદમ પોતાના તરફ ખેંચી લે છે. તેનામાં કોણ જાણે કેવી અલબેલી શકિત સમાણી છે કે, તેને જોતાંની સાથે જ આ દિલડું દીવાનું બની જાય છે. તેનામાં કોણ જાણે શા ગુણો સમાયલા છે કે, તેને મારો શિરતાજ બનાવવા માટે મારૂં જિગર વ્યાકુળ વ્યાકુળ થઈ જાય છે. હું ધારૂં છું કે, મણિલાલને મેળવ્યા સિવાય અથવા તેના દિદાર દેખ્યા વિના મારા આ દર્દી દિલને જરા પણ ચેન પડશે નહિ.

" થયો તે સાર જીવનનો લીધું છે ચિત્તડું ચોરી;
બનાવી છે મને ઘેલી બતાવીને સૂરત ગોરી;
દિદારે દર્દ કરાવીને મને તેણે ફસાવી છે;
નમાવી નેન–નખરાંથી અજબ આશા બતાવી છે;
થયો છે ચન્દ્ર તે ને હું બની છું ચાતકી પ્યાસી;
પીવાડી નીર પ્રીતિનું મને પ્યારી બનાવી છે. "

આ સાંભળી સુંદરજીના મનમાં નિરાશાનો ઉદધિ ઉછળી આવ્યો. તેણે અજાયબીથી પૂછ્યુંઃ—" સુન્દરીશિરોમણિ, ઇન્દુ ! ત્યારે શું તું મને નથી ચાહતી? તારા હૃદયપરના મારા અધિકારને તેં મણિલાલના હાથમાં સોંપી દીધો છે ? મારા સ્નેહસાગરને સૂકાવીને તું મણિલાલના ભાગ્યપર અનુકૂળ થઈ છે ? મને નિરાશાની નદીમાં નાખી તું મણિ-લાલની આશાની નૌકા બની બેઠી છે! મારા ભાગ્યાકાશમાં અંધકારની

છાયા છવડાવી મણિલાલના ભાગ્યકાશને ઉજ્જવલ કરવા માંટે તત્પર થઈ છે ? કહે, કહે ! તારા હૃદયનો જે ભાવ હોય તે, મને કહી દે. મારી પાસે કાંઇ પણ સંકોચ રાખ્યા વિના સત્ય હોય તે કહી દે.”

ઇન્દુમતિએ જવાબ આપ્યો:—“ સુંદરજી ! આમ વ્યાકુલ કેમ બની જાઓ છો ! હું તમને મારા ભાઇની પેઠે હમેશને માટે ચાહયા કરીશ; તમારાપર જિન્દગી સૂધી મારો પવિત્ર સ્નેહ રાખ્યા કરીશ કે જેથી આખી દુનિયા આપણુ બન્નેને સગાં ભાઈ—બહેન ધારીને સદાને માટે આપણી પ્રશંસા કરશે. તમો મારા સહોદર ભાઇ થશો અને હું તમારી દીન ભગિની થઇને તમને હમેશાં આશીર્વાદ આપીશ. આપણને બન્નેને જોઇને જગત એમ જ જાણશે કે, આપણે બેઉ એક જ માતાના પેટથી જન્મ્યાં છીએ. આજથી તમે પણ મને તમારી બહેન જાણી લેજો અને એક ભાઇએ ભગિનીપર જેવો પવિત્ર સ્નેહ રાખવો જોઇએ તેવો સ્નેહ દર્શાવવાની કૃપા કરશો. ”

વિકારી ભાવના ટાળી ભગિની આજથી ગણજો,
મલિન માયા અને મમતા બધીએ આજથી હણજો;
કદાપિ કામના નહિ કામની અંતર વિશે ધરજો;
ભગિની દીન જાણીને સદા શુદ્ધ સ્નેહ આચરજો;
બધાંયે પ્રેમનાં સ્વપ્નો દઇ ત્યાગી સન્નીતિ સ્મરજો;
ધરીને મર્મ ભ્રાતાનો ભગિનીનાં દુ:ખો હરજો. ”

સુંદરજી આથી ઘણો જ દુ:ખી થયો. તેણે પોતાના મનમાં જ કહ્યું કે:—“ હું આ શું ? અમૃતની વેલીમાં હળાહળનો સંચાર ! શીતળતાના સદનમાં પ્રચંડ પાવકનો આવાસ ! જે મારા પ્રેમને માટે મરી મટતી હતી, તેના હૃદયમાં આજે મણિલાલની મોહની કેમ લાગી હશે ? મારી મોહક મૂર્ત્તિને વિસરીને મણિલાલ જેવા એક કુરુપ પુરુષ

પર તે શા કારણથી મોહાંધ થઈ હશે. બસ આજે મારી આશાનું અવસાન થયું છે:—

" અવની થઇ ચકચૂર ને અંધાર વ્યાપ્યો આભમાં;
ભાનુ થયો નિસ્તેજ ને વાયુ ગયો છે ગાભમાં;
સરિતા અને સિન્ધુતણું જળ આજ છે બહુ કંપતું;
હૈયું ચઢ્યું તૂફાનમાં નહિ ક્યાંય છે તે જંપતું;
વિશ્વગ્રાસક કોપ છે મમ મસ્તકે આવી પડયો;
વિકરાળ ભાવ નિરાશ ક્યાંથી હાય છે આવી ચડયો ! "

આ પ્રમાણે ઘણી ચિંતા કર્યા પછી તે સહજ ચીડાવાનો ભાવ દર્શાવીને તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. પરંતુ જતી વેળાએ તેના ભવાં ચઢી આવ્યાં અને મુખપર એક પ્રકારના વ્યંગનું હાસ્ય ઝળકી આવ્યું. ઇન્દુમતિ તેના તે ભાવને જોઈ શકી નહિ.

સુંદરજીના ચાલ્યા જવા પછી ઇન્દુમતિ પોતાના ઓરડાનાં દ્વાર પર સાંકળ વાસીને એક બિછાનાપર આવી સૂઈ ગઇ અને સુતી સુતી રડવા લાગી. તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે:—" હાય ! મારૂં મન આજે આમ વિહ્વળ કેમ બની ગયું છે ? મણિલાલના સંબંધમાં મને આટલી બધી ચિંતા કેમ થવા માંડી છે ? શું મારા મણિનું દુષ્ટ દાનવ મોનાહાતિ હરણ તો નહિ કરે ? તેના જીવનને ધરાના ધામ-પરથી નાબૂદ તો નહિ કરે ? કાંઈ પણ સમજી શકાતું નથી. શું એ મોનાહાતિના દિલમાં દયા નહિ આવે ? ના—ના—નહિ જ આવે. દયા અને તે દાનવના હૃદયમાં ? જો તેના દિલમાં દયા વસતી હોત તો તે કદાપિ આવાં કાળાં કામ કરવાને તૈયાર થાત જ નહિ. હજારો માણસોનું લોહી રેડત જ નહિ. ત્યારે શું એ જુલ્મી શયતાન મારા મણિલાલની

ગર્દન પર પણ પોતાની કાતિલ તલ્વાર ચલાવશે? તેના જીવનની જ્યોતિને અત્યાચારના પવનથી હોલવી નાખશે?"

ઇન્દુમતિ આ પ્રમાણે અનેક ચિંતાઓ કરવા લાગી. તેણે સુંદરજીને જે કાંઇ કહ્યું હતું, તે બરાબર જ હતું, તે મણિલાલને આટલો બધો ચાહે છે, એની એને પોતાને પણ આ પહેલાં કશી ખબર નહોતી. તેના મનમાં સુંદરજી અને મણિલાલ ઉભય સમાન જ હતા. પણ આજે તેના મનનો તે ભાવ કોણ જાણે શા કારણથી બદલાઇ ગયો હતો કે, તેણે મણિલાલને પોતાનો પ્રિયતમ કરવાનો તથા સુંદરજીને ભ્રાતા હોવાનો દૃઢ નિશ્ચય કરી લીધો.

ઇન્દુમતિએ આમ કરવામાં સારૂં કે બુરૂં કાર્ય કર્યું હતું, એતો અમારાથી કહી શકાતું નથી, પણ તેમ છતાં પણ અમો એટલું તો અવશ્ય કહી શકીએ છીએ કે;—"એક જણને ચાહતાં ચાહતાં, તેનું વજન જાણી શકાતું નથી. કોઇ પણ કારણ ઉપસ્થિત થવાથી, તેના દર્શન ન થવા છતાં તે પ્રેમીની છબિ આંખો આગળ આવીને આપોઆપ ઉભી રહે છે. આવા વખતમાં જો કોઇ વ્યક્તિ એકી સાથે બે વ્યક્તિઓને ચાહતી હોય તો, તે વ્યક્તિનો બેમાંની કયી વ્યક્તિપર ખરો પ્રેમ છે, એ સ્પષ્ટ સમજાઈ આવે છે.

મણિલાલ જે રાત્રે ડાકિની ઘાટપર લૂટારા મોનાહ્લાતિને મળવા માટે ગયો તે રાત્રે ત્યાંથી પાછો પોતાને ઘેર આવ્યો નહિ. ત્યાર પછી બીજો દિવસ પણ વીતી ગયો. આ જોઇને તેના પિતાના મનમાં અત્યંત ચિંતા થવા લાગી. ઇન્દુમતિ પણ વારંવાર માણસોપર માણસો મોકલીને મણિલાલના આવવાની ખબર પૂછાવવા લાગી; પરંતુ જેટલાં માણસો જતાં હતાં, તેમાંનો એક પણ માણસ પાછો આવીને તેને કશા પણ સમાચાર પહોંચાડી શક્તો નહોતો, કે મણિલાલ હજી

સુધી તેને ઘેર આવ્યો છે કે નહિ. છેવટે તે દિવસ પણ ચાલ્યો ગયો, આવી રીતે ધીમે ધીમે એક અઠવાડિયું વીતી ગયું, તેમ છતાં પણ મણિલાલના કશા પણ સમાચાર જ મળી શક્યા નહિ.

ત્યારે એક દિવસ ઇન્દુમતિને એકલી જોઇને સુંદરજીએ કહ્યું કેઃ– “હું ધારૂં છું કે, મણિલાલ હવે જીવતો નહિ હોય, કદાચિત્ લૂટારાઓએ તેને મારી નાખ્યો હશે. જો તેમજ હોય તો પછી તને મારી સાથે તારા લગ્ન કરવામાં શી અડચણ છે? હું તારો સ્વામી થાઉં અને તું મારી સ્ત્રી થાય, તો આપણો ગૃહસંસાર કેવો સુખી થાય એનો વિચાર તારા મનમાં આવે છે ખરો કે? મને તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, મણિલાલ હવે આ દુનિયા છોડીને ચાલ્યો ગયો છે, તેને બિચારાને મનુષ્યના આકારમાં રહેલા—નરરાક્ષસોએ મારી નાખ્યો છે. અરેરે! મનુષ્યની જિન્દગીનો પણ શો ભરોસો છે! પાણીના પરપોટા જેવી આ જિન્દગી ક્યારે ચાલી જશે, એ કોનાથી કહી શકાય તેમ છે.”

ઇન્દુમતિ મણિલાલનું નામ લઇને ઊંચા અવાજે રડી પડી. ઘણી વાર સુધી રડયા પછી તેણે કહ્યું કેઃ—“ભાઈ! હું અત્યારે મારા હૃદયમાં તેઓ જ્યારે મારી પાસેથી વિદાય થયા, તે વખતની વિષાદવાળી મૂર્ત્તિને સાફ સાફ જોઇ રહી છું. હવે હું તેને કદાપિ ભૂલી શકીશ નહિ. જો મણિલાલ મરી ગયો હશે, તો હું પણ વિધવા થઈ છું. હિન્દુની કન્યાનાં બે વાર લગ્ન થતાં નથી. મને હવે તમે રડવા દો, મારી આંખોનાં આંસૂ વહેવડાવી મારા હૃદયના ભારને હળવો કરવા દો. હવેથી હું કદાપિ બીજા કોઈ પણ પુરુષનું પાણિગ્રહણ કરીશ નહિ અને તમે પણ મને પ્રણયની વાતો કહી સંભળાવશો નહિ. મારો પ્રણય ગયો છે, મારા અંતરનો આરામ પણ ચાલ્યો ગયો છે.”

સુંદરજીએ નિરાશ સ્વરથી કહ્યું;—"ઇન્દુ! હું આવતી કાલે પ્રભાતમાં જ મારા દેશભણી ચાલ્યો જઇશ. હવે એક ઘડી પણ અહીં રોકાઇશ નહિ."

"અમારા આવા આફતના વખતે હું અહીંથી તમોને એક ડગલું પણ આગળ ભરવા દઇશ નહિ. ભાઈ, મને આશા છે કે તમે તમારી આ દીન ભગિનીને રડતી મૂકીને અહીંથી ચાલ્યા જવાનું સાહસ નહિ જ કરો. તમારી મદદથી જ હું મારી આંખોના તારા મણિલાલને મેળવી શકીશ. કૃપા કરી જ્યાં સુધી મણિલાલનો કાંઈ પણ પત્તો ન મળે, ત્યાં સુધી તમો અહીં જ રોકાઇ જાઓ." ઇન્દુમતિએ આંખમાં આંસૂ લાવીને કહ્યું.

આ સાંભળીને સુંદરજીએ કહ્યું કે:—"તમારે ત્યાં હું આજ દિવસ સુધી ઘણા જ સુખથી રહ્યો હતો, પણ જે આશાથી હું રહ્યો હતો, તે આશા નષ્ટ થઈ છે, એટલે હવે મારાથી અહીં એક ક્ષણ પણ રોકાઈ શકાય તેમ નથી. તું પોતેજ તારા મનને ઇન્સાફ આપીને વિચારી જો કે, હું હવે અહીં કઇ આશાથી રહું વારૂ? મારૂં સર્વસ્વ ખોઇને તારી આશાથી હું અહીં વસતો હતો, પણ હવે જિન્દગીભરને માટે એ આશાથી વંચિત થયો છું; માટે હવે આ ક્ષણેજ હું દેશમાં જવા ઇચ્છું છું."

ઇન્દુમતિથી કાંઇ પણ બોલી શકાયું નહિ. તેમ છતાં પણ તે, તે યુવકના જવાની વાત સાંભળીને ઘણી જ દિલગીર થઈ, તથા તેને વારંવાર કહેવા લાગી કે;—"તમારા જવાથી મને જરા પણ ચેન પડશે નહિ, માટે કૃપા કરી તમો અહીં રહી જાઓ."

યથાસમયે સુંદરજીએ માણેકલાલ પાસેથી વિદાય થવાની પ્રાર્થના કરી. તેણે પણ તેને પોતાને ઘેર રહેવાનો ઘણો ઘણો આગ્રહ કર્યો,

પરંતુ તેણે તો પોતાના જવાના આગ્રહને જારી રાખ્યો અને જેમ બને તેમ જલ્દી જવાની ઇચ્છા પ્રકટ કરી. તે તેને બીજે દિવસે ભૂષણાનગરીનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. તે ક્યાં ચાલ્યો ગયો, તેનો કોઇને પણ કશોય પત્તોજ મળ્યો નહિ; કારણ કે તે સવારમાં વ્હેલો ઉઠીને કોઇને પણ કહ્યા કારવ્યા વિના જ એકદમ ચાલી નીકળ્યો હતો.

આ તરફ પુત્રની આવી વિષમ સ્થિતિ જોઇને વૃદ્ધ મોહનલાલ કોઇ પણ રીતે સ્થિર રહી શક્યો નહિ. પુત્રના શોકની ચિંતામાં ને ચિંતામાં જ તેના શરીરમાં ઘણો જ તાવ ઉભરાઇ આવ્યો. તાવ જો કે સાધારણ હતો, તો પણ મોહનલાલ તંદુરસ્ત થયો નહિ. ધીમે ધીમે તેના શરીરમાં વિકાર વ્યાપ્ત થવા લાગ્યો. છેવટે બાવીસમા દિવસે સાંઝે તે વૃદ્ધ પુરુષનો દેહ હરિનામ સાંભળતો સાંભળતો આ અવનીમાંથી ચાલ્યો ગયો. તેની કાયાનું ખોળીયું આ ક્ષણભંગુર પૃથ્વીપર પડી રહ્યું અને પ્રાણવાયુ વિલીન થયો.

મોહનલાલનો ગૃહસંસાર એકાએક શોકના હાહાકારથી પૂર્ણ થઇ ગયો. સુખ અને સ્વતંત્રતાના શિખરપર વિરાજતું એક કુટુંબ એકદમ નિરાધાર બની ગયું, એક આદર્શ સંસાર પ્રચંડ મરુભૂમિ જેવો બની ગયો.

ઇન્દુમતિ આ અકસ્માતથી ઘણી જ દુઃખી થઇ. કેવળ અંબાલિકાની ધીરજ તથા આશ્વાસનાં વચનો સાંભળીને તે સહજ સ્થિર રહી શકતી હતી.

---

# પ્રકરણ ૨ જું



## અબળાઓનું અદ્ભુત સાહસ



જહાં તક હદ્દે ઇન્સાનીકી દાનિશકા ગુજારા હૈ;
જહાં તક ઇપૂતેદા ઔર ઈન્તેહાને જોર મારા હૈ;
ફલકસે હમ મંગા સકતે હૈ નકલેં ઉસ અદાલતકી;
લગા સકતે હૈં સબ મોહરેં બિલાખટકે સદાકતકી.

—❧❧❧—

રોજે રૌશનપર સ્યાહી છાયી હૈ શબ ખૂનકી;
હૈ પરા બાંધે રહાયી દુનિયામેં એક મલઊનકી;
સેંકડો રુહેં ખડી રોતી હૈ કબ્રસ્તાન મેં;
આસ્માનોંસે સદા આતી ક્લોાં ખૂનકી.

દુશ્મને ઇમાન



ઇન્દુમતિ અને અંબાલિકા નક્ષત્રરૂપી ભૂષણવિનાની ઉષાની પેઠે આભૂષણ વિનાની અવસ્થામાં રહી બન્ને જણીઓ વિરહથી આંખનાં આંસૂ વહાવી વહાવીને પોતાના દિવસો વીતાડવા લાગી. બન્ને એકી સાથે બેસીને, પોતપોતાના ભાગ્યના સંબંધમાં અહર્નિશ કાંઈક ને કાંઈક નવી નવી ચર્ચાઓ ચલાવવા લાગી.

અંબાલિકાનો સ્વામી ઇંદ્રનાથ જેવી રીતે અંબાલિકાને રડતી મૂકી કારસ્થાની હરગોવિંદ ન્યાયાધીશ તથા જમીનદાર સુંદરીમોહનના

સંકજામાં સપડાઇને દુઃખના દરિયામાં નાખી ગયો હતો, તેવીજ રીતે બિચારા મણિલાલની પણ મહા ભયંકર હાલત થઇ પડી હતી. તે અત્યારે ક્યાં હશે, લૂટારાઓએ તેના પર કેવો જુલ્મ ચલાવ્યો હશે તથા તે આ દુનિયામાં જીવતો હશે કે નહિ, તેનો કોઇનાથી કશો પણ નિશ્ચય જ કરી શકાતો નથી. અંબાલિકા ઇન્દ્રનાથના વિયોગથી છાતીફાટ કલ્પાંત કરી રહી હતી, ત્યારે ઇન્દુમતિ મણિલાલને માટે આકુળ-વ્યાકુળ બની ગઈ હતી. હમણાં તેમની બન્નેની સ્થિતિ લગભગ એક સરખી જ થઇ પડી હતી.

એક દિવસ સવારમાં વ્હેલી ઊઠી ઇન્દુમતિ, પુષ્પોદ્યાનમાં પુષ્પ ચૂંટી, ઘર તરફ પાછી આવતી હતી, એવામા અચાનક તેણે જોયું કે, તેના મકાનના દરવાજાની દીવાલપર દુર્દાન્ત દસ્યુ મોનાહાતિના તે લાલ રંગથી રંગાયલા છુરાનું ચિન્હ ચિતરેલું હતું. એ જોઇને યુવતી ઇન્દુમતિ 'પિતાજી-પિતાજી' કરતી તેને બોલાવતી બોલાવતી એકદમ ઘરમાં દોડી આવી. આ સમયે તેનું હૃદય કંપવા લાગ્યું. કાયામાં કમકમાટી થવા લાગી તથા મુખપર ઉદાસિનતાની ઝાંખી છાયા ઝળકી ઊઠી.

ઇન્દુમત્તિનો પિતા ત્યારે કેવળ પ્રાતઃક્રિયામાંથી નિવૃત્ત થઇને ભગવાનના નામનું સ્મરણ કરી રહ્યો હતો. તે કન્યાને આમ ગભરાયલી જોઇને ચમકી ઊઠ્યો. તેણે ગભરાટથી પૂછ્યું કેઃ—"કેમ ઇન્દુ ! શું થયું છે ? તું આટલી બધી ગભરાયલી કેમ જણાય છે ? તારો રંગ કેમ ફેરાઇ ગયો છે ?"

આ સાંભળીને ઇન્દુમતિએ જવાબ આપ્યો કેઃ—"આપણો સર્વનાશ થયો છે, પિતાજી ! આપણા મકાનના દરવાજાપર પણ પેલું ભયંકર ચિત્ર આલેખાયલું છે."

માણેકલાલે અજાયબીની સાથે પૂછ્યું કે:—"કયું ચિત્ર ચિતરાયલું છે વારૂ, બેટા ?"

"મોનાહાતિના તે ભયંકર લાલ છુરાવાળું." ઇન્દુમતિએ કંપતા અવાજથી જવાબ આપ્યો.

માણેકલાલનું આખું શરીર કંપી ઊઠયું. તે રૂંધાયલા અવાજે એકદમ દરવાજા પાસે દોડી ગયો અને તે કાળના જેવું ભીષણ અને પ્રાણહારક ચિત્ર જોઇને તદ્દન નિર્બોધ બની ગયો તથા લાચારીથી હૃદયમાં નિરાશાભરેલા નિઃશ્વાસો નાખતો પાછો ઘરમાં ચાલ્યો આવ્યો.

ઘરનાં તમામ માણસોને ક્ષણવારમાં જ એ ચિત્રના સંબંધમાં બધી ખબર મળી ગઇ. એ સાંભળીને સહુ હાહાકાર કરવા લાગ્યાં. અંબાલિકા પોતાના આશ્રયદાતાની આવી દુર્દશાની વાત સાંભળીને શોક તથા મોહથી તદ્દન બેચેન બની ગઇ, તેનું શરીર ભાંગી પડ્યું.

માણેકલાલ અત્યંત ચિંતાતુર બની ગયો. કયારે કયે દિવસે અને કયી અશુભ ઘડીએ લૂટારાનો હુકમવાળો કયો પત્ર આવીને તેના હાથમાં રજૂ થશે, કોણ જાણે કિસ્મતમાં કેવું એ દુઃખ ભોગવવાનું લખાયું હશે. વગેરે ઘણી જાતની ચિંતાઓ કરતાં કરતાં તેનું મુખ સૂકાઇ ગયું. પરંતુ હવે તેનો શો ઈલાજ કરવો જોઇએ, એને માટે તે ઘણા ઘણા વિચારો કરવા માંડયો. તેના હૃદયમાં સહનશીલતાનું બળ વધારે હતું. તેણે પોતાના શિરપર અત્યારે જે આફત આવી પડી હતી, તેનું વિસ્મરણ કરવા માટે મુનીમને સાથે બેસાડીને હિસાબ કીતાબ જોવાનું શરૂ કરી દીધું. કેવું આશ્ચર્ય કે, ખાતું ખોલતાંની સાથે જ ચોપડાના પહેલાં જ ખાતા વાળા પાનામાંથી લાલ છુરાના ચિન્હવાળો એક પત્ર બહાર નીકળી

આવ્યો. દુર્દાન્ત દસ્યુ ક્યાંથી આવીને તથા કેવી રીતે આ પત્ર મૂકી ગયો હશે, એ વિષયની કોઇના મનમાં કશી કલ્પના પણ આવી શકી નહિ. હાય ! કેવું દુર્ભાગ્ય કે, અત્યારે એ દુષ્ટોનું દમન કરનાર કોઈ પણ વ્યક્તિ આખા દેશમાં રહી નથી. જમીનદાર નવરત્ન શાહસુજા પાસે ગયો છે, એવી ખબર સહુના જાણવામાં આવી છે ખરી, પરંતુ વિલાસની મોહ નિદ્રામાંથી જાગૃત થઇને હજી સુધી તેણે ભૂષણાનગરી અથવા તો આખા દેશપર ગુજારાતા જુલ્મને અટકાવવાનો કશો ઈલાજ પણ કર્યો નથી. હાય--હાય ! તે બિચારા પરમ ધાર્મિક માણેકલાલનો વખત ભરાઇ જવા આવ્યો છે, એવો વિચાર આવતાં આખા શહેરના લોકોનાં કાળજાં કંપી ઊઠયાં. પ્રથમ મણિલાલના પિતાપર એ રાક્ષસી પત્ર આવ્યો, અને એના યોગે તે બિચારો કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો. એનો પિતા પણ એ પત્રના ભયથી ડરીને કાળનો કોળિયો બની ગયો. બીજો પત્ર નવરત્ન પર આવવાથી તે પોતાના પરિવાર સહિત અખુટ દોલત અને વિશાળ જાગીર છોડીને ભૂષણાનગરીમાંથી ચાલ્યો ગયો અને ત્રીજીવાર અત્યારે બિચારા માણેકલાલના શિરપર આફતનો વરસાદ વરસાવનારો આ મહાભયંકર પત્ર આવી પહોંચ્યો. આથી આખા શહેરમાં ખળભળાટ મચી ગયો. સર્વજનો ધાર્મિક અને પરોપકારી સજ્જન માણેકલાલની આ આપત્તિ જોઇને તેના તરફ સહાનુભૂતિ તથા દયા દર્શાવવા લાગ્યા. અરે કેટલાંક દયાળુ અને કોમળ હૃદયનાં મનુષ્યો તો આંખમાંથી આંસૂ પણ વરસાવવા લાગ્યાં. લૂટારાના હુકમનો અનાદર કરવાનું સાહસ કોઇનાથી પણ થઇ શકે તેમ નહોતું. ગમે તેમ હો, પણ માણેકલાલે હૃદયમાં સાહસને ધારણ કરી પત્ર વાંચ્યો. પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું કે:—

**પરમધાર્મિક અને શ્રદ્ધાવાન મહાશય માણેકલાલ !**

આપના તરફ સરદાર મોનાહાતિ લૂટારાનું આ આજ્ઞાપત્ર મોકલવામાં આવે છે, આપ આવતા ચોથા દિવસની રાત્રે બીજા પહોરને વખતે, મધુમતિ નદીના પૂર્વ કિનારાપરના મંદિરના ખંડિએરની પાસે, આપની કન્યા ઇન્દુમતિ તથા આપની પાળેલી કન્યા અંબાલિકાને મોકલી આપશો. તેમને પગે ચલાવીને જ મોકલશો. ઇન્દુમતિને હું મારી ઉપપત્ની કરીશ અને અંબાલિકા તેની દાસી તરીકે રહીને તેની સેવા કરશે. ઉત્સવ નિમિત્તે મારા સોબતીઓ આનંદ પ્રકટ કરશે, માટે તેમના સર્વના મનને રંજન કરવા માટે પચાસ બૉટલ ઉંચો મદ્ય, સારાં સારાં મીઠાં ફળો, મેવો તથા એક હજાર એકસો એકાવન સોના મોહોરો પણ અવશ્ય મોકલી આપશો. બન્ને કન્યાઓને પગે ચાલીનેજ મારી ઠરાવેલી જગાએ આવવું પડશે; વાહનપર બેસીને તેઓ કદાપિ આવી શકશે નહિ. માત્ર એક અનુચર તથા મદ્યાદિ સામાન ઉંચકનાર એક ઊંટ સિવાય તેઓની સાથે બીજી કોઇ પણ વ્યક્તિને મોકલવી નહિ. જો આ સર્વ આજ્ઞાઓ બજાવવા જરા પણ ખામી આવશે તો વીરવર મોનાહાતિના ભીષણ દંડથી આપને અવશ્ય દંડિત થવું પડશે. તે દંડ શો થશે તે તો તમારા જાણવામાં જ હશે. મારી આજ્ઞા ન માનનારને હું ધરામાંથી નાબૂદ કરૂં છું તથા,

“ કરૂં વેરાન ભૂમિને ગજાવું હાક હું મારી;
ધરામાંથી કરૂં નાબૂદ બતાવી વીરતા ભારી;
તપાવી તાપ બળતામાં બનાવું ખાખ હું સારી;
કરૂં કાયા થકી જૂદી જીવનની જ્યોત જે ન્યારી;
વહાવું ખૂનની ધારા કરૂં દોજખ દુનિયામાં;
મહામદમસ્ત માનવનો કરૂં સંહાર દુનિયામાં. ”

**લી. એજ વીરનર—**

કે જેના નામથી આખો દેશ કંપે છે, એજ.

" જે વીરની વીરતા થકી આલમ બધી અકળાય છે;
સુણી નામ જેનું બાળ પણ રડતાં સદા અચકાય છે;
જે શૂરના બાહુ મહીં બળનું નહિ કંઇ માપ છે;
જે ધીરનાં કામો વિશે વ્યાપ્યો અતિ સંતાપ છે;
રાજા અને રંકો તણો જેને નહિં કંઇ ત્રાસ છે.
એ વીરવર સરદાર મોનાહાતિનો પયગામ છે. "

બહાદુર દસ્યુ સરદાર—

મોનાહાતિ.

પત્ર વાંચ્યા પછી શોક, ક્ષોભ, મોહ અને ક્રોધથી માણેકલાલ એકદમ બૂમ પાડી ઊઠયો. તેના આવા ગભરાયલા અવાજની બૂમ સાંભળીને ઇન્દુમતિ તથા અંબાલિકા ત્યાં દોડી આવી. દાસદાસીજનો પણ એકાએક માલિકની આવી હાલત જોઇને ત્યાં આવી હાજર થયાં.

માણેકલાલની સ્થિતિ ત્યારે ઘણી જ શોચનીય થઇ પડી હતી. તેના મસ્તકપરના વાળો ઊંચા ઉડી રહ્યા હતા. બન્ને આંખો ઘોર લાલ રંગથી ઘેરાઇ ગઈ હતી. તેના આખા શરીરમાં રોમાંચ થઈ આવ્યો હતો. ઇન્દુમતિ તેની આવી હાલત જોઇને "બાપૂ, તમને આ શું થયું છે?" કહીને એકદમ તેના ગળાં સાથે વળગી પડી.

માણેકલાલ ઊંડો નિઃસાસો મૂકી, દાંતથી દાંત પીસી, ગુસ્સામાં આવી કહેવા લાગ્યો કેઃ—" હા, ભૂષણાવાસી–હવે તમારી પાસે શું બાકી રહ્યું છે? હજી પણ શું તમારી આંખો ઉઘડતી નથી! શું હજી પણ તમો તમારા દેશના રક્ષણ માટે લોહી રેડી શકો તેમ નથી! તમારા સર્વના હૃદયમાં નિર્ભયતાને બદલે ભયનો સાગર ઉછળી રહ્યો છે, તમારા પૂર્વજોના ગૌરવનો ભાનુ સદાને માટે અસ્ત થઈ ગયો છે.

તમારાં કાળજાંને કૂતરાં ખાઈ ગયાં છે કે જેથી તમોએ આવી નામર્દાઇ અને ભયભીતતાને ધારણ કરી લીધી છે? શું માતૃભૂમિનો મોહ તમારા પાષાણ જેવાં હૃદયોમાંથી સદાને માટે સંતાઇ ગયો છે! તમારા બાહુઓમાં કંપનો આવિર્ભાવ થયો છે! તમોને તમારૂં નહિ તો તમારા દેશનું પણ અભિમાન નથી? વિશ્વામિત્ર અને વશિષ્ટ જેવા જ્ઞાની મુનિઓની જે જન્મભૂમિ છે, પરશુરામ અને કૃષ્ણ જેવા મહાપુરુષનાં તમો સંતાનો છો અને ભીષ્મ તથા ભીમ તમારા પૂર્વજો છે, એ બધી વાતોને ભૂલી જઇને તમો અત્યારે આવી ઘોર નિદ્રામાં કેમ ઘોરી રહ્યા છો? તમારા કર્મથી શા માટે ભ્રષ્ટ થયા છો! જે તમારૂં, તમારા કુટુંબનું અને તમારા આખા કુળનું પતન કરવાને તૈયાર છે, તે પિશાચ દસ્યુઓનું દમન કરવામાં તમો આટલું બધું આળસ કેમ રાખો છો? જેઓ તમારા માન અને ગૌરવને રસાતળમાં મૂકવા માંડયા છે, જેમણે તમારી દુહિતા તથા પત્નીઓના શીલનો ભંગ કરવાનો અધમમાં અધમ વ્યાપાર ચલાવવા માંડયો છે, તેમનો સંહાર કરતાં તમારાં ગાત્ર કેમ ગળી જાય છે? જેઓ તમારા માલને મિલ્કતને ફના કરી રહ્યા છે, જેમણે આખા દેશમાં રડારોળ મચાવી મૂકી છે, તેમનું નામ સાંભળીને તમો કાયર તથા કાપુરુષની પેઠે ઘરના ખૂણાંમાં, સ્ત્રીઓની સોડમાં કેમ સંતાવા માંડયા છો! ધિક્કાર છે! આર્યનામધારક પુરુષો! તમને તમારા દેશની દુર્દશાપર જરા પણ દયા આવતી નથી! તમારા વજ્રાદપિ કઠોર જેવા હૃદયમાં સહાનુભૂતિનો સંચાર પણ થતો નથી! ઘણી જ શર્મની વાત છે. રામ, અર્જુન, અશોક, કુશાલ, પ્રતાપ જેવા મહાજનોના નામને પણ તમારૂં આ અધમ આચરણ શર્માવનારૂં છું. તમારૂં કલંકિત વર્તન આર્યાવર્તની પૂર્વ કીર્તિને પણ કલંકિત કરનારૂં છે.

" છો વીરનરનાં બાળ તો ભીતિ હૃદયે કાં ધરો;
તમ દેશમાં વ્યાપ્યો જુલમ તેને નહિ શાને હરો;
પીડાય પ્રમદાઓ અતિ પાપો તણા આઘાતથી;
બાળો બિચારાં ટળવળે છે ત્રાસના અધિકારથી;
નહિ દેશમાં આરામ છે, વ્યાપ્યો બહુ ઉત્તાપ છે;
એ જુલ્મને હણુતા નથી એ શર્મથી ભરી વાત છે. "

પણ ચિંતા નહિ–આજે તમો જોઇ લો, આજે તમો સાંભળી લો કે, તે પાપિષ્ટ નરાધમ પિશાચ લૂટારાએ ધર્મના ધરનાર માણેકલાલને કેવો ઘૃણિત અને અપમાન ભરેલો ભયંકર પત્ર લખ્યો છે! ઓહ!

એ પત્ર વાંચતાં પહેલાં મારૂં મરણ કેમ ન થયું ? મારા પર અનંત વ્યાપી આકાશ કેમ ન તૂટી પડયું ? મને આ વિશાળ વસુંધરા પોતાના ગર્ભમાં કેમ ન ગળી ગઇ ! પ્રબળ પ્રભંજને પોતાના સપાટામાં ઘસડીને મને અગાધ જળવાળા સમુદ્રમાં કેમ ન ફેંકી દીધો ? સર્વભક્ષક અગ્નિ દેવ મારો ભક્ષ કેમ ન કરી ગયો ! ઓહ ! મારૂં અસ્તિત્વ નષ્ટ કેમ ન થયું ! મારા આ નયનો પત્ર વાંચતાં પહેલાં કેમ ન ફૂટી ગયાં ? મારા આ હૃદયના તારો એ પત્રનો મર્મ જાણતાં પહેલાં કેમ તૂટી પડયા ! અરે ! હતભાગિ જીવ ! તને પણ આ ભૂવણાનગરીના સર્વ કાપુરુષોની પેઠે જીવનપર આટલી બધી દયા શા કારણથી આવે છે ! ઊઠ–બેઠો થા, અને એ શયતાનનો સંહાર કરવામાં જોડાઇ જા.

" હું કાપુરુષ નથી, પણ આર્યવંશમાં જન્મેલો છું. મારી કન્યાઓ પણ શુદ્ધ આર્યત્વથી અલંકૃત થયેલી આર્યબાળાઓ છે. મરણના ભયથી અમો લેશ માત્ર પણ ડરતાં નથી. અમારા ધર્મને માટે કદાચ અમારે અમારી જાન આપવી પડે તો તેની પણ અમોને રશી ચિંતા નથી. અમો મરવા માટે તૈયાર થઇશું, તેને માટે એક

તિલ માત્ર પણ ડરીશું નહિં. પરંતુ ' અમારા જેવીજ પ્રત્યેક ભૂષણા-વાસીઓની દશા થશે, તો તેઓ શું કરશે ? ત્યારે શું મોનાહાતિ આખી ભૂષણાનગરીને સ્મશાન જેવી ઉજ્જડ અને વેરાન બનાવી દેશે ? અહીં શું કોઇ પુરુષ જ નથી ? સર્વે પુરુષ નામધારક જનો હાથમાં ચૂડીઓ પહેરીને બેઠા છે ? સર્વના હૃદયમાંથી દેશાભિમાન, જાતિ અભિમાન અને સ્વાભિમાન લુપ્ત થયું છે ?

" નથી શું મર્દ એવો કે નિભાવે નામ હિન્દુનું !
નથી શું મર્દ એવો કે બજાવે કામ હિન્દુનું !
નથી શું મર્દ એવો કે ગજાવે નામ હિન્દુનું !
નથી શું મર્દ એવો કે બતાવે જોર હિન્દુનું !
થયા શું વીર્યથી હીણા બધા હિન્દુ અહીં આજે ?
થયા શું કર્મથી ભ્રષ્ટો બધા હિન્દુ અહીં આજે ?
થયા શું દાસ દીનોના બધા હિન્દુ અહીં આજે ?
થયા શું પાપના સંગી બધા હિન્દુ અહીં આજે ?
ગુમાવી નામ હિન્દુનું લીધી શું બ્હીકને વ્હોરી;
બની બળહીન બધા આજે ગયા શું ઊંઘમાં ઘોરી ?



મૂકીને કુળની માઝા, ધરી શું કંડમાં બેડી?
નથી શું મર્દ એવો કે, સંહારે શત્રુની પ્હેડી?
વિચારો આ બધા એવા હૃદયમાં શોક લાવે છે;
સદા શાંતિ તણી આશા હૃદયથી તે ભૂલાવે છે;
નથી વીરલા જનો અંહીં, સહુ છે દાસ માયાના;
બન્યા બેહાલ છે, સઘળા ગુમાવ્યા ધર્મ કાયાના,

બસ, આ શહેરના નિવાસીઓ દ્વારા શહેરની આબાદીની આશા રાખવી, એ સર્વથા વ્યર્થ છે, નિરર્થક છે, આકાશના કુસુમની પેઠે અશક્ય અથવા અસંભવ છે.”

‘ પોતાના સાલ્લાના છેડાથી પિતાની આંખોમાં ઉભરાઈ આવેલાં આંસૂઓને લૂછીને ઇન્દુમતિએ સહજ કંપતા તથા રડતા અવાજથી કહ્યું કેઃ—“ પિતાજી ! આજે આપ આટલા બધા વ્યાકુળ કેમ બની ગયા છો ? ભૂષણાવાસી જનોપર આવો ફિટકારનો વરસાદ શા કારણથી વરસાવી રહ્યા છો ? આપની આંખોમાં આમ આંસૂનાં ઝળઝળીયાં કેમ ભરાઇ આવ્યાં છે ? ”

માણેકલાલે જવાબમાં ગંભીર સ્વરથી જણાવ્યું કેઃ—“ શું કહું બેટા ! આજે આપણા મોતનો પયગામ આવ્યો છે, તારા તથા અંબાલિકાના શીલવતપર અસહ્ય આઘાત થવાની સૂચનાની ખબર આવી છે, દુષ્ટ નરાધમ મોનાહાતિએ મને પોતાની પાપમયી પત્રિકા મોકલાવી છે તથા તેણે સાથે મારાથી જિન્દગી સૂધી ન આપી શકાય એવી વસ્તુઓ મંગાવી છે.”

“ પત્રમાં શું લખ્યું છે ? એ શયતાનના સાથીએ શું શું મંગાવ્યું છે ? ” ઇન્દુએ આતુરતાથી પૂછ્યું.

“ તેણે જે કાંઇ લખ્યું છે તથા મંગાવ્યું છે, તે મારા મુખથી કહી શકાય તેમ પણ નથી.’

માણેકલાલના પગ પાસે જ જમીનપર પત્ર પડયો હતો, તે ઉઠાવીને ઇન્દુમતિએ વાંચ્યો, તથા દડદડ આંસૂથી ઉભરાતી આંખોએ તેણે તે પત્ર અંબાલિકાના હાથમાં આપ્યો. અંબાલિકાએ પત્ર વાંચીને તરત જ માણેકલાલના પગ પાસે ફેંકી દીધો.

માણેકલાલે લાલચોળ આંખો કરી કહ્યું કેઃ—" પિશાચના સાહસને જોયું ને ! ભૂષણાનગરીનાં નિર્માલ્ય નરો વારંવાર એ પાપાત્માની ઇચ્છાને પૂર્ણ કરતા હોવાથી, તેનો દમામ એટલો બધો વધી ગયો કે હવે તે કોઇનો પણ કશોય ભય રાખતો નથી. ઔરંગજેબની અધમતાથી અત્યારે મોગલ સલ્તનતમાં મોગલાઇ ચાલી રહેલી હોવાથી જ એ શયતાન દેશના લોકોની પાયમાલી કરી રહ્યો છે, હું નથી સમજી શકતો કે, એ નરકુળકલંક હીચકારો મોનાહાતિ કયાં સુધી, કેટલાં મનુષ્યોનો રક્તપાત કર્યા કરશે ! દેશમાં અનાચાર અને અત્યાચારની કાતિલ કટારી ચલાવીને કેટલાં ગરીબોનાં ગળાં રેંસી નાખશે ? અરેરે ! હિંદુસ્તાન ! હિન્દુસ્તાન ! તારી આ શી દશા ? કયાં પ્રતાપી રાજન અશોકનું ન્યાયી શાસન, કયાં ભગવાન રામના સમયની રૈયતની આબાદી ! કયાં વીર વિક્રમાદિત્યના વખતની અનુપમ શાંતિ ! કયાં રાજા ભોજના સમયની પ્રજાનું અનુપમ સુખ અને કયાં આ સ્વાર્થની સરિતામાં ડૂબેલા મોગલોના રાજ્યની અંધાધુંધી ! કયાં પુત્રકલહ અને પુત્રના વૈમનસ્યથી પીડાતા શહેનશાહ શાહજહાંના સમયની ભયંકર મારામારી, કાપાકાપી, રક્તપાત, લૂટારાઓનો ભીષણ ઉત્પાત અને માંહોમાંહેની ખૂનખુવાર ફાટફૂટ ! પરમાત્મા ! આ દેશ મનુષ્યના આકારમાં રહેલા લોહીના તરસ્યા જીવતા જાગતા નરરાક્ષસો જેવા લૂટારાના જુલ્મથી કયાં સુધી પીડાયા કરશે ? આર્યપ્રજામાં પરસ્પરના વૈમનસ્યની પ્રચંડ જ્વાળાઓ કયાં સુધી સળગ્યા કરશે ! બેટા ઇન્દુ ! આ બધા વિચારો આવવાથી જ મારૂં મન આજે આટલું બધું વ્યાકુળ બની ગયું છે, મારા હૃદયમાં આર્યોની આવી અધમ સ્થિતિનો ખ્યાલ આવતાં મારા હૃદયના દરેકે દરેક તંતુઓ બળીને ખાખ થઇ રહ્યા છે !"

આ સાંભળીને અંબાલક્ષ્મીએ અત્યંત મૃદુ કંઠથી કહ્યું કેઃ—

"જો આપણે જેને આપણી જિન્દગીનો સાર માની બેઠાં છીએ એવા ધન અને પ્રાણનો ભય ન હોય, આપને અમારા શુદ્ધ સતીત્વમાં વિશ્વાસ હોય અને અમોને આપ ખરી આર્યકન્યાઓ માનતા હો, તો અમે ઘણી જ ખુશીની સાથે એ દાનવ દસ્યુ મોનાહાતિની પાસે જવાને તૈયાર છીએ. ત્યાં જવામાં અમોને કશો પણ ભય જ નથી."

ઇન્દુમતિએ આંસૂ લૂછીને કહ્યું કેઃ—"મેં પણ એમજ કહેવાનું ધાર્યું હતું. કારણ કેઃ—

"શત્રુતણા પ્રાણો હણી અમ ધર્મને તો ધારશું;
જો મોત થાશે દસ્યુથી નહિ ભીતિ કંઇએ ધારશું;
આ દેહના બલિદાનથી આનંદ અતિશય માનશું;
નિજ પ્રાણ અર્પી પ્રેમથી શત્રુ સદા સંહારશું;
માતા અમારી કર્મદેવી, શૈવ્યા અને વળી સરસ્વતી;
લજ્જા અમારી રક્ષશે, એ દેવી માતા ભગવતી;"

ઇન્દુમતિનાં આવાં સાહસિક વચનોથી માણેકલાલના મનમાં સહજ આનંદ થયો. પણ તે આનંદ પાછો ક્ષણ માત્રમાં સૂકાઇ ગયો. તેણે શોકાતુર સ્વરથી કહ્યું કેઃ—"તમારે મને આવી કરુણાભરેલી વાતો કહી સંભળાવવાની કશી પણ જરૂર જ નથી, કારણ કે, હું મરણને માટે ઉભે પગે તૈયાર છું. મને એનો કાંઇ પણ ભય નથી."

"તે પિશાચનો તીખો છુરો જ્યારે મારા જિગરનું લોહી પીને તૃપ્ત થાય, મારો આત્મા મારો દેહ છોડીને આ દુનિયામાંથી ચાલ્યો જાય, અને મારી કાયા ધગધગતા અગ્નિવાળી ચિતામાં બળીને ભસ્મ થાય, ત્યાર પછી તમોને જેમ સારૂં લાગે તેમ કરજો. પણ જ્યાંસુધી મારા જીવમાં હોય, ત્યાં સૂધી આ પત્રના વિભાગમાં મારી પાસે એક

શબ્દ પણ ઉચ્ચારશો નહિ, મારા હૃદયને તમારા દુઃખભરેલા શબ્દો સંભળાવીને વધારે દુભાવશો નહિ. ”

ઈન્દુમતિ તથા અંબાલિકા તરત જ ત્યાંથી ચાલી ગઈ. તે દિવસે તેમના ઘરમાં સુખ શાન્તિ કોને કહે છે, તેનું નામો નિશાન પણ રહ્યું નહિ. કેવળ એક પ્રકારના હૃદયદ્રાવક હાહાકારથી જ તેનું આખું ઘર કમ્પી ઊઠયું અને છાતીફાટ રોદન સર્વત્ર સંભળાવા લાગ્યું.

સંધ્યાસમય વીત્યા પછી ઇન્દુમતિ તથા અંબાલિકા ઉભય એકાંતમાં બેસીને સલાહ મસલત કરવા લાગી. તેમણે બન્નેએ એક બીજીને કહ્યું કે:—“ આપણાં હૃદય શૂન્ય છે, જીવનની દોરી તૂટી ગઈ છે. આપણે માટે આશા અથવા શ્રદ્ધા આદિ કશું પણ રહ્યું નથી. આપણ બન્નેના પતિઓ પણ અત્યારે આ દુનિયામાં જીવતા છે કે નહિ, તે આપણા જાણવામાં નથી. સંસારમાં ફોકટ આપણે જન્મી હતી અને ફોકટ ચાલ્યાં જવાનું છે. આપણા હૃદયના ભાનુ નિરાશાના અંધકારમાં છુપાઇ ગયા છે, આપણા શિરના તાજો ભૂમિપર રગદોળાઈ ગયા છે અને આપણી પ્રીતિના બાગનાં પુષ્પો તદ્દન કરમાઈ ગયાં છે ? હવે આપણે જીવવાની અથવા આ દગા પ્રપંચની ભરેલી ફાની આલમમાં રહેવાની શી જરૂર છે ? દુનિયાનો બાજારજ અજાયબ છે. આપણે તો હવે એમજ માની લેવાની અગત્ય છે કે:—

“ થતા પલટા જહાંનાં આ, થયો પલટો દિસે કે આ,
નવું જૂનું કંઈ થાતાં, ગઈ ખારાશ પલટામાં;
હવે દિલદર્દ છે જૂદું, નવું, તાજું અને મોંઘું,
મીનોઇ આ મીઠાશે શી મગર ખારાશ ? ના જાણું.
બધું સૂનું બધું ફીકું કશું યે ચેન ના દેખું,
મઝા રે ! એ દિદારેને મઝા આ દર્દમાં પેખું;

મ્હને જડતા બધી ભાસે ક્રિયાઓમાં, હુમાં, સૌમાં.
વિના બુલબુલ ગવૈયાના ગમે ગાનો નહિં ગાવાં.
બધું દિલ દર્દમાં ડૂબ્યું ! રહ્યું છે ફક્ત રોવાનું;
ડૂબે બેભાનનું ભાને અને તાને બીમારીનું. ”

જ્યારે આપણા મરણનો પયગામ આવી લાગ્યો છે અને મરવાનું નિશ્ચિત જ થઇ ચૂક્યું છે, તો પછી દેશનું એક કામ કરીને જ આપણે શા માટે ન મરવું ? ચાલો, આપણે બન્ને લૂટારાના નીમેલા સ્થાનપર જઇએ. આપણે ત્યાં જતી વેળાએ આપણી સાથે કાતિલમાં કાતિલ ઝેર પણ રાખીશું અને કપટથી તેમનો ધ્વંસ કરીને દેશવાસીઓનો ઉદ્ધાર કરીશું. પરંતુ માણેકલાલનાથી છુપી રીતે જ આ કાર્ય કરવું પડશે. ”

આ પ્રમાણે દૃઢ સલાહ કરીને તેઓ બન્ને અત્યંત આનંદિત થઈ. તે રાત્રેજ તેઓ ગાડી લઇને ઘરમાંથી બહાર નીકળી પડી. પ્રથમ શરાબની દુકાને જઈ દૂકાનના માલિકને બોલાવીને તેમણે કહ્યું કેઃ—“ આવતી કાલે સાંઝે તમારે અમોને પચાસ બૉટલ ઉમદા શરાબ આપવો પડશે. લો, આ બહાનાના રૂપિયા સંભાળી લો. ” આમ કહી તેમણે બહાના દાખલ થોડાક રૂપિયા તેના હાથમાં આપીને કહ્યું કેઃ—“ અમારા એક મિત્રને ત્યાં મિજલસ ભરાવાની છે, એટલા માટે અમારે આવતી કાલે શરાબ મોકલવાની ખાસ જરૂર છે; પરંતુ અમારા વડીલ માણેકલાલ અતિ ધર્મપરાયણ પુરૂષ છે, શરાબ ઉપર તેમને સખ્ત નફરત છે; તેથી જો આ વાત તેમના સાંભળવામાં અથવા જાણવામાં આવી જશે તો બહુ જ ચીડાઈ જશે અને અમારી બધી બાજી ધુળમાં મળી જશે. માટે તમો આ વાતને બહુ જ સાવચેતીથી છુપાવી રાખજો, કોઇને પણ જાણવા દેશો નહિ. ”

દૂકાનદારે તેમ કરવાનું કબૂલ કરીને બહાનાનાં રૂપિયા લઇ લીધા, ત્યાર પછી તેઓ એક ફૂળ વેચનાર ફૂડીયા પાસેથી સારાં સારાં ફળ લેવાનું કહી, તેના હાથમાં બ્હાનાના રૂપિયા આપી એક ઝેરી પદાર્થો વેચનારા રાસાયનિકની પાસે આવી પહોંચી.

રાસાયનિકને એકાંતમાં બોલાવીને ઇન્દુમતિએ કહ્યું કેઃ—“ મહાશય ! અમારાપર આજે જે આફત આવી પડી છે, તે તો તમો જાણો છો ને ? દુર્દાન્ત દાનવ મોનાહાતિએ અમારા ઘરના દરવાજાપર લાલ છુરાવાળું ચિત્ર તથા અમો બન્ને બહેનોને પોતાની પાસે આવવાની સૂચના વાળો જે પત્ર મોકલાવ્યો છે, તેની ખબર તમને, મળી છે ને ? ”

રાસાયનિકે જવાબ આપ્યો કેઃ—“ હા, તમારાપર આફતનું જે આસ્માન તૂટી પડયું છે, તે વિષયમાં બધી ખબર મળી ચૂકી છે, પણ હવે એ બાબતમાં તમો મને અત્યારે શું કહેવા માગો છો ? તમારા પિતા આ શહેરમાં પોતાના ચારિત્ર્યના પ્રભાવે એક મહા પ્રતિષ્ઠિત પુરુષ તરીકે પ્રખ્યાત છે. તેમનાપર આવી પડેલી આફતની વાત આ શહેરના કોઇપણ માણસથી અજાણી નથી. તેમના દુઃખથી તથા તેમની આવી અણચિંતવી આફતથી સર્વના મનમાં દિલગીરી થયા વિના રહેતી નથી. વળી તમો બન્ને બહેનોના શિરપર જે સંકટ આવી પડયું છે, એના વિચાર આવતાં પણ શહેરનાં પ્રત્યેક પ્રાણીના મનમાં કંપનો આવિર્ભાવ થઈ આવે છે. તમારા આ દુઃખની વાત સાંભળીને આખું શહેર શોકના સાગરમાં ડૂબી ગયું છે, મરણ તોલ થઈ પડયું છે. શહેરમાં હવે બીજા કોઇના ભાગ્યમાં સુખ—શાન્તિ રહ્યાં નથી, સર્વત્ર હાહાકારની છાયા છવાયલી જોવામાં આવે છે. પણ બહેન ! હવે તમારા પિતા શા નિશ્ચયપર આવ્યા છો ? ”

ઇન્દુમતિએ જવાબ આપ્યો કેઃ—" મારા પિતાએ એવો નિશ્ચય કર્યો છે કે, અમો સર્વ સાથે જ મરીશું. તેઓ કહે છે કે, મારો જીવ જશે તો પણ હું મારા ધર્મની આધાર રૂપ કન્યાઓને લૂટારાના પાપભવન પ્રતિ કદાપિ મોકલી શકીશ નહિ. "

" કેવી ભયાનક વાર્તા, કેવો ભયાનક કાણ્ડ ! ભગવાન ! તેં શું ધાર્યું છે ? શું તું તારા સુખમય સંસાર કાનનને પાપાત્માઓના પ્રચંડ પાપાઘાતથી સ્મશાન સમાન ઉજ્જડ કરવા ધારે છે! આ દેશને પૃથ્વીના પૃષ્ઠપરથી સદાને માટે નષ્ટ કરવા માગે છે?"

ઇન્દુમતિએ કહ્યુંઃ—" તેમ છતાં પણ અમો બન્ને બહેનોએ એક નિશ્ચય કર્યો છે. "

" શો નિશ્ચય કર્યો છે વારૂ ? "

" જ્યારે મરવાનું જ છે, ત્યારે કાંઇક પરાક્રમ બતાવીને જ મરવાની અમારી સર્વની પ્રબળ ઇચ્છા છે. "

" શું પરાક્રમ બતાવવા માગો છો ? તમારાથી—અબળાઓથી શું પરાક્રમ બતાવી શકાય તેમ છે ?"

" અબળાઓથી જ સર્વ કાંઈ થઇ શકે છે ! જગતમાં વીરનરનો જન્મ આપનારી, કર્ત્તવ્યનો મંત્ર ગજાવનારી અબળા નામવાળી સબળાઓ જ છે. જગત્ જેને અબળાના નામથી ઓળખાવે છે, તેજ સંસારમાં સર્વ કાંઇ કરી શકે છે. અબળા ખરી રીતે અબળા નથી, સબળા છે. "

" દુનિયા દીવાની દેવીને અબળા ગણી હરખાય છે.
સબળા અતિ જે સુંદરી, અબળા સદા પરખાય છે;
નારી બિચારી બાપડી આ દેશમાં નિંદાય છે,
છે માત જે વીરો તણી, નિર્માલ્ય તે લેખાય છે.

એ આર્ય જનની ભાવના છે પાપી ને પૂરી બુરી;
નારી કરે જે કાર્યને, પુરુષો થકી નહિ થાય કાંઇજરી. ”

હું જે કાંઈ કરવાની છું, તેના માટે અત્યારે તમારી પાસે આવી છું. જો તમો મારી પાસે પ્રતિજ્ઞા લઇને ખરૂં કહો, તો હું મારો ઉદ્દેશ તમોને હમણાં જ જણાવવાને તૈયાર છું. ”

રાસાયનિકે કહ્યું:—“ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, તમારી વાતને હું કદાપિ કોઇની પાસે જાહિર થવા દઇશ નહિ. વળી તે ઉપરાંત તમને વચન આપીને કહું છું કે, જો મારાથી તમોને કાંઇ પણ મદદ થઇ શકે તેમ હશે, તો તેમ કરવામાં હું લેશમાત્ર પણ સંકોચ કરીશ નહિ. હું ઘણા જ આનંદની સાથે તમારા કામને પૂરૂં કરી આપીશ. ”

ઇંદુમતિએ કહ્યું:—“ હું તથા મારી આ અંબાલિકા બહેન, પિતાની અજાણતામાં લૂટારાની બતાવેલી જગાએ તેની મંગાવેલી વસ્તુઓ આપવા જઇશું. ”

રાસાયનિકે અજાયબીથી પૂછ્યું:—“ ત્યાર પછી ? ”

ઇન્દુમતિએ જવાબ આપ્યો:—“ ત્યાર પછી ઈશ્વર જેવી મતિ આપશે તેમ કરીશું, હું ધારૂં છું, કે પિતાજી પાસેથી લૂટારાએ પચાસ બૉટલ મદિરા મંગાવી છે, એ વાર્ત્તા તો તમારા જાણવામાં અવશ્ય આવીજ ગઇ હશે ! ”

“ હા એ વાત મારા સાંભળવામાં આવી છે ખરી, પણ તેથી તમો શું કહેવા માગો છો ? એ મદિરાની બૉટલો દ્વારા તમો કયું કાર્ય કરવા માગો છો ? ” રાસાયનિકે પૂછ્યું.

“ એમાં અત્યારે તમારી મદદની ખાસ જરૂર પડે તેમ છે.

તમારી મદદવિના અમારી એક પણ ધારણા કે કાર્ય અમારાથી કદાપિ પાર પડી શકે તેમ નથી." ઇન્દુએ જવાબ આપ્યો.

"હું ધારૂં છું કે, એ મદિરાની સાથે તમે ઝેર મેળવવા માગતાં હશો, અને મારી પાસેથી ઝેર મેળવવાની આશા રાખતાં હશો ખરૂં ને વારૂ?

"હા." ઇન્દુએ કહ્યું.

રાસાયણિકે કાંઇક ચિંતા કર્યા પછી કહ્યું કેઃ—"પણ, જો તમોએ મદિરામાં ઝેર ભેળવ્યું છે, એવી વાર્તા કદાચ મદિરાની પરીક્ષા કરતાં લૂટારાઓના જાણવામાં આવી જશે, તો પછી તમારા બન્નેના પ્રાણ કોઇ પણ રીતે બચી શકશે નહિ. હું એટલા માટે તમોને એક એવો પદાર્થ મેળવી આપીશકે, તપાસ કરવા છતાં પણ તેમને કશી પણ ખબર પડી શકશે નહિ અને એ મદિરા પીધા પછી તે સર્વ શયતાનના શાગિર્દો તરત જ ઘોર ઊંઘમાં બેભાન થઇને ઘોરી જશે. તોપોના મોટા મોટા અવાજો સંભળાવા છતાં પણ તેમની ઊંઘ ઊડશે નહિ."

ઇન્દુમતિએ અતિશય આનંદિત થઇને કહ્યું કેઃ—"ત્યારે તો તેમ જ કરીશું. અમોને સહાયતા કરવાની તમોએ જે અનુપમ ઉદા-રતા દર્શાવી છે, તેને માટે ભગવાન તમારૂં કલ્યાણ કરશે."

રાસાયનિકે કહ્યુંઃ—"પણ મદિરાની બૉટલો આવતી કાલસૂધીમાં તો મારી પાસે આવી જવી જોઇએ. નહિ તો જો કાંઇક વિલંબ થઇ જશે, તો તમારી બધી બાજી બગડી જશે."

"હા, કાલે સાંઝ થતાં પહેલાં જ મદિરા આપને ત્યાં મોકલી આપીશ. પણ એ ઉપરાંત તમોને અમારા તરફથી બીજી કોઇ પણ વસ્તુની અગત્ય છે ખરી કે?" ઇન્દુએ પૂછ્યું.

"ના, મારે બીજી કોઈ પણ વસ્તુની જરૂર નથી, પણ જો કદાચ તમને કાંઇપણ જોઇતું હોય, તો કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના માગી લો." રાસાયનિકે પોતાની ઉદારતા દર્શાવી.

"હા, મને બીજી કેટલીક વસ્તુની પણ અગત્ય છે. હું ધારું છું કે, તે આપવામાં તમે કોઇપણ પ્રકારનો સંકોચ તો નહિ જ કરો?" ઇન્દુમતિએ પોતાના મનોભાવને વ્યક્ત કરી રહ્યું.

"ના, તમારે જે જોઇતું હો તે, ઘણી જ ખુશીની સાથે માગી લો. હું તે આપવામાં કશો પણ સંકોચ કરીશ નહિ. કહો, કહો, તમો મારી પાસેથી કઇ વસ્તુ મેળવવાની અભિલાષા ધરાવો છો?" રાસાયનિકે આશ્ચર્યાન્વિત થઇને પૂછ્યું.

"તમારે બીજાં બે પાત્રોમાં ઘણું જ કાતિલ ઝેર આપવું પડશે. જે ઝેર ગળાંમાં પેસતાંની સાથે જ એક પળનો પણ વિલંબ થયા વિના મનુષ્ય મરી જાય, એવું વિષ તત્કાળ બનાવી આપવું પડશે. હું ધારું છું કે એમાં તમને કોઇ પણ પ્રકારનો વાંધો તો નહિ જ હોય?"

"ના, વાંધા જેવું કો કાંઈ છે જ નહિ, છતાં પણ તમો એવા ઝેરને શા ઉપયોગમાં લેવાની ઇચ્છા ધરાવો છો, એ જાણવા માટે મારૂં મન અત્યંત આતુર બની ગયું છે." રાસાયનિકે કહ્યું.

"જો કદાચ અમારી કપટજાળ કપાઇ જાય અને અમારા દગાની વાત દુશ્મનોના જાણવામાં આવી જાય તો આ વિષ દ્વારા અમો અમારા ધર્મનું, અમારા સતીત્વનું રક્ષણ કરવા માગીએ છીએ. તેમાનું એક પાત્ર મારી પાસે તથા બીજું પાત્ર અંબાલિકા બહેનની પાસે રહેશે." ઇન્દુમતિએ પોતાનો જે કાંઈ વિચાર હતો, તે સાફ સાફ જણાવી દીધો.

રાસાયનિક તેમ કરવાને કબૂલ થયો, તેના હાથમાં કેટલીક સોના મોહોરો આપીને ઇન્દુમતિ તથા અંબાલિકા ત્યાંથી ઘર તરફ વિદાય થઈ.

બન્ને જણીઓએ ઘેર આવીને શયન કર્યું, પરંતુ તેમને જરા પણ ઊંઘ આવી નહિ. તેઓ બન્ને પોતાના શિરપર જે વિષમ કાર્ય વ્હોરવાનું છે, તેની ચિંતામાં પડી ગઈ અને ચિંતામાંને ચિંતામાં જ તેમણે આખી રાત્રિ વીતાડી દીધી.

ધીમે ધીમે રાત્રિ વીતીને પ્રભાત થયો. ધીમે ધીમે આકાશના તારાઓ મલિનમુખથી આકાશના પટમાં છુપાઇ ગયા. ધીમે ધીમે ઉષા-સતી પૂર્વ ગગનમાં ઉદિત થઇ. પક્ષીઓ વૃક્ષની શાખાઓમાં બેસીને મધુર તાનથી પ્રભાતી-સંગીત ગાવા લાગ્યાં.

બન્ને યુવતીઓ શય્યાનો પરિત્યાગ કરી ઉઠીને કુસુમોદ્યાનમાં પુષ્પ ચૂંટવા માટે ચાલી ગઈ.



# પ્રકરણ ૩ જું

## અલબેલીનું યૌવન

દિલકો નિયાજ હસરત–એ દીદાર કર ચુકે;
દેખા તો હમમેં તાકત–એ દીદાર ભી નહીં;
મિલના તેરા અગર નહીં આસાં, તો સહલ હૈ;
દુશ્વાર તો યહી હૈ કિ દુશ્વાર ભી નહીં.
ઇસ સાદગી પૈ કૌન ન મર જાયે અય ખુદા !
લડતે હૈં ઔર હાથમેં તલ્વાર ભી નહીં;
દેખા અસદ કો ખલવતો જલવતમેં બારહા;
દીવાના ગર નહીં હૈ તો હુશિયાર ભી નહીં.

ગાલિબ.



આજકાલ જ્યેષ્ટ માસ ચાલતો હતો; ગ્રીષ્મઋતુએ પોતાનો પ્રભાવ સંપૂર્ણ રીતે પ્રસરાવી દીધો હતો. ચૈત્ર માસમાં કાળનું પૂર્ણ યૌવન ધારણ કરીને વસંતકાળ વૃદ્ધાવસ્થાના મહા સ્મશાનના સ્વરૂપમાં પરિણત થઇ ગયો હતો; પરંતુ તેમ હોવા છતાં પણ એ સ્મશાનના સ્થાને નંદનવનનો વિસ્તાર થવાનો સંપૂર્ણ સંભવ હતો. સમયનું યૌવન જતાં અમુક સમયે તે પાછું આવી શકે છે, પરંતુ યુવતીનું યૌવન વીતી ગયા પછી તે પાછું આવી શકે ખરૂં કે ? સાંભળ્યું છે કે, યૌવન જતાં તે કદાપિ પાછું આવતું નથી. યુવતીનું યૌવન પાછું ફરતું નથી, યૌવન જતા પછી વૃદ્ધાવસ્થાજ આવીને

ઉભી રહે છે, યુવતીના, હાસ્યવિનોદ, યુવાનીના તરંગો, આમોદિનીનો આમોદ–પ્રમોદ ચાલ્યો જાય છે, કૃષ્ણ કેશની ગુંથેલી વેણીના અગ્રભાગમાં સોનાની પ્રતિમાને હીરાના સાજથી સજતાં સજતાં સમય ચાલ્યો જાય છે; પરંતુ ગયા પછી તે આવતો નથી. કાળનું યૌવન સર્વથા સ્વતંત્રજ છે. તે વીતી જવા છતાં પણ પાછું આવી શકે છે, આવ્યા પછી તે પાછું ચાલ્યું જાય છે. વસ્તુતઃ યુવતી અને કાળના યૌવનમાં ઘણો તફાવત છે કાળની ગોદમાં યુવતીનું યૌવન રહેલું છે અને કાળના કોળીયામાં તેની સમાપ્તિ પણ રહેલી છે; પરંતુ કાલનું યૌવન જગતના ગર્ભમાં રહેલું છે, એટલે જગતનો પ્રલય થતાં કાળની પણ સમાપ્તિ થાય છે. વળી જૂઓ, કે યુવતીના યૌવનમાં યુવતી જ ગૌરવિની રહી છે, અને કાળના યૌવનથી તો સમસ્ત પૃથ્વી ગૌરવિની રહે છે. યુવતીને યૌવન આવતાં તે પોતેજ નાચે છે, પોતાનાજ મનમાં આનંદ પામે છે, પોતાની શોભાથીજ શોભિત થાય છે, કાળનું યૌવન આવતાં જગત શોભિત થાય છે, નવીન દુર્વાદલથી, નવીન પલ્લવના નવમુકુલોથી, નવીન ફૂલોથી પૃથ્વી શોભિત થઈને હસવા માંડે છે. યુવતીને યૌવન આવતાં તે કદાચ વીણા વગાડીને પોતાના પ્રિય જનને પ્રસન્ન કરે છે, પ્રિયતમના મનને રંજન કરે છે, કાળનું યૌવન આવતાં સ્વભાવનું પ્રધાન ગાન સીતમના ઝંકારથી ગવાવા લાગે છે, આકાશને ભેદનારો કંઠ સ્વર આકાશને ભેદવા માંડે છે. યુવતીના યૌવનનો સમીરણ કદાચિત્ યુવતીના યૌવન સખાને પરિતૃપ્ત કરે છે. પણ કાળના યૌવનનો સમીરણ એંસી વર્ષનો વૃદ્ધના હૃદયને પણ આંદોલિત કરે છે.

યુવતીનું યૌવન જતાં, તે મૂકીને રડવા બેસે છે, કાલનું યૌવન જતાં કાળ હસતોજ રહે છે, કારણ કે, તેના મનમાં ગયેલી

જુવાની પાછી આવવાની પૂર્ણ આશા રહે છે. યુવતીનું યૌવન ગયા પછી તેને તે પાછું આવવાની કશી પણ આશાજ રહેતી નથી. કાળનું યૌવન વીતવા છતાં તે પાછું આવીને અવશ્ય ઉપસ્થિત જ થાય છે.

દિવસ વીતે છે, એટલે તેની જગાએ રાત્રિ આવીને ઉભી રહે છે, રજનીનો અંત થતાં પુનઃ પ્રભાત પ્રકટ થાય છે, બાહ્ય જગતનો લય અવશ્ય થયા વિના રહેશે નહિ. જ્યાં સુધી એ નિયમ રહેશે, ત્યાં સુધી આ જગત્ પણ રહેશે અને જ્યાં સુધી આ જગત્ રહેશે. ત્યાં સુધી એ નિયમ પણ રહેશે. એટલા માટેજ અમો કહીએ છીએ કે, પ્રભાત પછી રજની અને રજની પછી પ્રભાત સ્થાયી રહેવાનાં છે. તેઓ બન્ને પરસ્પર એક શૃંખલામાં બંધાયલાં છે, એકનો અંત થતાં બીજાનો આવિર્ભાવ થાય છે. માનવના સ્વભાવની સ્થિતિ પણ બરાબર તેવાજ પ્રકારની છે. સુખ આવે છે, એટલે દુઃખ ચાલ્યું જાય છે અને દુઃખ આવે છે એટલે સુખને વિદાય થવું પડે છે. સુખ જતાં દુઃખ અને દુઃખ જતાં પાછું સુખ આવે છે. કોઇ હમેશને માટે સુખ ભોગી પણ નથી, દુઃખ ભોગી પણ નથી. સુખ આધ્યાત્મિક દિવસ છે, દુઃખ આધ્યાત્મિક રજની છે. સુખના સમયે અંતરમાં સુવર્ણમય કિરણોનો ઉદય થાય છે, અને દુઃખના સમયે કાળાશનો પડદો છવાઇ જાય છે. સુખને સમયે મન વિહંગને ઉરાડી દો. પાંજરાનાં દ્વાર ખુલ્લાં કરીને ઉડાડી દો, વિહંગ ઇચ્છાનુસાર ઉડશે, ગાન કરશે, તાલમાં ને તાલમાં નૃત્ય કરશે. પરંતુ દુઃખ ને સમયે એનાથી સર્વથા ' વિપરીત આશ્ચર્ય જોવામાં આવે છે, તે સમયે એ ઉલ્લાસ ક્યાં ચાલ્યો જાય છે, તે મધુમિશ્રિત ગાન ક્યાં અદૃશ્ય થાય છે, અને તે નૃત્ય પણ ક્યાં વિલીન થાય છે? સુખની સાથે

પ્રિય સહચરો ચાલ્યા ગયા છે. આથમવાની અણીપર આવેલા રવિનાં હેમ કિરણો પણ તેની સાથે અંતર્હિત થયાં છે. અત્યારે માનસ વિહંગ નેત્ર બંધ કરીને ચિંતાના સાગરમાં ડુબી ગયું છે, પરંતુ સદાને માટે એની એવી સ્થિતિ રહેવાની નથી. નિશા જતાં પુનઃ દિવસ આવશે, નિરાશાના દાસો બનશો નહિ. આમ જૂઓ, ફરીવાર પ્રભાત આવી લાગ્યો છે. સુખદેવી પ્રવાલને પણ શર્માવી દે તેવા કર-પલ્લવદ્વારા હેમગૃહના પડદાને ઉંચો કરી રહી છે, વૃદ્ધો હસે છે, વિહંગો સુ-સ્વરથી ગાન ગાઇ રહ્યાં છે, અને તરલવાહિની સ્વર્ણ-ભૂષણથી દેહને સજાવીને નાચતી નાચતી ચાલી રહી છે મન તેની સાથે તું પણ હસ ! અમૃતવાળો સુ-સ્વર છોડીને જગત્‌ને વિ-મોહિત કર અને પ્રથમના જેવાજ તે તાલથી પુનઃ નૃત્ય કર.

આ સમયે ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીના મધુમતિના કિનારા પર આવેલા એક વિશાળ બંગલાની પાછળના બગીચામાં એક સોળ સત્તર વર્ષની યુવતી પુષ્પ ચુંટી રહી હતી. ઉન્હાળાની ઋતુ હોવાથી હરગોવિંદ શાસ્ત્રીએ ભૂષણાનગરીના બંગલાનો ત્યાગ કરીને કુટુંબ સહિત એ બંગલામાં જ રહેવાનું રાખ્યું હતું. ઉન્હાળાના તાપથી આરામ લેવા માટે હરગોવિંદે બંગલાની પાછળ અને મધુમતિના કિનારાપર એક ગંજાવર અને મનોહર બગીચો ઘણા સમય થયાં તૈયાર કરાવી રાખ્યો હતો. દેશ વિદેશમાંથી સારાં સારાં ફૂલઝાડ મંગાવીને બગીચાની શોભા એટલી બધી વધારી દીધી હતી કે જે જોઇને ભૂષણાનગરીના મોટા મોટા જમીનદારોને પણ દાંતતળે આંગળાં નાખવાં પડતાં હતાં, બગીચાની ચારે બાજૂએ સુંદર પ-ત્થરની દીવાલ બાંધવામાં આવી હતી અને દીવાલની ચારે બાજૂએ ચાર દરવાજા રાખવામાં આવ્યા હતા. પ્રથમનો દરવાજો પૂર્વ દિશામાં

આવેલો હતો અને તેમાંથી બગીચાની અંદર આવેલા હરગોવિંદ શાસ્ત્રીના ગગન સાથે વાતો કરતા મનોહર બંગલામાં પ્રવેશ કરી શકાતો હતો, એ દરવાજાપર આઠ પંજાબી સિખ્ખ પ્રહરીઓ ઉઘાડી તલ્વારે વારા ફરતી રાત્રિ દિવસ પહેરો ભર્યા કરતા હતા. બીજો દરવાજો ઉત્તર દિશામાં હતો, તે દરવાજાદ્વારા બંગલાની પાછળના ભાગમાં આવેલા હરગોવિંદના અનુચરોના આવાસ માટે નિર્માણ થયેલા જૂદા જૂદા ઓરડાઓમાં જવાતું હતું, તે દરવાજાપર બે કાબૂલી પઠાણ પ્રહરીઓ હાથમાં મલબારી ડંડા લઇને પહેરો ભરી રહ્યા હતા. ત્રીજો દરવાજો પશ્ચિમ દિશામાં આવેલો હતો, તે દરવાજામાંથી હરગોવિંદની અશ્વશાળામાં દાખલ થઇ શકાતું હતું અને તેનાપર બે હિન્દુસ્તાની ભૈયાઓ હાથમાં બંદુક લઇ પહેરો ભરી રહ્યા હતા ચોથો દરવાજો પાણીના પ્રબળ પ્રવાહવાળી, ગર્વથી ડોલતી, અનંત તરંગોને ઉછળાવતી મધુમતિ નદીના કિનારાપર આવેલો હતો, તે દરવાજાપર પાંચ રાજપૂત પ્રહરિઓ કરમાં કૃપાણ ધારી, કમરપર કટારધારી દોર દમામથી પહેરો ભરી રહ્યા હતા. એ ચોથા દરવાજામાંથી બહાર નીકળીને વીસ પચીસ કદમ દૂર ચાલતાં નદીના કિનારાપર સુંદર પત્થરનો બાંધેલો એક ઘાટ જોવામાં આવતો હતો એ ઘાટ 'વિલાસઘાટ' ના નામથી પ્રખ્યાત હતો. ત્યાં હરગોવિંદના પરિવાર સિવાય બીજા કોઇને પણ પ્રવેશ કરવાની અથવા સ્નાન કરવાની સખ્ત મના હતી. હરગોવિંદે કેવળ સવાર–સાંજ નૌકામાં બેસી વાયુ સેવન કરવા જવાના ઇરાદાથી જ એ ઘાટ બંધાવ્યો હતો અને ઘાટપર રાત્રિ દિવસ ચાર–પાંચ નાની-મોટી નૌકાઓ તૈયાર જ રહેતી હતી. હરગોવિંદ જે કોઇ નવીન યુવતીને પોતાના સપાટામાં સપડાવતો હતો તેને લઇને તે નૌકામાં બેસી ઘણીવાર નૌકા વિહાર

કરવા માટે નદીના પ્રવાહમાં નૌકાને વ્હેતી મૂકી દૂર સુધી નીકળી પડતો હતો. બીજી નૌકા તેની કન્યા વનલતાને માટેજ બનાવવામાં આવી હતી. વનલતાને માટે નૌકા બનાવવાનું ખાસ કારણ એ હતું કે, આજકાલ તે તેની માતાના શોકથી એટલી બધી વ્યાકુળ રહ્યા કરતી હતી કે તેને ક્યાંય પણ ચેનજ પડતું નહોતું; તેથી વારંવાર નૌકામાં બેસી સહેલ કરી તે પોતાના મનને કાંઇક આનંદમાં રાખતી હતી. હરગોવિંદે પણ હમણાં તેને પૂરતી છૂટ આપી હતી.

વનલતાની માતા ચંપાને હરગોવિંદે એક દિવસ એક ધર્મશીલા અબળાપર અત્યાચાર કરતો અટકાવવા માટે સખ્ત શબ્દો કહેવાથી તથા તેના પંજામાં સપડાયલી સુભદ્રા (મનોહરાની દાસી) જેવી બે ત્રણ સ્ત્રીઓને છોડી મૂકવાથી અને મનોહરાના મહાલયને જપ્ત કરીને સરકારને સ્વાધીન કરતી વેળાયે ધિક્કારની વૃષ્ટિ વરસાવવાથી મદિરાની મસ્તીમાંને મસ્તીમાંજ મારી નાખી હતી. બિચારી સાધ્વી સતી પોતાના પતિના હાથથી જ આ પૃથ્વીનો પરિત્યાગ કરીને પરલોક વાસિની થઇ ગઇ હતી.

ચંપાનું મરણ થયાં ને આજે લગભગ ચાર માસનો અવધિ વીતી ગયો હતો. એ દરમ્યાન હરગોવિંદે પોતાના સગા મામાની દીકરી વિહંગિની સાથે લગ્ન પણ કરી લીધાં. હરગોવિંદની આ નિર્લજ્જતા તથા અસભ્યતાને માટે સગાં વહાલાં તથા જનસમાજમાં તેની ભયંકર નિંદા પણ થવા માંડી હતી. પણ કામથી અંધ થયેલા અને શર્મને સ્મશાનમાં મૂકી આવનારા હરગોવિંદે તેના તરફ કશું પણ લક્ષજ ન આપતાં મામા-મામીને ચોરીના અપરાધથી કેદ કરાવી, મામાના દીકરાને છુપા ઘાતકદ્વારા કત્લ કરાવી વિહંગિનીને પોતાની દિલારામ બનાવી દીધી હતી. વિહંગિની કુચાલની કુલટાઓની

સોબતમાં પડીને પ્રથમથી જ ભ્રષ્ટા બની ગઇ હતી અને પોતાની વિલાસ–વાસનાને તૃપ્ત કરવા માટે અનેક ધનવાન પુત્રોના પ્યારમાં પડી ચૂકી હતી. તેણે હરગોવિંદની સાથે કેવળ પોતાના ઐશ્વર્ય–આરામ અને મોજશોખને પરિતૃપ્ત કરવા માટેજ લગ્ન કર્યાં હતાં હરગોવિંદે પણ કેવળ કામવાસનાનું સાધન ગણીને વિહંગિનીને પોતાની અર્ધાંગના બનાવી દીધી હતી. આથી તેમના બન્નેના હૃદયમાં પરસ્પર પ્રેમનો રંચ માત્ર પણ નહોતો. જેવી રીતે હરગોવિંદ પર-સ્ત્રીઓમાં રાત્રિ દિવસ લંપટ રહેનારો હતો, પરસ્ત્રીના પ્યારની આ-કાંક્ષા ધરાવનારો હતો, તેવીજ રીતે વિહંગિની પણ પરપુરુષના ધ્યાનમાં રાત્રિ દિવસ નિમગ્ન રહ્યા કરતી હતી અને પોતાની પ્રણય–પિપાસાને પરિતૃપ્ત કરવાની અહર્નિશ આકાંક્ષા રાખ્યા કરતી હતી. પરંતુ હરગોવિંદના બંગલાપર પહેરેગીરોનો સખ્ત જાપતો હોવાથી તેને મનમાં ને મનમાંજ દુઃખી થઇને બેસી રહેવું પડતું હતું, ઘર-માંથી એક ડગલું પણ બહાર નીકળી શકાતું નહોતું હરગોવિંદ હ-મેશાં નવી નવી સ્ત્રીઓને પોતાના પાપસદનમાં ઉપાડી લાવીને અ-નાચાર તથા અત્યાચારનો જે પ્રકાર ચલાવતો હતો, તે બધું તેનાથી જોઇ શકાતું નહોતું. તે છંછેડાયલી નાગણીની પેઠે હરગોવિંદના આ અવ્યવહારને નાબૂદ કરવા માટે આતુર રહેતી હતી. હરગોવિંદે બ-હારનો ડોળ દેખાડવાના તથા પોતે પરણેલો છે, એટલે અન્ય અ-બળાઓ પ્રતિ અનાચાર ચલાવે એવા ભ્રમને નાબૂદ કરવાના આ-શયથીજ વિહંગિનીની સાથે લગ્ન કર્યાં હતાં. આથી એક આદર્શ દંપતિમાં જે સ્નેહ તથા પવિત્રતાની અગત્ય હોવી જોઇએ, તેમાંનો અંશ માત્ર પણ એમના હૃદયમાં જોવામાં આવતો નહોતો. અરે એ-ટલુંજ નહિ. પણ ત્રણ માસ જેટલા અલ્પ સમયમાંજ તેમના બ-

ન્નેનાં મનમાં એક બીજાના પ્રત્યે સખ્ત નફરત પણ થઇ ગઇ હતી.

વિહંગિની વનલતાને પોતાની સરખી ઉમ્મરની તથા શોક્યની પુત્રી ધારીને તેનાપર બહુજ બળ્યા કરતી હતી તથા તેનો સર્વનાશ કરવાની ચેષ્ટા પણ કર્યા કરતી હતી, વારંવાર તે તેને અવળે રસ્તે ચડવાની તથા આટલી મોટી ઉમ્મર થવા છતાં પ્રીતિનો ઉપભોગ કરવાને ભાગ્યશાળી થઇ નથી, એમ કહીને અનીતિનો આશ્રય લેવાની કુટિલ શિખામણુ પણ આપ્યા કરતી હતી. હમેશના રેડેલા ઝેરનું એકેક ટીપું પણ આગળ જતાં ભયંકર સ્વરૂપ ધારણ કરી લે છે, એ કહેવત મૂજબ વનલતાના મનમાં પણ કામનો સંપૂર્ણ અધિકાર જામી ગયો અને તે પોતાની પ્રણયપિપાસાને પરિતૃપ્ત કરે તેવા કોઇ અલબેલા યુવકને મેળવવાના ધ્યાનમાં મશગુલ રહેવા લાગી.

વિહંગીની વનલતાને ભ્રષ્ટ કરાવી હરગોવિંદને ઇજ્જતને ધજાગરે ચડાવવાની આશાથીજ વનલતાને એ કાર્યમાં અમુક અંશે મદદ પણ કરવા માંડી તથા વનલતાના મનને મોહાવનારા કોઇ કામણગારા કોડીલા યુવકનો પત્તો મેળવવા માટે પોતાની એક બે કુલટા દાસીઓને પણ નિયુક્ત કરી દીધી. પરિણામે વિહંગિનીની આશા સફળ થવાનો પ્રસંગ પણ આવી લાગ્યો. જ્યાં રૂપ અને લાવણ્યમાં લુબ્ધ થઇ લગ્ન કરવામાં આવે છે, ત્યાં હમેશાં આવા ગોટાળાજ થયા કરે છે. પ્રિય વાંચક ! આમાં અજાયબી જેવું કાંઇ છેજ નહિ. જે દુનિયામાં મનોહરા જેવી ધાર્મિક વારાંગનાઓ વસે છે, તેજ દુનિયમાં વિહંગિની જેવી કુલકામિનીના નામથી ઓળખાતી કુળ ધ્વંસ કરનારી કુલટાઓ પણ અવશ્ય વસે છે.

બનાવ એક દિવસે બને છે, પરંતુ તેનાં કારણો ઘણા દિવસથી સંચારિત થાય છે. ઘણા દિવસ પછી વાદળાં વરસાદ વરસાવે છે,

ઘણા દિવસની તૈયારીઓ પછી ભૂમિપર ભયંકર ભૂકંપ થાય છે, ઘણા દિવસની તૈયારીઓ પછી, વાદળાંનાં ઘસારાથી વીજળી પડે છે. સિડનના યુદ્ધમાં ફ્રેન્ચોનો ગર્વ ચૂર્ણ થયો હતો, એ ઘણા દિવસના પરિશ્રમનું પરિણામ હતું. આજે તેવીજ રીતે વિહંગીની વનલતાના હૃદયમાં વિપરીત ભાવનાનો સંચાર કરી સુધાને બદલે કાતિલ હળાહળને ભરી દીધું.

જ્યારે યુવતી વનલતા બગીચાના એક લતાકુંજમાં જઇને ગુલાબના વૃક્ષપરથી પુષ્પ ચુંટવા ગઇ, ત્યારે તેના હાથમાં ગુલાબનો એક કંટક ખૂંચી ગયો. કોમળા હાથમાં લોહીનો ટસીયો ફૂટી આવ્યો. એ જોઇને તે તરતજ નીચે બેસી ગઇ અને મનમાંજ બોલી કેઃ— "અહા ! કેવું મઝાનું આ ગુલાબનું ફૂલ છે, પણ તેમાંયે પીટયો આ કાંટો સળગ્યો છે. એની ખૂબ સૂરતીમાં પણ વેદના સમાયલી છે. આ પુષ્પ જોતાં મને મારી નવી માતાનું બરાબર સ્મરણ થઇ આવે છે. ઇશ્વરે તેના શરીરમાં જેવી સુંદરતા આપી છે, તેવીજ સુંદરતા આ પુષ્પથી પણ અધિક છે. આ પુષ્પમાં જેમ કંટક છે. તેમ હૃદયમાં પણ કામરૂપી કંટક રહેલો છે. શું ત્યારે આ દુનિયામાં કંટક વિનાનું કોઇજ નહિ. માતા વારંવાર કહ્યા કરે છે કે, જગતની સુંદરતા એ કેવળ બહારની સુંદરતા છે, પણ અંદરતો સર્વ વસ્તુઓમાં દોષજ સમાયલો છે. જ્યારે વસ્તુસ્થિતિ આવીજ છે, ત્યારે મારામાં પણ કાંઇ દોષ હોય તો તે અસ્થાને નથીજ. મારા પિતા હાલ તરત મારાં લગ્ન કરે તેવો કશો સંભવજ નથી. મારી યુવાની તો વહેવા માંડી છે. સોળ સત્તર વર્ષ વીતી ગયાં છે, છતાં પણ કોઇ કામણગારાની ગોદમાં બેસી પ્રીતિસુધાનું પાન કરવાનો મને પ્રસંગજ મળ્યો નથી. પણ ચિંતા નહિ, પિતાજી એ કામમાં બેદરકારી બતાવશે, તો

હું મારી મેળેજ મારો મન માન્યો મોહનવર શોધી લઇશ. કારણ કે હવે તનમાં નાલાવેલી થાય છે, રોમાંચ થાય છે. આ અધીરૂં મનડું કોઈ રસિક વરને માટે આકુળ વ્યાકુળ થાય છે. વળીઃ—

મોહનવર મળવા આતુર મનડું ધીરજ જરી નવ ધારે;
મુગ્ધાના કોમળ કાળજડામાં બાણ રતિપતિ મારે,
બાલ્ય કાળના ભાવ ગયા સહુ,
રાચે મન રતિરાગ વિકારે;
મદનપીડિત વ્યાકુળ યુવતી;
કાન્ત વિના બળતી અંગારે, ધીરજ.
જાય બદલતાં પાસાં રજની;
નેત્રે નહિ નિદ્રાજ લગારે;
શયન જાગરણ સમાન જાતાં;
રાત દિવસ સરખાં છે મારે. ધીરજ."

વનલતા આ પ્રમાણે વિચાર કરી રહી હતી, એટલામાં તેની નજર પાસેની એક વેલીપર ખીલેલા એક પુષ્પપર એક ભ્રમર પુષ્પનો રસ ચૂસી રહ્યો હતો, તેનાપર પડી. એ જોઇને તે પાછી પોતાના મનમાંજ કહેવા લાગી કેઃ—"વળી આ શો નવો પ્રકાર! આ ભ્રમર કરે છે. કોની સાથે વિહાર! અરે! આ પુષ્પવેલી પર ખીલેલા પુષ્પમાં પણ વ્યાપ્યો છે વિકાર! શું સર્વ સંસારપર વ્યાપ્યો છે વિકારનો અધિકાર? હા—હા—તેમજ છે. જોને, એક પુષ્પ પણ છુપાઇને આ રસિક ભમરા પાસે કરી રહ્યું છે કેવો અનુપમ વિહાર! આખું વિશ્વજ વિહારી છે, વિકારની પણ અજાબ બલિહારી છે. આ સર્વ મને આજે શું બતાવી રહ્યું છે? હું સારી રીતે સમજી શકી છું કે, ઈશ્વરે આ કોમળ કાયાને કરમાવી નાખવા માટે આપી નથી પણ

વિલાસના શૃંગારથી શણુગારી આનંદની બહાર લૂટવા માટે આપી છે. માતા વિહંગિની ! હું આજે તારાં વચનોને બરાબર સમજી શકી છું. તારાપર મને જે સંશય હતો તે આ પુષ્પોએ તથા ભ્રમરોએ દૂર કરાવ્યો છે. બસ, હવે તો હું એક ક્ષણુનો પણુ વિલંબ કર્યાં વિના અલબેલાને શોધી લઈશ, મારા અંતરની વેદનાને પ્રેમવારિના સિંચન બુઝાવી દઈશ. માતાએ ખરૂંજ કહ્યું હતું કેઃ—

" ચંદ્ર વિનાની ચાંદની જીવ વિનાની કાય;
જુવતી જુગતી જોડી વિનાની, જગમાં ઝોલાં ખાય;
હીરા મોતીને ઓઢે કે પાથરે બાળા બાળીને ખાય;
પ્રેમ નદિની માછલી વૈભવ સાગર પાડે કાય;
નયનનું નીર ને હૈયાનું હીર, નણુંદીના વીર ગણુાય. "

આ પ્રમાણે વિચાર કરી પુષ્પ ચૂંટવાનું કાર્ય પડતું મૂકી વનલતા ઉદ્યાનના મધ્યભાગમાં આવેલા એક નાનકડા સરોવરના કિનારા પર બેસી શા ઉપાયે પ્રિયતમની પ્રાપ્તિ કરવી એનો નિશ્ચય કરવાની અભિલાષાથી ત્યાંથી ઉઠીને મનમાં ને મનમાંજ આ પ્રમાણે બોલતી બોલતી તરતજ ધીમે ધીમે હંસગતિથી ચાલવા માંડીઃ—

" મારૂં જોબન ગુલાબી રસીયા વિના કરમાય;
હાય મૃદુ અનીલ ચંદ્રનીલ અનલ સમ જણુાય— મારૂં.
સૂતી સેજલડી આંસુડાં સારી ભીંજાવતી;
વેરી રાતલડી ભોગી વિના હું વીતાવતી;
નાજુકડી નારી હારી હૈયું હું ફરતી મદમાતી;
પાંખલડી ખીલી તલસે પ્રીતમને મળવા અકળાતી;
મન્મથની લાગી અંગે લ્હાય, કાયા રસ ઝરતી એળે જાય;
આવો કોઇ આવો રસીયા વિરહી કાયા શીતળ થાય— મારૂં.

આવી રીતે વિચાર કરતી કરતી તે તે નાજુક સરોવરના કિનારાં પર આવીને એક ઘટાદાર વૃક્ષની છાયા તળે બેઠી તથા કયા યુવકને પોતાના હૃદયનો આરામ, શિરનો તાજ બનાવવો તથા કયા ઇલાજથી તેને પોતાના અધિકારમાં લાવવો તેના વિચારમાં તે ગુંચાઇ ગઇ.

એ સમયે વિહંગિની નવયૌવના જુવાનીના તરંગોને ઊછળાવતી નયનને નચાવતી, અંગપર અંબર, પગમાં ઝાંઝર ઝમકાવતી સાક્ષાત સુંદરી શિરોમણિ રતિનું સ્વરૂપ ધારણ કરી વનલતાના મનને મોહાવવા તથા પોતાના અજાયબી ભરેલા આશયને તૃપ્ત કરવા માટે તે સરોવરના કિનારાપર આવી પહોંચી. આવતાંની સાથેજ તેણે વનલતાને ઉદ્દેશીને કહ્યું કે:—"વનલતા ! આજે તારા મુખપર આટલી બધી ગમગીની કેમ છવાઇ છે ! તારા ચિત્તની ચંચળતા કેમ ઝળકાઇ છે ? શું તારા હૃદયમાં થયો છે ચિંતારૂપી ડાકિણીનો સંચાર કે વ્યાપ્યો છે મોહનમંત્રનો અલબેલો અધિકાર ? બહેન મારી પાસે સત્યને છૂપાવી અસત્યને પ્રકટ કરવાનું કાંઈ પણ કારણજ નથી. તું એતો સારી રીતે જાણે છે કે, હું તારા પિતાના જેવી નિર્દય નથી, તારા દુઃખનું કારણ મારા જાણવામાં આવી ગયું છે. પ્રેમનો વ્યાધિ મહાભયંકર છે, એને હું મારા સ્વાનુભવથી સમજી શકી છું અને એ વ્યાધિથીજ તું આજકાલ આટલી બધી વ્યાકુળ રહે છે એ પણ મને સ્પષ્ટ જણાઇ આવ્યું છે. પીટયા એ મદનની પીડાજ કાંઇક અલબેલી છે. નથી આવવા દેતો તે આંખમાં ઉંઘ કે નથી રહેવા દેતો દિલમાં આરામ.

"ચઢાવે ચિત્ત ચકડોળે, હૃદયનું ભાન ભૂલાવે છે;
તનુમાં તાપ લાવીને મહા ઉન્માદ મચાવે છે;

હરે છે શાંતિ—દિલની ને મહા સંતાપ લાવે છે;
મૂકાવી માનની માઝા લજ્જાહીના બનાવે છે;
કરે છે કંપ અંગે ને સહુ સૂનું બતાવે છે;
સદા એ કામ યુવતીને બહુ પીડી રીબાવે છે."

વનલતા અને વિહંગિની સરખી ઉમ્મરની હોવાથી, તેમજ વિહંગિનીએ વનલતાને પોતાના કાળા કામની સહચરી બતાવવાના ઇરાદાથી અત્યંત છૂટ આપેલી હોવાથી, તેમની બન્નેની વચ્ચે માતા—પુત્રીના સંબંધ બદલે સખીનો સંબંધ બંધાઇ ગયો હતો. વનલતા વિહંગિનીની જરા પણ શર્મ રાખતી નહોતી, તેવીજ રીતે વિહંગિની વનહિંગી તેનો ગમે તેટલો ઉપહાસ કરે, ગમે તેટલી છૂટથી વર્તે અને ગમે તેવા અસભ્ય શબ્દો બોલે તો પણ વનલતાનો અનાદર ન કરતાં તેને ઉલટી પ્રોત્સાહનજ આપતી હતી. આથી અત્યારે પણ વનલતાએ પોતાને ઉત્તમ અવસર મળ્યો છે, એમ વિહંગિનીના કથનને અનુમોદન આપી હર્ષિત સ્વરથી જવાબમાં જણાવ્યું કેઃ—" ખરૂં છે, તમારૂં કહેવું તદ્દન ખરૂં છે. એ મન્મથરાજની લીલાજ ખરેખર અજાયબી ભરેલી છે. યુવતીના અંગેઅંગમાં વ્યાપીને એ રતિપતિ તેને એટલી સીમાપર્યન્ત નિર્લજ્જ બનાવી દે છે કે, પછી તેને માતા, ભગિની કે સખી આદિ કોઇની પણ શર્મજ રહેતી નથી. જુઓને મારે માટે પણ તેમજ બન્યું છે, તમે મારી માતા હોવા છતાં પણ હું તમારી સાથે કેવું સ્વચ્છંદી વર્તન ચલાવું છું ? નિર્લજ્જતાની કેવી પરાકાષ્ટા બતાવું છું.

"કામણગારા, મનહરનારા મોહક કામની બલિહારી છે;
યુવતીદળનાં ચિતડાં ચોરી લજ્જા તેણે સર્વ નિવારી છે;

ભાન ભૂલાવે, માન મૂકાવે રતિપતિની લીલા ન્યારી છે;
પીડા ભૂંડી અંગે ઊંડી મોહક સ્મરની બહુ કારી છે;
શલ્ય સગા આઘાત કરીને વામામન કંપાવે છે;
શિષ્ટ જનોની, માજા મનથી વિતનુ છેક ભૂલાવે છે."

"વનલતા, એમાં શર્મ કે સંકોચ રાખવાનું કશું પણ કારણજ નથી. જગતની લીલાજ એવી વિચિત્ર છે. કામના પ્રભાવે મોટા મોટા મહર્ષિઓને પણ પોતાના અચલ, અડગ અને એકાગ્ર ધ્યાનમાંથી ભ્રષ્ટ થવું પડ્યું છે. જો સાંભળ એ સર્વજનોને સંતાપમાં નાખનારા ઉરમાં વ્યાકુળતાને ઉભરાવનારા તથા ચિત્તને ચંચળ કરનારા કામની લીલા કેવી ન્યારી છે:—

સર્વ સંસાર મદન આધીન,
શ્રુતિ જ્ઞાન વિસ્તારક બ્રહ્મા થઇ ધર્મથી હીન,
થયા પિતાનો ધર્મ ભુલીને નિજ દુહિતામાં લીન;
મહાદેવ સ્મર સંહારક પણ થયા મદનથી દીન;
ભિલ્લ ભામિનીમાં ભરમાયા ભાળી રૂપ નવીન;
કૈક સાધુએ કામ ભક્ત થઇ ત્યાગ્યાં નિજકૌપીન;
ઇન્દ્ર, ચન્દ્ર ભૂલ્યા તો બીજાં કયમન ચળે મનમીન."

માટે એ સર્વ ચિંતાઓને કોરાણે મૂકી તારા દિલની ખ્વાહિશ મારી પાસે રજૂ કર. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું તને પ્રસન્ન રાખવાના પ્રયત્નો કર્યા કરીશ. મારી પાસે તું તારૂં દિલ ખોલીને બધું જણાવી દે કે, હવે તારી ઇચ્છા કયા માર્ગપર જવાની છે. શું તું તારી આ કોમળ કાયાને કરમાવી દેવા માગે છે કે, રતિપતિના રાજ્યમાં વિચરી આનંદનો ઉપભોગ કરવા માગે છે. આ જન્મ ધારણ કરવાનું શું કારણ છે, તે તું સમજે છે ખરી કે?"

"લૂટાવી રૂપનો ભંડાર રતિનું બસ રટણ કરવું;
દિલે આરામ આશકની પ્રીતિનું પાન બસ કરવું,
રહી ગુલ્તાન પ્યારામાં પિયુનું ધ્યાન બસ ધરવું;
લગાવી ભસ્મ પ્રીતિની સદા ખાખી* થઇ ફરવું;
ઉડાવી બ્હાર પ્રીતિની દિલે મસ્તાન થઇ ફરવું,
જગતમાં જન્મ ધારીને પતંગો સમ સદા મરવું."

"તમારૂં કહેવું ખરૂં છે, પણ માતા મારા હૃદયમાં જે પીડા વ્યાપી છે, તે પીડાને મારાથી મારા પિતાને શી રીતે જણાવી શકાય, નિર્લજ્જતાની સીમાનું દર્શન કેમ કરીને કરાવાય. તેઓ તો આજ-કાલ યમદૂતોને પણ કંપાવે તેવા જાલિમ જુલ્મો ચલાવવામાં રોકાયા છે, પોતાનીજ પાપવાસનાને પરિતૃપ્ત કરવામાં પ્રવૃત્ત થયા છે, એટલે મારાદ્વારા તેમને મારા હૃદયની વાત કોઇ પણ રીતે જણાવી શકાય તેમ નથી. હમણાં હું એવી સંકડામણમાં આવી ચૂકી છું કે, તમારા સિવાય મારા દિલને જરા પણ આરામ મળી શકે તેમ નથી." વનલતાએ કહ્યું.

"ઘેલીરે ઘેલી, તું આમ નિરાશ કેમ થાય છે, આશાના અ-મૂલ્ય રત્નને આમ નષ્ટ કાં કરે છે? જ્યાં મારા જેવી પ્રબળ સહાયક તારા પક્ષમાં છે, ત્યાં તને ચિંતા કરવાનું શું પ્રયોજન છે? જો સાંભળ, હું તને હમણાંજ એક એવા સરળ ઉપાય બતાવું છું કે જેથી તું સહજમાં તારા હૃદયની ઇચ્છાને પૂર્ણ કરી શકે તેમ છે." વિહંગિનીએ આશા આપીને કહ્યું.

"શો ઉપાય બતાવો છો? શું તમારા બતાવેલા ઉપાય પ્રમાણે ચાલવાથી મારા મનની મુરાદ અવશ્ય બર આવશે?" વનલતાએ અજાયબીમાં આવીને પૂછ્યું.

"હા, અવશ્ય બર આવશે. પણ તે પહેલાં હું તને એક પ્રશ્ન પૂછું છું, તેનો યોગ્ય ઉત્તર આપ.

"શો પ્રશ્ન પૂછવા માગો છો, માતા ?" વનલતાના આશ્ચર્યનો અવધિજ ન રહ્યો,

"તું આ શહેરના વિખ્યાત જમીનદાર સુંદરીમોહનને ઓળખે છે ખરી કે ?" વિહંગિનીએ પૂછ્યું.

"હા, તે ઘણીવાર આપણે ત્યાં મારા પિતાજીની મુલાકાત લેવા માટે આવે છે. મેં મારા દિવાનખાનામાં બેસીને ઘણીવાર તેને જોયો છે." વનલતાએ જવાબ આપ્યો.

"એની સુંદરતા તથા તારુણ્ય તને પસંદ પડે છે ખરૂં કે નહિ વારૂ ?"

સ્ત્રી જાતિની સ્વાભાવિક લજ્જાને હૃદયમાં ધારણ કરી મુખપર મૌનનું તાળું વાસી વનલતાએ કશો પણ જવાબ આપ્યો નહિ. કેવળ નયનમાં એક પ્રકારનું ઝાંખું તેજ ઝળકાવી તે વિહંગિનીના મુખ તરફ જોતી ઉભી રહી. તેના હૃદયના ભાવને જાણવામાં ચાલાક વિહંગિનીને જરા પણ વિલંબ લાગ્યો નહિ. તેણે તેના હૃદયમાં વ્યાપેલા લજ્જાના ભાવને દૂર કરવાના આશયથી કહ્યું કેઃ—વનલતા ! મારા પ્રશ્નનો ઉત્તર આપતાં આટલી બધી શર્માય છે શા માટે ? હું તને પ્રથમથીજ કહી ચૂકી છું કે, મારી પાસે સંકોચ રાખવાનું કશું પણ કારણ જ નથી. કહે, કહે, તું એ રૂપમાં કામ સમાન સુંદર અને વૈભવમાં ઇન્દ્રસમાન પ્રબળ પુરુષને તારા હૈયાનો હાર બનાવવાની અભિલાષા ધરાવે છે ખરી કે નહિ વારૂ ?"

"દેવી ! સુંદરી મોહન સુંદર છે, ધનાઢ્ય છે અને વયમાં પણ તરુણ છે, પરંતુ તેનામાં જે એક મોટો દુર્ગુણ છે, તે તમો જાણો છો ખરાં કે ? રાત્રિદિવસ મદિરા પાન કરવામાં મસ્ત રહેવું,

નિત્ય નવી નવી લલનાઓના લાવણ્યનો ઉપભોગ કરવો, એજ એ સુંદરીમોહનના જીવનનું ધ્યેય છે. વારાંગના મનોહરાનો સર્વ નાશ કરવામાં, અંબાલિકાની સર્વ સંપત્તિને પચાવી પાડવામાં સુંદરીમોહને પાપની પરાકાષ્ટા કરી બતાવી છે. તેથીજ મારૂં મન તેની પ્રેમભાગિની થતાં અચકાય છે. ન કરે નારાયણ ને કદાચ મારી પણ એવી દશા થાય, તો પછી મારે શું કરવું અને ક્યાં જવું ? કોનો આશ્રય લેવો ? વળી મારા પિતાજી પણ એ વિષયમાં સમ્મત થાય તેમ નથી. તેમની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તવું એ મને ઉચિત પણ લાગતું નથી. ”

“વનલતા ! તું આમ ધારવામાં મોટી ભૂલ ખાય છે, મારા આશયને તદ્દન ભૂલી જાય છે. મારી ઇચ્છા હમણાં ને હમણાંજ સુંદરીમોહનની સાથે તારાં લગ્ન કરવાની નથી, પરંતુ પ્રથમ તો કેવળ તમારા બન્નેના હૃદયમાં સ્નેહનાં બીજ રોપવાનીજ છે. જ્યારે તે સ્નેહનાં બીજ વૃક્ષના રૂપમાં પરિણત થઇ જશે, ત્યારે હું તારા પિતાને સમજાવી દઇશ, એટલે તને કશી પણ અડચણ આવશે નહિ. હું ધારૂં છું કે, સુંદરીમોહન હજી સુધી કુંવારો હોવાથીજ અનેક અબળાઓપર આશક્ત થઇ તેમનો સર્વનાશ કરી રહ્યો છે, પણ જો તારા જેવી સુશીલ સુંદરીની સાથે તેનાં લગ્ન થશે, તો કોઈ પણ પ્રકારે તે પાપનો સંગી થઇ શકશે નહિ. સ્ત્રીઓના પ્રભાવ પાસે પુરુષોનું કશું પણ ચાલી શકતું નથી. માટે તું ચિંતા ન કર અને સુંદરીમોહનનેજ તારો શિરતાજ બનાવવાનો પ્રયત્ન કર.” વિહંગિનીએ કહ્યું.

“પણ, હું એને ક્યાં મળું ? એ મારો સ્વીકાર કરે કે નહિ, તેની પણ શી ખાત્રી ? જો કદાચ હું એની પાસે મારી પ્રેમ યાચના પ્રકટ કરૂં અને એ તે યાચનાનો અસ્વીકાર કરી મારા પિતાજી તથા

જન સમાજમાં મારી નિંદા કરે તો પછી મારાથી આ જગત્માં શું મોઢું બતાવી શકાય ?”

“ના, એમ બનેજ નહિ. આ જગત્માં એવો કોઇ પુરુષજ નથી કે, જે નારીના પ્રેમનો અનાદર કરવાનો અશક્ત થઇ શકે ! નારીના નયનના નખરાંથી, મુખની મીઠી વાણીથી અને શરીરના હાવભાવથી ભલા ભલા પુરુષો પણ તેની ગુલામી ઉઠાવવાને તૈયાર થઇ જાય છે. વળી તું તો રૂપમાં રતિ સમાન સુંદર છે, લાવણ્યનો ભંડાર છે. એટલે તારા સ્નેહનો અસ્વીકાર કરવાને દુનિયાના દેવો પણ અશક્ત છે ! હજી તું પ્રેમપંથની અપરિચિતા હોવાથીજ તારા મનમાં આવી આવી શંકાઓ ઉપજ્યા કરે છે. પરંતુ નારીનો મોહ તો કાંઇક અ-જબ છે. જેમ મદિરાની ખુમારી મનુષ્યના મગજને ઉત્તેજિત કરે છે, તેમ નારીનું રૂપ તેના હૃદયને આકુળ વ્યાકુળ બનાવી દે છે.

“કામીજનોની આંખમાં નારી સુધાની ધાર છે;
એ નારના નખરાં થકી પુરુષો સદા લાચાર છે;
કારી કટારી નારથી હૈયાં સદા ભેદાય છે;
પામર બિચારા માનવી નારી મહીં લપટાય છે;
મીઠું વદી બહુ મુખથી મનહરણ કરતી જાય છે;
એક યારની યારી તજી નારી બીજાની થાય છે;
પુરુષો તથાપિ નારીને નિજ નારી માન્યે જાય છે;
અંધા બની અનુરાગમાં દાસો સ્ત્રીઓના થાય છે;
ચિંતા ધરે શાને ઉરે, તું નારી કાં ગભરાય છે;
તુજ હાથમાં નહિ એક પણ ઝાઝા બહુ ઉપાય છે;
ઉપાયના એ શસ્ત્રને ઉપયોગમાં તું લાવજે;
હારે કદાપિ દાવમાં તો અન્યને અજમાવજે.”

વનલતાનું અસ્થિર ચિત્ત કાંઈક સ્થિર થયું. હૃદયમાં આશા ધારી, લજ્જાને જડમૂળથી વિદારી, કામવાસનાના પંથમાં પ્રયાણ કરી વનલતાએ વિહંગિનીને પૂછ્યું કેઃ—"ત્યારે હવે એ સુંદરીમોહનની સાથે મુલાકાત કરવામાં તથા તેના હૃદયના ભાવો જાણવામાં તમો મને શી સલાહ આપો છો ? મારે કયી જગાએ અને કયે વખતે મળવું વારૂ ?"

"જો સાંભળ, સુંદરીમોહન હમેશાં સવારે અને સાંજે નૌકામાં બેસીને આપણા આ ઉદ્યાન પાસેના મધુમતિના ઘાટ પાસેથી નૌકાવિહાર કરવા માટે નીકળે છે. હું મહાલયની અગાસીપર બેસીને નિરંતર તેને અહીંથી આવતો જતો જોઉં છું. હવે આવતી કાલે સાંજે જ્યારે તેની નૌકા અહીંથી નીકળે ત્યારે તું પણ તારી નૌકામાં એકલીજ બેસીને તેની નૌકાની પાછળ પાછળ તારી નૌકાને હંકારી મૂકજે. નૌકા ચલાવવામાં તો તું ઘણીજ ચાલાક છે, એટલે મારા ધારવા પ્રમાણે તને તેની નૌકા પકડી પાડવામાં કશી અડચણ આવશે નહિ. અહીંથી લગભગ એકાદ ગાઉ દુર તેની નૌકા જ્યારે ચાલી જાય, ત્યારે તું તારી નૌકાને તેની નૌકા પાસેથી એકદમ આગળ કરી દેજે અને તારા મીઠા અવાજથી એકાદ ઉત્તમ ગાયન ગાવાનું શરૂ કરી દેજે. જેવું તારૂં મંજુલતાથી ભરેલું મૃદુતાથી ઉભરાતું મનોહર ગાયન તેના સાંભળવામાં આવશે કે, તરતજ તે તારી નૌકા પાસે આવી પહોંચશે અને તારો પરિચય પૂછવાનો પ્રયત્ન પણ કરશે. એ સમયે તું પ્રથમ તો તેના પ્રતિ જરા અણગમો દેખાડજે અને પછીથી જ્યારે તને ચોક્કસ ખાત્રી થાય કે, તે તારામાં ખરેખર આસક્ત થયો છે, ત્યારે તું તારૂ દિલ ખોલીને, નયનના કટાક્ષ મારીને તેને તારા અધિકારમાં લેવાનો પ્રયત્ન કરજે. પણ જોજે, એ વખતે તારા મનને નિર્બળ થવા દઈશ નહિ, નહિ તો તારો બધો પરિશ્રમ વૃથા

જશે અને સુંદરીમોહન તને ફજેતીના ફાળકાપર ચઢાવશે. તારામાં જેટલી શક્તિ હોય, તેટલા હાવભાવ દેખાડીને તેને મુગ્ધ બનાવી દેજે."

"પણ, તેમ છતાં પણ જો તે ન માને તો પછી મારે શું કરવું?" વનલતાએ પૂછ્યું.

"પ્રથમ કળથી કામ લેવામાં જ કાર્યની સિદ્ધિ સમાયલી છે. તારે પ્રથમ તેની પાસે તારી મનોભાવનાને જરાપણ વ્યક્ત થવા દેવી નહિ, તેમ છતાં પણ જો કદાચ તારાથી તારા હૃદયના આવેગને ન અટકાવી શકાય તો પછી સુંદરીમોહનને ધમકી આપીને કહેવું કે, જો તું મારી પ્રેમ પિપાસાને પરિતૃપ્ત નહિ કરે તો હું મારા પિતાને એ વાત જણાવી દઇશ કે, સુંદરીમોહને સંધ્યા સમયે નૌકાવિહાર કરવા જતી વેળાએ મારી નૌકાપર ચઢી આવીને મારાપર બળાત્કાર કર્યો હતો, મારા ધર્મને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો આમ કરવાથી તે તરતજ સીધો થઇ જશે અને તારા મનની મુરાદ બર આવી શકશે." વિહંગિનીએ કહ્યું.

"પણ જો કદાચ તે મારો સ્વીકાર કરવાની અનુમતિ આપે તો પછી મારે તેની મુલાકાત કરવા માટે વારંવાર ક્યાં જવું તથા તેની સાથે મારાં લગ્ન કરવાનો શો બંદોબસ્ત કરવો?"

"એ બધું હું તને ઘણીજ સરળતાની સાથે કરી આપીશ. પ્રથમ તો તું તેની અનુમતિ લઇ આવ, પછીથી હું તારા પિતાની સાથે મળીને તેનાં લગ્ન તારી સાથે કરાવી આપીશ."

"શું આ સર્વ તમો મને સત્યજ કહો છો?"

"કેમ, એમાં તને કંઇ અજાયબી થાય છે?"

"ના, અજાયબી તો નથી થતી, પણ તમારી મારાપર આ-

ટલી બધી મહેરબાની છે એ જોઇને મને ઘણોજ આનંદ થાય છે. મારાથી મારી આખી જિન્દગીમાં તમારા આ ઉપકારને ભૂલી શકાય તેમ નથી." વનલતાએ વિહંગીનીનો કૃતજ્ઞતાથી ઉપકાર માની કહ્યું.

"ના, એમાં ઉપકાર માનવાની કશી પણ જરૂરજ નથી. સમય આવ્યે તારે પણ મારૂં આવુંજ કામ કરી આપવું પડશે. જો કદાચ અહીં મારો કોઇ યાર આવી ચઢે તો તેના આવવાની વાતને છુપાવી રાખવામાં તારે મને બનતી મદદ કરવી પડશે. પણ હા-જો તું મારા આ ઉપકારને ભૂલીને મારા કોઈ પણ ભેદને ફોડી નાંખીશ, તો પછી તને આ બંગલામાં ઊભા રહેવાનું સ્થાન પણ નહિ મળે, એ વાતને બરાબર સ્મરણમાં રાખી લેજે. અત્યારે હું તને એ વિષયમાં બીજું કાંઈ પણ કહેવાં ઇચ્છતી નથી." વિહંગિનીએ કહ્યું.

"ચિંતા નહિ, મારાથી બનશે, તેટલી સહાયતા કરવામાં હું કદાપિ પાછી પડીશ નહિં."

"બહુ સારૂં, ત્યારે ચાલ હવે જલ્દી ઘરના કામકાજમાં ગુંથાઈ જઇએ, તારા પિતાને કચેરીમાં જવાનો વખત થઇ ગયો છે." આમ કહીને તેઓ બંને તે બગીચામાંથી બંગલાભણી ચાલી ગઈ.



# પ્રકરણ ૪ થું



## પાતાળપુરીમાં પૈશાચિક કાણ્ડ



ખડે હૈં યહ ઊંચે ઊંચે મહલ પર કિનકી કમાઇ હૈ;
ગિની જાતી નહીં દૌલત, યહ દૌલત કિસે પાઈ હૈ;
બિછે હૈં ઘરમેં ગાલિચે હરેક જેવર તિલાઇ હૈ;
લગે હૈં ગાવ તકિયે, શાન યહ કિસને બઢાઇ હૈ;
હજારોં કે ગલે કાટે હૈ, તબ યહ ઐશ પાયા હૈ;
તુમ્હેં જિતના બઢાયા હૈ, ગરીબોને બઢાયા હૈ;

—o<>o—

હમ ભી દુનિયામેં અગર ઝૂટકી ઇજ્જત કરતે;
છોડ અલ્લાહ કો શૈતાનકી ઇતાઅત કરતે;
કુફસે મિલતે ગર ઇસલામસે નફરત કરતે;
બેઇમાનીસે અનામત મેં ખ્યાનત કરતે;
હૈ કસમ હસ્તી કિ હમ ચૈનસે રાહત કરતે."



આજે લૂટારાનો ઠરાવેલો દિવસ આવી લાગ્યો, માણેકલાલની આંખો ઉઘડી ગઇ હતી, હૃદય ભય, ક્રોધ અને વિસ્મય રસથી સ્તંભિત થઈ ગયું હતું. તેના મુખનો ભાવ ઉન્માદીના જેવો જણાઈ આવતો હતો. તેની દ્રષ્ટિ અત્યંત ભયાનક બની ગઇ હતી, તેણે તે દિવસે સ્નાન પણ કર્યું નહોતું અને આહાર પણ કર્યો નહોતો.

ઇન્દુમતિ અને અંબાલિકાએ તેને ઘણો સમજાવ્યો, સાંત્વન આપ્યું, પણ તે કોઇ પણ રીતે સમજ્યોજ નહિ. તેમ જ તેણે ખાવાપીવામાં કોઈ પણ પ્રકારે પોતાની ઇચ્છા દર્શાવી નહિ. ઇન્દુમતિ તથા અંબાલિકાનો અત્યંત આગ્રહ જોઇને તેણે કહ્યું કેઃ—"જે કાપુરૂષ પોતાની બે કન્યાઓને કાળના દૂત જેવા દસ્યુઓના કત્લમાંથી રક્ષા કરવાને સમર્થ થઇ શક્યો નથી, તે કયી લજ્જાને હૃદયમાં ધારણ કરીને ભોજન કરવાને તત્પર થઇ શકે વારૂ? ધિક્કાર છે, મારી જિન્દગીને અને ધિક્કાર છે મારા ખાવાને! હું આર્યકુળના પવિત્ર નામને કલંક લગાડનાર કાપુરૂષ નિવડ્યો છું, ભૂમાતાને ભાર કરનાર નરાધમ થયો છું.

"ભૂમિને ભાર કરનારો મહા પાપી થયો આજે;
લજાવ્યું નામ હિન્દુનું અને દીનતા ધરી આજે;
ભમે છે કાળ થઈ ઘેલો, મરણનાં ગાન છે ગાજે;
હવે શાં ભોજનો કરવાં, કહો જીવવું કયા કાજે?
જીવન બસ આજથી મારૂં અને કાયા નકામી છે;
જીવું તોયે મરેલો છું, અફળ આ જિન્દગાની છે."

આમ કહી તેણે ભયંકર હાહાકાર કરી આખા મકાનને ગજાવી મૂક્યું. તેના કંઠમાંથી નિકળતો કરૂણ નાદ આસપાસના પાડોસીના હૃદયમાં પણ કંપનો આવિર્ભાવ કરવા લાગ્યો.

છેવટે ઇન્દુમતિ અને અંબાલિકાએ અત્યંત આગ્રહ કરીને તેને થોડુંક દૂધ પીવડાવ્યું.

થોડા સમય પછી દિવસ આથમી ગયો. સૂર્યદેવ લાલરંગ ધારીને અસ્તાચલના શિખર ભણી વિદાય થયા. તેમનાં રક્તકિરણોએ આખા આકાશમાં વિસ્તરીને તેને લાલ રંગથી ઘેરી લીધું. પક્ષીઓ

તે રાતાં વાદળાંની ગોદમાં ઊડતાં ઊડતાં ફરવા લાગ્યાં, સંધ્યાની અંધકારમયી મૂર્ત્તિથી પ્રકૃતિ દેવીનું મુખ ઢંકાઈ ગયું. તે દિવસે શુક્લપક્ષની રાત્રિ હતી. સન્ધ્યાવધૂને સોહાગથી ગભરાયલી જોઇને ચંદ્રદેવ તેની સાથેને સાથેજ આવીને પૂર્વ ગગનમાં વિરાજમાન થયા. ચંદ્રના નામમાં કલંક રહેલું છે, તેથી ભયભીત થઇને સંધ્યાવધૂ એકદમ ઉતાવળી ઉતાવળી ચાલી ગઈ. ચંદ્રદેવે રજનીના સમસ્ત અંગને રોમાંચિત કરીને તેની સાથે ક્રીડા કરવાનો આરંભ કર્યો. એ સમયે એવોજ ભાસ થવા લાગ્યો કે,

શાન્ત શીળી રજની અતિ માનવ મન મોહાય;
સોહામણી સુંદર ચાંદની નિરખી આનંદ થાય;
કુમુદા ખીલી ઉઠી ગાનો ઇન્દુનાં ગાય;
વસુધા હસતી અતિ ઉર વિશે હર્ષ ન માય;
વલ્લભ વિભાવરી વિચરે વિશાળ વ્યોમમાં;
રેડી ધાર સુધા તણી આ ધરા તણાં ધામમાં. ”

મહેન્દ્રસિંહ નામના એક પરમ વિશ્વાસુ રાજપૂત યુવકને કે જે ઇન્દુમતિનો અનુચર હતો, તેને બોલાવીને ઇન્દુમતિએ કહ્યું કેઃ—“મહેન્દ્રસિંહ, તમે એક રાજપૂત પુરુષ છો, રાજપૂતો ધર્મની રક્ષા કરવામાં તથા સતીનું સતીત્વ સાચવવામાં સદા સર્વદા પંકાતા આવ્યા છે. મને આશા છે કે, મારૂં બતાવેલું કાર્ય કરીને તમે અમારા ધર્મની રક્ષા કરવામાં અમોને તમારાથી બનતી સહાયતા કરવાની ઉદારતા અવશ્ય દર્શાવશોજ. પણ હા, એ કાર્ય બતાવતાં પહેલાં હું તમને સ્પષ્ટ કહી દઉં છું કે, જો તમો અમારી સાથે વિશ્વાસઘાત કરીને અમારી વાત બીજા કોઇની પાસે પ્રકટ કરી દેશો, તો અમારા શાપથી તમને શૂળની વેદના થશે અને તમને આખું જગત્ ધિક્કારશે, તમારાપર ફિટકારનો વરસાદ વરસાવશે. ”

મહેન્દ્રનો પિતા શૂળની વેદનાથી બહુ વખત સુધી પીડાયા કર્યો હતો, એ અત્યારે મહેન્દ્રના સ્મરણુમાંજ હતું. હમેશાં તેનો પિતા તે રોગની વેદનાથી તરફડયા કરતો હતો, તે તેના સ્મરણમાં આવવાથી હજી સુધી તેનું હૃદય કંપી ઊઠતું હતું. એથી શૂળ વેદના થશે એવી વાર્તા સાંભળીને તેનું મુખ સૂકાઇ ગયું. મહેન્દ્ર જેવો વિશ્વાસુ હતો, તેવોજ બુદ્ધિનો કમ હતો.

મહેન્દ્રે કહ્યું કેઃ—"મને શાપ આપવાનું શું કારણ છે, મારૂં ગુજરાન તમારા અનાજથી થયું છે, એ વાતને શું હું તદ્દન ભૂલી જઇને તમારી વાત બીજાને જણાવી દઇશ. ના કદાપિ નહિ. ઇન્દુ બહેન ! આજ સુધીમાં મેં તમારી કયી વાર્તાને જાહિર કરી દાખી છે કે, અત્યારે તમે મારા પર આવો અણઘટતો આક્ષેપ કરી રહ્યાં છો ? મારી જિન્દગી ફના થાય, મારી જીવનદોરી તૂટી જાય અને મારા શિરપર સંકટના પહાડો તૂટી પડે તો પણ હું તેવો દગો કરૂં તેમ નથી."

ઇન્દુમતિએ સહજ ગંભીરતાથી કહ્યું કેઃ—"સાવધાન ! અમારી સાથે આજે તારે લૂટારાઓના અડ્ડામાં આવવું પડશે. જીવનની આશાને કોરાણે મૂકી કદાચિત પ્રસંગ આવે તો શરીરનું લોહી પણ રેડવું પડશે. કેમ, અમારી આ વાત તારાથી કબુલી શકાશે ખરો કે નહિ વારૂ. ?"

"એમાં કબુલવા જેવું શું હતું ? શું રાજપૂત બચ્ચો મર્દાઈનું કામ કરવાનો વખત આવે, ત્યારે નાકબુલ થતો હશે ખરો કે ? બહેન ! અમો રાજપૂતો તો મરણનેજ સાચું માનીએ છીએ.

"સ્મશાનની ભૂમિ મહીં શય્યા અમારી થાય છે;
મરવું અને કાં મારવું એ સૂત્ર ક્ષાત્ર મનાય છે,

સરિતા વહેતી રક્તની નિરખી વીરો હરખાય છે;
એ રક્તમાં ન્હાવા થકી સ્વર્ગ સદા પમાય છે;
ધારે હૃદયમાં ધીરતા તે ક્ષત્રીકર્મ ગણાય છે;
એ ધીરતા ને વીરતાથી શત્રુ સર્વ હણાય છે."

આ સાંભળીને ઇન્દુમતિએ કહ્યું કે:-"મહેન્દ્ર! સરદાર રતનદાસના અડ્ડામાં આપણે જવાનું નથી, પણ વીરવર લૂટારા મોનાહાતિના પાપભવનમાં જવાનું છે. હું ધારૂં છું કે, તને હજી સૂધી મોનાહાતિની ભયંકરતાનો કશો ખ્યાલ પણ નહિ આવ્યો હોય, નહિ તો તું આમ એકદમ શૂરવીરતાના શબ્દો બોલવાનું સાહસ કદાપિ કરી શકત નહિ. કારણકે, મેં આ પહેલાં તારી બહાદુરીની પરીક્ષા ઘણીવાર કરી જોઇ છે. પણ તેમાં તું જોઇએ તેવો પસાર થયો નથી. મોનાહાતિના નામથી તો આલમે શહેનશાહ શાહજહાં પણ થરથર કંપે છે. આપણે આજે એ રાક્ષસના પાપભવનમાં જઇ તેની મુલાકાત કરવાની છે."

મોનાહાતિનું નામ સાંભળીને મહેન્દ્રનું મ્હોં કરમાઇ ગયું. કારણકે, આ પહેલાં એકવાર મોનાહાતિના એક સોબતીએ એક ધનવાનનું રક્ષણ કરવા જતાં તેને એવો સખ્ત માર માર્યો હતો કે, તે બિચારો હજી સૂધી તેને વિસરી શક્યો નહોતો. ઇન્દુમતિના મુખેથી મોનાહાતિની મુલાકાત કરવાની વાત સાંભળીને મહેન્દ્ર અત્યંત મલિન મુખથી કહ્યું કે:-"બહેન! એ રાક્ષસના પંજામાં ગયા પછી હું ધારૂં છું કે આપણાથી પાછા આવી શકાશે નહિ, આપણને આપણાં આ ઘરનાં દર્શન કરવાનો પણ અવસર મળી શકશે નહિ."

ઇન્દુમતિએ કહ્યું:-એ બાબતમાં તારે ચિંતા કરવાનું કશું પણ કારણ નથી. તારે તો ફક્ત અમો કહીએ તેમ કર્યે આવવાનું છું. મને આશા છે કે, તું અહીં રહીને શૂળની પીડા ભોગવવા કરતાં

અમારી સાથે લૂટારાના અડ્ડામાં આવીશ, તો તને વધારે દુઃખ ભોગવવું પડશે નહિ."

"શેઠજી એ બાબતમાં શો સલાહ આપે છે?" મહેન્દ્રસિંહે અજાયબીની સાથે પૂછ્યું.

"ખબરદાર! તેમને આ વાતનો એક અક્ષર પણ જાણવા દઈશ નહિ. જ્યારે તેઓ તેમના દીવાનખાનામાં ચાલ્યા જશે, ત્યારે આપણે અહીંથી બહાર નીકળી જઈશું. પણ સાવધાન! જો આ વાત તેમને જણાવીશ, તો શૂળના રોગથી ઠાર માર્યો જઈશ." ઇન્દુએ કહ્યું.

મહેન્દ્રસિંહે કહ્યું કે:-"મોનાહાતિએ મને તો બોલાવ્યો નથી, તમોને બોલાવ્યાં છે, તો તમો જાઓ, મારે આવવાની શી જરૂર છે? એ પિશાચના પંજામાં વિનાકારણ મને શામાટે લઇ જાઓ છો."

ઈન્દુમતિએ તેને ડરાવવાના ઇરાદાથી પૂછ્યું કે:-"શું ત્યારે, તને શૂળની વેદના થવાનો જરા પણ ભય લાગતો નથી? અહીં રહીને શૂળ રોગથીજ મરવાની તારી ઇચ્છા છે?"

મહેન્દ્રે જરા ડરીને કહ્યું:-"ઓય બાપરે! શૂળની પીડા તે શી રીતે સહેવાય? મને મારા પિતાની વેદના હજી પણ બરાબર સાંભરી આવે છે. જો અહીં રહેવાથી મને શૂળની વેદના થાય તેમ હોય, તો મારી અહીં રહેવાની બિલ્કુલ ઇચ્છાજ નથી. કહો, તમારી સાથે લૂટારાના અડ્ડામાં આવીને મારે શું કામ કરવાનું છે? તમે મને શો હુકમ ફરમાવવા માગો છો.?"

ઇન્દુમતિએ તેના હાથમાં કેટલીક સોના મોહોરો આપીને કહ્યું કે:-"હવે તો તારા મનને સંતોષ થયો ને? અમારી સાથે આવવાથી તને કશી પણ ઇજા આવે તેમ નથી, લૂટારાઓ તારો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી." આમ કહીને ઇન્દુએ તેને ફળવાળાને

ત્યાંથી ફૂળ લઇને, મદિરાવાળાને ત્યાંથી મદિરા લઇને તથા ઝેરવાળા પાસેથી ઝેર લઇને, એક ઊંટની પીઠપર બધું લાદીને તે સર્વને કાળજીથી હરિતલા નામના એક વડ તળે હાજર થઇ પોતાની વાટ જોવાની સૂચના આપી દીધી. તથા એમ પણ જણાવી દીધું કે, જો કદાચ તેને કોઇ કાંઇ પૂછપરછ કરે તો તેણે પોતે ઢાકાભણી જઇ રહ્યો છે, એમ જણાવીને પૂછનાર માણસના સવાલનો બરાબર જવાબ પણ આપવો."

મહેન્દ્ર ચોરી તથા ધાડ પાડવાના કામમાં બહુ શૂરો હતો; એટલે કોઇ પણ જાતનો વાંધો ઉઠાવ્યા સિવાય તરતજ ઈન્દુમતિનાં ચીંધેલા સર્વ કામો કરવા માટે બહાર નીકળી પડયો.

તે સમયે ઈન્દુમતિ તથા અંબાલિકા એક ગાલિચો બિછાવી તેનાપર બેસી, તે કાળભયહારિણી, દાનવદલની મહાશક્તિના ધ્યાનમાં નિમગ્ન થઇ ગઈ. ઘણીવાર સુધી મનમાંને મનમાંજ તેનું સ્મરણ કર્યા પછી તેઓ એક સ્તુતિ કરવા લાગી:—

"પ્રેમમયી, લીલામયી, કરુણામયી, કલ્પનામયી, કલ્લોલમયી, ઐશ્વર્યમયી, માધુર્યમયી, સૌન્દર્યમયી, ગાંભીર્યમયી, મહિમામયી, ગરિમામયી, ક્ષમામયી, સુખમામયી, નીલિમામયી, લાલિમામયી, લજ્જામયી, મૃદુલતામયી, શ્યામલતામયી, ધવલતામયી, નવલતામયી, ચાંચલ્યમયી, શૈતલ્યમયી, કૈવલ્યમયી, બાહુલ્યમયી, નિઃશલ્યમયી, વૈષમ્યમયી, વૈચિત્ર્યમયી, વિભૂતિમયી, વિદ્યામયી, વિકાસમયી, પ્રકાશમયી, શાન્તિમયી, શર્વમયી, પર્વમયી, સૌરભમયી, શોભામયી, સુખદાયિની, સ્વામિની! જ્ઞાનમયી! ગુણમયી! કલામયી! શૃંગારમયી! અધિકારમયી! વિસ્તારમયી! સુખસારમયી! રાગમયી,

અનુરાગમયી ! સૌભાગ્યમયી ! વૈરાગ્યમયી ! કુસુમમયી, કુલિશમયી ! વિશ્વમયી ! ધર્મમયી ! કર્મમયી, નર્મમયી, યત્નમયી !

રત્નમયી ! હાસ્યમયી ! અશ્રુમયી ! સુયશમયી ! સ્નેહમયી ! સૌખ્યમયી !

સંપૂર્ણતામયી, સમ્પન્નતામયી ! સહિષ્ણુતામયી ! સ્વતંત્રતામયી !

વિશુદ્ધતામયી ! પવિત્રતામયી ! સ્વચ્છતામયી ! ક્ષમતામયી ! મમતામયી ! સરસતામયી ! પ્રફુલ્લતામયી ! સુરંગમયી ! ઉમંગમયી ! તરંગમયી ! જળ–સ્થળ ફળમયી ! ઉપલમયી !

જગજ્યોતિમયી ! ભક્તિમયી ! શક્તિમયી ! પલ્લવમયી ! પુષ્પ-મયી ! પાષાણમયી ! પર્વતમયી ! પયોધરમયી ! નલિનનયનિ ! જનનિ ! જગન્નિવાસિની !

ચારુહાસિની ! વિશ્વવિકાસિની ! સર્વસંતાપનાશિની ! દુઃખકાપિની.

મયૂરવાહિની ! મરાલવાહિની ! સિંહવાહિની !

તુરંગવાહિની ! ગજેન્દ્રવાહિની ! જગજ્જયિની !

વિશ્વવિજયિની ! મંજુલમાલિની ! સૌખ્યશાલિની, માનસમશાલિની, પાપવિદારિણી.

માતા ભગવતી, ચામુંડા, કાલિકા કરાળી, ભવાની, ભદ્રકાળી,

અંબા, દુર્ગા, બહુચરા, ઉમા, કાત્યાયિની, કામાખ્યા, મહાકાળી.

દૈત્યદર્પ વિદારિણી ! આજે તારી આ ઉભય દુહિતાઓ મહા વિષમ સંકટમાં સપડાઇને કાળા નાગની ગુહામાં મરવા જવાને તૈયાર થઇ છે. માતા ? અત્યારે તારા સિવાય અમારી રક્ષા કરે તેવું, બીજું કોઇ પણ નથી, માટે એ પાપાત્માના પાપભવનમાં તું અમારી રક્ષા

કર. તું મહા શક્તિ છે, માટે અમારા હૃદયમાં નવીન શક્તિનો સંચાર કર. દેશના શત્રુ અને આખા જનસમાજના મહા ભયંકર શત્રુનો વિનાશ કરવાનું તું મારા બાહુમાં બળ આપ અને અબળામાંથી સબળા બનાવવાને એક ઘોર પાપ પ્રચારક પિચાશનો પ્રલય કરવામાં તું અમને અમિત સાહસ આપ! અમારી નિરાશાને કાપી નાખ."

આ પ્રમાણે પ્રાર્થના કરી આકાશ તરફ ઉંચી નજર કરી તેઓ પરમ કરુણામયી પ્રેમમયી દેવીને વારંવાર પ્રણામ કરવા લાગી. ત્યાર પછી તે બન્ને તરુણીઓ પોશાક પહેરી બુરખાથી પોતાના શરીરને ઢાંકી તે ચાંદનીવાળી રાત્રે ઘરમાંથી બહાર નીકળી પડી.

મહેન્દ્ર ગામના છેડાપર હરિતલા નામના એક વડના વૃક્ષની છાયાતળે ઊંટપર મદ્યાદિ સામાન લઇને આવી પહોંચ્યો હતો અને બન્ને યુવતીઓની વાટ જોઇ રહ્યો હતો, એવામાં તેઓ બન્ને ત્યાં જઇ પહોંચી. ત્યાં ગયા પછી ઇન્દુમતિએ કહ્યું કેઃ—"કેમ, મહેન્દ્ર! રસ્તામાં કાંઈ વિઘ્ન તો નથી આવ્યું ને? તને તારા કામમાં કોઇએ કાંઇ ખલલ તો નથી કરીને?"

"ના, માતા ભવાનીની કૃપાથી, હું આબાદ આવી પહોંચ્યો છું અને હજી સૂધી મને કોઇની મુલાકાત પણ થઇ નથી. પણ હવે તમો અહીંથી ક્યાં જવાના નિશ્ચયપર આવ્યાં છો વારૂ?"

"સરદાર મોનાહાતિના ભયંકર ભેદી ભોંયરામાં ચાલ, હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના અમારી સાથે સાથે ચાલ્યો આવ. અત્યાર સૂધી તું જેવી સંભાળથી ચાલ્યો આવ્યો છે, તેવીજ સંભાળથી અમારી સાથે ચાલ. તારાથી ભૂલ્યે ચૂકયે પણ કાંઈ ગફલત ન થાય, તેની ખાસ કાળજી રાખજે."

મહેન્દ્ર ઊંટને લઇને ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી

તેઓ મધુમતિના વાંકપર આવેલા મંદિરના ખંડેર પાસે આવી પહોંચ્યાં. ત્યાં આવ્યા પછી બન્ને યુવતીઓએ જોયું કે, મોનાહાતિના વાયદા પ્રમાણે અત્યારે બીજું કોઈ પણ માણસ કયાંય જોવામાં આવતું નહોતું. જ્યોત્સ્નાની છાયાથી આખું મેદાન છવાઇ ગયું હતું. ઉપર વિરાજતા આકાશમાં ચંદ્રદેવ નિર્ભયતાથી વિહાર કરી રહ્યા હતા, નક્ષત્રો ચળકી રહ્યાં હતાં અને વાયુ પ્રચંડ અવાજો કરતો વૃક્ષોનાં પત્રોને કંપાવતો પ્રબળતાથી વહી રહ્યો હતો. નીચે મધુમતિના જળના ઉછળતા તરંગોપર ચાંદનીનો પ્રકાશ પડીને ચળકારા મારી રહ્યો હતો. જળથી ભીંજાયલા કિનારાપર અર્ધો અંધકાર અને અર્ધો પ્રકાશ જોવામાં આવતો હતો. વાયુ ઉદાસ ભાવથી જ્યોત્સ્નાના પ્રવાહને ઉછળાવી નદીના ચાંદનીવાળા ઉછળતા તરંગોને નચાવી સન સન શબ્દથી વહીને પથિકોના કાનમાં અજાણતાં ઉદાસ કથાની કરુણા કથા સંભળાવી દેતો હતો.

ઇન્દુમતિ અને અંબાલિકા મંદિરના ખંડેરની પાસે બેઠી હતી, થોડેક દૂર ઈંટની પીડપર માથું મૂકીને મહેન્દ્ર ઉભો હતો. લૂટારાઓનો કશો પત્તોજ નહોતો.

જે ખંડેર પાસે અંબાલિકા તથા ઇન્દુમતિ બેઠી હતી, તે ખંડેર એક શિવાલય તથા કાળભૈરવનું હતું. શિવાલયમાં જવાનો તથા ભૈરવના મંદિરમાં પ્રવેશ કરવાનો રસ્તો થોડેક સુધી તો એકજ હતો, પરંતુ એક ચબૂતરા પાસેથી રસ્તાના બે ફાંટા પડતા હતા. એક ફાંટો શિવાલયના આંગણા પાસે જઇ અટકી પડતો હતો અને બીજો ફાંટો ભૈરવના મંદિરના દ્વાર પાસે જઈ ઉભો રહેતો હતો. મંદિરો ઘણાં પુરાણાં હોય, એવો ભાસ તેની અત્યારની ભગ્ન સ્થિતિપરથી સ્પષ્ટ થઇ આવતો હતો. કેટલાકોની માન્યતા પ્રમાણે કુરુક્ષેત્રમાં યુદ્ધમાં

કૌરવોનું પતન થયું, તે સમયે એ મંદિરોની સ્થાપના થઇ હોય એમ કહેવાતું હતું. વસ્તુસ્થિતિ જોતાં તે કથન સત્ય હોય, તો તેમાં પણ કાંઇ શંકા જેવું નહોતું. કારણ કે, મંદિરની દીવાલોના પત્થર ઠેક-ઠેકાણેથી ખસી પડયા હતા અને જીર્ણોદ્ધાર ન થવાથી અત્યારે તેમાં જાત જાતનાં પક્ષીઓએ પોતાના માળા બાંધી દીધા હતા. ઘુવડ આદિ નિશાચર જાનવરોના ચીત્કારો રાત્રિનો સમય હોવાથી ઉભય યુવતીઓના સાંભળવામાં આવતા હતા. મંદિરમાં અંધકારનું એટલું બધું જોર વ્યાપેલું હતું કે, ધોળે દિવસે પણ ભલભલા માણસોથી તેમાં દાખલ થવાનું સાહસ કરી શકાય તેમ નહોતું. ઘણા ખરા માણસો તો એમાં ભૂત, પ્રેત, પિશાચ આદિનો નિવાસ હોવાનું ધારીને ત્યાં પ્રવેશ પણ કરતાં નહોતાં. લગભગ બસો પાંચસો વર્ષથી મંદિરમાં પધરાવેલી પ્રતિમાઓ અપૂજ રહી હોય, એમજ જણાઇ આવતું હતું. મંદિરનો આવો વિકટ અને બિહામણો દેખાવ જોઇને ઇન્દુ તથા અંબાનું મન ડરી ગયું. તેઓ ભયની મારી થર થર કંપવા લાગી. મહેન્દ્ર તો દૂર ઉભો ઉભોજ પોકાર કરવા માંડયો.

એવામાં એકાએક તેમની પાસેથી વાયુની પેઠે સૂસવાટો કરતો એક પ્રબળ અશ્વ વેગપૂર્વક ચક્રાકારમાં ફરીને દોડયો ગયો. નિર્મળ ચાંદનીના પ્રકાશમાં બન્ને યુવતીઓ સ્પષ્ટ રીતે જોઈ શકી કે, તે અશ્વની પીઠપર એક પુરુષ પણ બેઠેલો હતો.

એ જોઇને ઇન્દુમતિનું આખું શરીર થર થર કંપી ઉઠયું. તેણે ભયથી કંપતા અવાજથી અંબાલિકાને ઉદ્દેશીને કહ્યું કેઃ—બ્હેન ? હમણાં આપણી નજર આગળથી શું દોડયું ગયું વારૂ ? તું તેને જોઇ શકી હતી કે ?"

અંબાલિકાએ જવાબમાં જણાવ્યુંઃ—"હું ધારૂં છું કે, એ કદાચ

આપણને મળવાનો વાયદો કરનાર લૂટારો જ હશે. પણ ચિંતા નહિ, ગમે તે હોય, આપણે તેનાથી ડરવાનું કશું પણ કારણજ નથી."

ઇન્દુમતિએ પૂછયું:—"જો એ લૂટારો જ હોય, તો પછી ઘોડાપર બેસીને અહીં શા માટે આવે? અને આવીને પાછો તરતજ શા માટે ચાલ્યો જાય? મને તો એમાં કાંઇક ભેદ લાગે છે."

"ના, ઇન્દુ! મારી ધારણા મૂજબ તો એ ઘોડેસ્વાર લૂટારોજ હોય એમ જણાય છે. એ કદાચ એમ જોવા આવ્યો હશે કે, આપણી સાથે તેના વાયદા કરતાં વધારે માણસો તો લાવ્યાં નથી." અંબાલિકાએ ઇન્દુમતિના સંશયનું નિવારણ કર્યું.

"તેણે આપણને જેટલી આજ્ઞા કરી છે; તેટલાંજ માણસો આવ્યાં છે. તેમ જોવા છતાં પણ તે પોતાના અશ્વને લઇને અહીંથી પાછો શા માટે દોડી ગયો હશે?"

અંબાલિકાએ કહ્યું:—"એતો લૂટારાનો કોઇ એક દૂત અથવા સહચરજ હશે. તે આપણને જોવા આવ્યો હશે. ઘણે દૂર સુધી જઇને તે તપાસ કરશે તથા આપણી સાથે બીજું કોઈ પણ માણસ આવ્યું છે કે નહિ અને જો આવ્યું હોય તો તે કયાં છુપાયું છે એનો બરાબર પત્તો મેળવશે. જયારે તો જોશે કે, સર્વત્ર નિરાપદ છે અને બીજું કોઇ પણ માણસ છુપાયું નથી, ત્યારે તે પોતાના સરદારને લઇને અહીં આવશે. બ્હેન! જો એ લોકો એટલી બધી સાવચેતી ન રાખે, તો તેઓ જીવી પણ શકે નહિ. સલ્તનતના સિપાહીઓ આવીને તરત જ તેમના જીવનની સમાપ્તિ કરી નાખે. મારા સાંભળવા પ્રમાણે હજી સૂધી એ લોકોના ભોંયરાનો બહારના બીજા કોઇ પણ માણસને કશો પણ પતોજ મળી શકયો નથી."

એવામાં નદીના ગર્ભમાંથી કોઇનો અવાજ આવતો તેમના

સાંભળવામાં આવ્યો. તેમણે તે તરફ દ્રષ્ટિ કરી જોયું, તો તેમને જણાયું કે એક નાની નૌકા આવીને નદીના કિનારાપર નાંગરેલી છે. થોડીવાર પછી તે નૌકામાંથી ત્રણ જનોએ નીચે ઉતરી આવીને કહ્યું કે:—"તમો આવ્યાં છો કે? અમારા મંગાવ્યા મૂજબ સર્વ સામગ્રી પણ લાવ્યાં છો ને?"

અંબાલિકાએ જવાબ આપ્યો:—"હા, તમારી આજ્ઞા મુજબ અમો સર્વ વસ્તુઓ લઇને અમો ક્યારનાંય અહીં આવી પહોંચ્યાં છીએ? શું તમોજ સરદાર મોનાહાતિનાં માણુસો છો?"

દસ્યુઓએ કહ્યું કે:—"હા, અમોજ આખી ભૂષણાનગરીને કંપાવનારા, મોગલ સલ્તનતને ડરાવનારા અને આખા દેશમાં અમારા પરાક્રમના પડઘા સંભળાવનારા બહાદુર બહારવટીઆઓ છીએ, તમોને લેવા માટેજ અત્યારે અહીં આવ્યા છીએ, માટે ચાલો, અમારી સાથે અમારા સરદારના સદન તરફ ચાલો. સરદારને જોતાંની સાથેજ તમારૂં મન ખુશ થઇ જશે અને તમારા મનમાં ભય થવાને બદલે પ્રીતિનું પૂર ઉછળી આવશે."

અંબાલિકાએ કહ્યું:—"અમો સરદાર મોનાહાતિની પાસે જવા માટેજ અહીં આવ્યાં છીએ, ચાલો, તમારી સાથે આવવામાં અમોને કશી પણુ હરકત નથી."

દસ્યુઓએ ઉત્સુકતાથી પૂછ્યું:—"મદિરા લાવ્યાં છો કે?"

"હા, સરદારની આજ્ઞાનો ભંગ અમારાથી થઇ શકે ખરો કે? તેમની આજ્ઞા પ્રમાણે અમો આ ઊંટ પર લાદીને મદિરા તથા બીજા કેટલાક સુંદર ફળો પણુ લાવ્યાં છીએ." અંબાલિકાએ કહ્યું.

ત્યાર પછી પાપિષ્ટ લૂટારાઓએ સ્નિગ્ધ તથા પ્રફુલ્લિત ગુલા-

બનાં પુષ્પ જેવાં તે સુંદર ઉભય મુખપર પોતાના પાપમય કઠોર હાથ મૂકીને તેમની આંખોપર પાટા બાંધી દીધા.

એથી બન્ને યુવતીઓ હવે બીજું કશું પણ જોઇ શકી નહિ. તેમણે ધાર્યું હતું કે, નૌકામાં બેસીને જ તેમને તે લૂટારાઓની સાથે જવું પડશે, પરંતુ તેમની તે ધારણા પ્રમાણે તેમને નૌકામાં બેસવું પડયું નહિ. અનુભવપરથી તેઓ જાણી ગઈ કે, તે મંદિરના ખંડેરની એક બાજૂમાં તેમણે પ્રવેશ કર્યો છે અને ધીમે ધીમે તેમને તે લૂટારાઓની સાથે નીચે ઉતરવું પડે છે, ઘણે દૂર ગયા પછી તેમની બન્નેની આંખોપરથી પાટા છોડી નાખવામાં આવ્યા.

તે સમયે તેમણે આંખો ઉઘાડીને જોયું તો જણાયું કે, પૃથ્વીના ઘણાજ ઉંડા ઊંડાણમાં તેઓ આવી પહોંચ્યા છે અને સર્વ લૂટારાઓ ત્યાંજ વસતા જોવામાં આવે છે. પણ આ સ્થળે પણ ઘરબાર મકાનો વગેરે આવેલાં છે, તમામ ઘરની દીવાલો ઈંટોની હોવા છતાં પણ તેની છત જાણે લોઢાથી ઢંકાયલી હોયની! એવો ભાસ થઇ રહ્યો છે. એ ભોંયરામાં મકાનો, નાના ઓરડાઓ, સરોવરો અને વૃક્ષોની કશી સીમાજ નથી.+

બન્ને યુવતીઓને સાથે લઇ જઇને તેમને એક વિશાળ ઓરડામાં દાખલ કરાવીને લૂટારાઓ ત્યાંથી ચાલ્યા ગયા. યુવતીઓ ત્યાં બેઠી બેઠી ચારે તરફ જોવા લાગી. એ સમયે અનેક દસ્યુઓ આમ તેમ દોડાદોડી કરતા હતા. જાણે તેઓ અનેક કામોમાં ગુંથાઈ ગયા હતા. એ જોઇને યુવતીઓનાં મન થર થર કંપવા લાગ્યાં.

---

+ બીજા ભાગનું બીજું પ્રકરણ જૂઓ પૃષ્ઠ ૨૩ મું.

## પ્રકરણ ૫ મું

### સરિતાના સલિલ પ્રવાહમાં

"Home is the first and most important school of character. It is there that every human being receives his best moral training, or his worst.

"Child hood is like a mirror which reflects in after life the images first presented to it.

Smiles.

He is a fool, who thinks by force or skill
To turn the current of a women's will."

સંધ્યા સમય હતો, ભગવાન સૂર્યનારાયણ વિશાળ વસુધાનું પરિભ્રમણ કરી અત્યંત કલાન્ત થવાથી અસ્તાચલમાં આરામ લેવા માટે વિદાય થઇ ચુકયા હતા. તેનાં લાલ કિરણોએ પશ્ચિમાકાશને લાલ રંગથી આચ્છાદિત કરી દીધું હતું. નદીના જળપર સરોવરના સલિલપર અને આખી પૃથ્વીના પટપર એ લાલાશ એક સરખી છવાઇ ગઇ હતી. દિવસનો ઉકળાટ દૂર થયો હતો અને સાંધ્યસમીરણ મંદ મંદ વહી રહ્યો હતો.

એ સમયે કલકલનાદ કરતી, વાયુના તરંગોથી હિલ્લોલો મારતી

અને ભયંકર ગર્જનાથી સમસ્ત સંસારને કંપાવતી મહાવિશાળ મંજુ-મતીના જળ પ્રવાહમાં એક નાની સુંદર નૌકા હંસગતિથી ધીમે ધીમે ચાલી જતી હતી. નૌકામાં આરોહીરૂપે માત્ર એકજ .લલના બેઠેલી હતી. પરંતુ તે લલનાના ભુવનમોહન સ્વરૂપને જોતાં જાણે સાક્ષાત જળદેવીજ જળવિહાર કરવા માટે બહાર નીકળી પડી હોયની ! એમ જણાઇ આવતું હતું. એ યુવતીનું વય સત્તર અઢાર વર્ષનું હતું, તેના અંગે અંગમાં વિધાતાએ જાણે સુંદરતાનો કુટી કુટીને સમાવેશ કર્યો હોયની ! એવોજ ભાસ થઇ આવતો હતો. અલકાનગરીની અ-લકાઓના જેવા સુંદર, શ્યામવર્ણ અને ચળકતા કેશો, ગર્વથી ડોલતી નાગિણીના ગર્વને પણ ચૂર્ણ કરવાને તત્પર થાય તેવા હતા. તેનું વિશાળ લલાટ કલંકહીન ચંદ્રમાના જેવું ચળકતું તથા તેજસ્વી હતું અને તેના મધ્યભાગમાં સિન્દૂરનો સોહામણો ચાંલ્લો શોભી રહ્યો હતો. તેનાં ભમર ધનુષ્યની પ્રતિસ્પર્ધા કરે તેવાં મરોડદાર હતાં. નયનો મૃગલીના જેવાં મોહક અને અણિયાળાં હતાં. ગાલો ગુલાબી લાલીથી ભરેલા હતા. ગ્રીવા મરાલિની સમાન વાંકી અને દિલને આકર્ષનારી હતી. મદનમંદિરો ગર્વથી આકાશની સાથે પોતાના શિખરનો સ્પર્શ કરાવવાને ઉન્મત્ત બની ગયાં હતાં તથા સાધારણ હૃદયના પુરુષોને સહજમાંજ પોતાના પ્રતિ નમાવી દેતાં હતાં. કટિ કેસરી સમાન પાતળી અને લચકાતી હતી. જઘન કદળી વૃક્ષ સમાન કોમળ હતા. ચરણો મેંદીના રંગથી રંગાઇને કમળનું પણ ક્ષણવારને માટે વિ-સ્મરણ કરાવે તેવા હતા. તેણે પોતાના શરીરપર સામાન્ય અલંકારો ધારણ કરવા છતાં પણ તેનું રૂપ એટલું બધું ખીલી ઉઠયું હતું કે, જેની કાંઇ હદજ રહી નહોતી.

યુવતી નૌકા ચલાવતી ચલાવતી ભૂષણાનગરીથી લગભગ બે

એક માઇલ દૂર નીકળી પડી. એટલે તેણે પોતાની નૌકાને તરતજ થોભાવી દીધી અને ચારે તરફ જોવા માંડયું, પણ તેને તે નદીના વિશાળ પટમાં બીજું કોઈ પણ જણાયું નહિ. એથી તે નિરાશ થઇને પોતાના મનમાંજ કહેવા લાગી કેઃ—"હાય! હૃદયમાં જે આશાને ધારણ કરીને આવી છું, તે આશાને પૂર્ણ થવાનાં કશાં ચિન્હોજ જણાતાં નથી. વિહંગિનીએ જે ઉદ્દેશથી મને અહીં મોકલી છે તથા જે વ્યક્તિનો સાક્ષાત્કાર થવાનું સૂચવ્યું છે, તે વ્યક્તિનો તો આટલામાં ક્યાંય કશો પત્તો પણ જણાતો નથી. શું આજે હું જેને મારો હૈયાનો હાર, શિરનો તાજ તથા જીવનનો સાર બનાવવાની અભિલાષાથી અહી આવી છું, તેનો સાક્ષાત મને નહિજ થાય? પ્રણયના પ્રથમ સંમિલનમાંજ જ્યારે આવો અંતરાય જોવામાં આવે છે, ત્યારે પાછળથી શું થશે?"

આ પ્રમાણે વિચાર કરી તે ફરીવાર પિયુથી વિખુટી પડેલી પંખિણીની પેઠે ચારે તરફ જોવા લાગી, પણ તેની નજરે તેનો દિલારામ થનારનાં દિદાર ન જ થયાં. તે પાછી વિચારના વમળોમાં ગોથાં ખાવા લાગીઃ—"ત્યારે શું તેઓ આજે અહીં નહિજ આવે? મારી આશાને બર નહિ લાવે? મારૂં દિલ તે દિલારામના દિદાર માટે તલ્પી રહ્યું છે, મારી સર્વ શાંતિનું અવસાન થયું છે. મેં એને જ્યારથી જોયો છે, ત્યારથીજ હું તેનામાં આશક્ત થઇ ગઇ છું. અહાહા? કેવો ફાંકડો અને રસીલો છે, એના મુખની વાણી પણ કેવી મીઠી અને રસાળ છે? એનાં નયનમાં કેવો અલબેલો જાદુ સમાયો છે એના શરીરના હાવભાવમાં કેવી મોહક શક્તિ વસેલી છે. ખરેખરઃ—

એ રસીલાની રતિએ કંઇ અજબ જાદૂ કરેલો છે;
મદનનો ગર્વ હરવાને. એ છબીલો અવતરેલો છે;
હરે છે ચિત્ત દર્શનથી હરે છે નેનથી લજ્જા;
સુધાનો સ્વાદ ચુંબનમાં મધુર મીઠો ભરેલો છે;
ન છુટે ધ્યાન પ્રતિમાનું સ્મરણમાં ઇશ ના આવે;
હૃદયમાં ઘર કરી એવો વિલાસી એ વસેલો છે.
પધારો રાજ થાકી આંખડી આ વાટડી જોતી;
વિરહની વેદના ટાળો, મદન મદથી છકેલો છે."

. અહા ! એ રૂપનો અવતાર મારો સ્વીકાર કરશે તો મારી કાયાનું પણ કલ્યાણ થશે. પણ હાય ! હજી સુધી એ કેમ નહિ આવ્યો હોય ! આજે મારા ભાગ્યની પરીક્ષાનો દિવસ છે, આજે મારા હૃદય રાજ્યના સિંહાનપર પ્રેમી પિયુની પ્રતિષ્ટા કરવાની છે. શું તેના આવવામાં કાંઈ વિઘ્ન તો નહિ આવ્યું હોય ? આજે તેણે પોતાના નાવને મારાથી ઉલટી દિશામાં તો નહિ હંકાર્યું હોય ? સંધ્યા વીતી જવા આવી છે, આકાશમાં ચન્દ્રનો ઉદય પણ થઈ આવ્યો છે. હવે મારે ઘેર પણ પહોંચી જવું જોઇએ ? શું ત્યારે હવે હું મારી આશાને નિરાશાના રૂપમાં બદલીને અહીંથી ચાલી જાઉં ? પ્રિયતમના દર્શન વિના, તેના હૃદયનો ભાવ જાણ્યા વિના ખાલી જાઉં ?

"ધરીને આશ અંતરમાં ખરે હું આંહિ આવી'તી;
પ્રણયની પ્યાસ બુઝાવાને અરે હું આંહિ આવી'તી;
ધર્યું જે ધ્યાન પિયુનું, પ્રીતિ ઉપહાર લાવી'તી;
હૃદય વીણા તણા તારે પ્રીતિ ગાથા ગજાવી'તી,
ગઇ આશા બધી આજે નિરાશામાંજ બદલાઈ;
થયું છે ચિત્ત ઘેલું ને રહ્યું છે આંખમાં વારી."

આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાની નૌકાને પાછી ફેરવવાનો નિશ્ચય કર્યો, એવામાં અચાનક તેની નજર દૂરથી આવતી એક નૌકા પર પડી. એ જોઇને તેના મનમાં આશાનો સંચાર થયો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કેઃ—"ચિંતા નહિ, મારૂં ભાગ્ય તો અનુકૂળજ જણાય છે. સ્હામેથી આવતી નૌકાએ મોહનવરની હોય એમજ મને સ્પષ્ટ જણાઈ આવે છે. પણ હવે મારે શું કરવું ? તેની સાથે કેવી રીતે વાતચીત કરવી ? વિહંગિનીના કહેવા પ્રમાણે કરવાથી શું તે રસીલો મારા અધિકારમાં આવી જશે, મારા મનની આશા પૂર્ણ થશે ? હા—હા અવશ્ય થશે. વિહંગિની એક અનુભવી અબળા છે. સ્નેહ સંપાદન કરવાની વિદ્યામાં તો તે અદ્વિતીયજ છે. બસ, ચાલ હવે હું મારી નૌકાને બરાબર સ્થર કરીને ઉભી રહું તથા સુંદરીમોહનની નૌકા સમીપમાં આવી લાગે, એટલે મારા મંજુલ ગાનનો આલાપ શરૂ કરૂં."

આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાની નૌકાને નદીના કિનારા તરફ સેરવી દીધી અને બહુજ ધીમે ધીમે ચલાવવા માંડી. એવામાં સુંદરીમોહનની નૌકા પણ છેક સમીપમાં આવી લાગી. જ્યારે તેની નૌકા છેક સમીપમાં આવી લાગી, ત્યારે યુવતી વનલતાએ પોતાના સમમ સ્વરથી તેને પોતાના પ્રતિ મોહિત કરવાના ઈરાદાથી એક અત્યંત મૃદુમંજુલ ગાયન ગાવા માંડ્યું:—

"મારા હૈયા કેરા હાર નજર ક્યાં આવશે રે—
મારા નાજુક શુકની ભાળ અરે કોઇ લાવશે રે—
લલિત વચનની હડે એક લાગી,
સુંદર વરણુથી પ્રીતિ જાગી;

ચતુર સુજાણુથી મેળવો, વિયોગ વળાવશે રે—
માગ્યાં મુક્તાફળ આપીશ દેવગણી દીલપિંજર સ્થાપીશ
કનક કાયનું પિંજર કરશું, હાવ ભાવ રત્ને જડશું.
પોપટ પગલાં પલક કરે। રસ ભાવશે રે—

આ ગાયન સાંભળીને જેવી રીતે વીણાના ગાનથી મૃગ મોહિત થાય છે, તેવીજ રીતે સુંદરીમોહન પણ મુગ્ધ થઈ ગયો. તે પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કેઃ—" આ નવયૌવના કોણ હશે ? આવા રાત્રિના સમયે આ સરિતામાં નૌકા લઇને શા માટે આવી હશે ? કેવો મૃદુ મંજુલ સ્વર છે. વીણાને પણ શર્માવનારી કેવી મનોહારિણી વાણી છે ! આ કોઇ માનવી હોય એમ જણાતું નથી, પણ કોઇ દેવીજ જણાય છે. હું ધારૂં છું કે, આ સાક્ષાત જળદેવીજ હશે અને જળવિહાર કરવા માટે બહાર નીકળી પડી હશે. અહા—હા ! કેવું મનોહર રૂપ છે !

" લલના અતિ લાવણ્યમાં, રૂપમાં રતિ અવતાર છે;
વાણી વદે મુખથી મીઠી સુધા તણી એ ધાર છે;
ઇન્દુ સમુ એનું વદન ગાલો ગુલાબી લાલ છે;
નહિ નાર આ નારી સમી મીઠો મધુરો માલ છે;
આ નાર નિરખ્યા થકી આનંદ ઉરમાં થાય છે;
પરિચય પૂછું એને જઇ હૈયું હવે અકળાય છે."

આ પ્રમાણે અનેક વિચારો કરી સુંદરીમોહને પોતાની નૌકાને વનલતાની નૌકાની છેક નજીકમાં લઇ જઇને ઉભી રાખી. એ જોઇને વનલતાએ વારંવાર નયનનાં બાણુ મારી ફરીવાર ગાવાની શરૂઆત કરી પોતાના પહાડી કંઠથી એક ઉમદા ગઝલ ગાવા માંડીઃ—

બને જો કાન્ત તું મારો સકળ સંસાર મારો છે;
થતાં તારી પ્રિયા જાણીશ જગદાધાર મારો છે. બને.
મ્હારી આંખ તારી જોઈ હું ચકચૂર બેઠી છું;
બની બેહોશ છું હું તું હુશિયાર મારો છે. બને.
ન ચારે ધામમાં કે તીર્થમાં કે દેવ મંદિરમાં;
બનીને મન વસ્યો મનમાંજ તું મનહાર મારો છે. બને.
કહે છે લોક પોકારી વિકારી પ્રેમ અંધો છે;
રસીલા પ્રેમ તારો પ્રાણનો આધાર મારો છે. બને૦

આ ગાયનની મંજુલતા અને મૃદુતાએ સુંદરીમોહનને દીવાનો બનાવી દીધો. તે ડોલતો ડોલતો પોતાની નૌકામાં બેસીને મનમાંજ કહેવા લાગ્યો કેઃ—"વાહ—વાહ! શી સંગીતની બહાર છે, આ યુવતી લાવણ્યનો ભંડાર છે. એના ગાયનના પ્રત્યેક શબ્દમાં મનનો મોહાવનારા મોહન મંત્રનો વાસ છે, આ યુવતીના અંગે અંગમાં વસંતનો વિકાસ છે. પણ આ બુલબુલના બચ્ચાઓનો અધિકારી કોણ હશે? મને લાગે છે કે, એ કોઇ વિરહિણી વનિતા છે, વિરહનાં માર્યાં આવાં દિલે દર્દ કરનારાં ગાન ગાઈ રહી છે. ત્યારે શું હું એને બોલાવું? શું કહીને બોલાવું? પ્રિયા, પ્રિયતમા, દિલરૂબા, દિલારામ, દિલેરોશન, હૃદયેશ્વરી, પ્રાણેશ્વરી, પ્રેમમંડિતા આદિ ક્યા સંબોધનથી સંબોધું? શું તેને બોલાવતાં તે કોપની વૃષ્ટિ તો નહિ વરસાવે? મારૂં ભયંકર અપમાન તો નહિ કરે. ના, નહિજ કરે. કદાચિત્ અપમાન કરશે, તો તેથી પણ મારૂં શું જવાનું છે? આવી લાવણ્યમયી લલનાનું અપમાન પણ ક્યાં રસ્તામાં પડયું છે.

"અનુપમ અતિ આ અંગનાના ગાનમાં પણ સાર છે;
અપમાન થાયે જો કદી દિલ આ નહિ ડરનાર છે;

યુવતી અતિ સોહામણી શાંતિતણો આગાર છે;
છે રૂપને વળી. ગુણમાં એ દેવીનો આકાર છે;
આ નારના અપમાનમાં આરામનો આધાર છે;
આજે થયું આ જીગર મારૂં આ નારથી લાચાર છે."

આ પ્રમાણે વિચાર કરીને તેણે વનલતાની નૌકાપર જઇ તેને ઉદ્દેશીને પૂછ્યું કેઃ—હે સુંદરી શિરોમણિ લલના ! તું કોણ છે ? માનવી કે દેવી છે ? અત્યારે આવી રાત્રિના સમયે તું અહીં શા કારણથી આવી છે ? તારા સંગીતના નાદે મારા દિલના તાર તોડી નાખ્યા છે, મને મૃગલાને તારી હૃદય વીણાએ વ્યાકુળ બનાવી દીધો છે. કહે-કહે મનને મોહાવનારી વનિતા ! કહે કે તું કોણ છે ? તારા સુધા સમાન મીઠા વચનો સાંભળવા માટે મારી મનોદેવી તત્પર થઇ રહી છે, માટે કહે, મૃત્યુ ભૂમિની શોભાને વધારનારી જળ વિહારિણી દેવી કહે કે, તું અત્યારે કયા મુનિવરના મનને ચલાયમાન કરવાને અવનીપર ઉતરી આવી છે ?"

"અરે, માયામાં મુગ્ધ થનાર પ્રવાસી ! એક તદ્દન અજ્ઞાત અને અપરિચિત અબળાના આવા સ્વરૂપમાં શાથી મોહાવ છો ? મારી નૌકામાં અનુમતિ વિના આવી ચઢતાં તમને જરા શર્મ પણ નથી આવતી ? તમે કોણ છો ? મારી પાસે શા માટે આવ્યા છો ? મારો પરિચય મેળવવાની શી જરૂર છે ? અમો જંગલનિવાસી યોગિનીઓ તરફ આસક્તિનો ભાવ ધારણ કરતાં તમારા હૃદયમાં ભયનો પણ સંચાર થતો નથી ! જાઓ, જાઓ, દૂર થાઓ અન્ય કોઇ અબળાના ગુણગાન ગાવામાં ગુલતાન થાઓ. હું તમારી ખુશામતને બિલકુલ પસંદ કરતી નથી. શું એક અબળાને નિરાધાર સ્થિતિમાં વિચરતી જોઇને તેનાપર તરાપ. મારતાં તમને કશો સંકોચ પણ થતો નથી ?"

"દેવી! અપરાધ કે અવિનય થયો હોય, તો તેની ક્ષમા કરી તમારા આ દાસપર દયા દર્શાવો આવો અન્યાય ન ગુજારો. તમે સૌંદર્યની દેવી છો, અતુલ રૂપની અધિકારિણી છો, એટલે હું તેના દર્શન કરવાની અભિલાષાથી તમારી પાસે આવ્યો છું. દેવીનાં દર્શન કરવાની સર્વ કોઇને સ્વતંત્રતા છે, દેવીની પ્રતિમાને હૃદય મંદિરમાં સ્થાપન કરવાનો સર્વને સમાન અધિકાર છે. ઉપાસકોને માટે દેવી મંદિરનાં દ્વાર સદા ખુલ્લાંજ રહે છે અને એ પ્રમાણે તમારે પણ તમારા હૃદય મંદિરને તમારા ઉપાસકના આગમનાર્થે ખુલ્લાં રાખવાંજ જોઇએ." સુંદરીમોહને વનલતાના કથનનો યોગ્ય ઉત્તર આપ્યો.

"એ ખરૂં, પરંતુ ઉપાસક અનન્ય ઉપાસક છે કે માત્ર સ્વાર્થની આશાથી જ ઉપાસના કરવા આવે છે, એ દેવીએ જોવાની ખાસ જરૂર છે. વળી હું તમો કહો છો, તેવી દેવી પણ નથી. મારા જેવી એક સામાન્ય અબળામાં તે તમોને એવો શો મોહ લાગ્યો છે કે, તમો અત્યારે મારી આટલી બધી પ્રશંસા કરી રહ્યા છો? પણ હવે એ બધી વાર્તાઓને વિસારી દો અને તમારો પરિચય તથા આગમનનું પ્રયોજન દર્શાવો." વનલતાએ કહ્યું.

"મારા આવવાનું કારણ અતિ ઉંડું છે, રહસ્યથી ભરેલું છે. કહો, તમો કોણ છો અને અત્યારે અહીંથી ક્યાં જવાની ઇચ્છા ધરાવો છો?" સુંદરીમોહને આતુરતાથી પૂછ્યું.

"જો તમો મારી સાથે એક શર્ત્ત કરવાને કબુલ થતા હો તો, હું મારો પરિચય હમણાંને હમણાંજ આપવાને તૈયાર છું. પણ તે શર્ત્ત ઘણીજ કઠિન છે, એ પણ પહેલેથી જ કહી રાખું છું. માટે શર્ત્તને કબુલ કરવાનું વચન આપતાં પહેલાં પરિણામનો પુરતો વિચાર કરજો અને વિચાર કર્યા પછીજ મારા પ્રશ્નનું ઉત્તર આપજો.

વનલતાએ સ્ત્રી ચારિત્ર્ય અજમાવવા માંડયું.

"તમારી સાથે એક તો શું પણ એક હજાર શર્ત્ત કબૂલ કરવાને તૈયાર છું. જો તમો મને મારા પંચ પ્રાણ આપવાનું કહેશો તો તે અર્પણ કરવામાં પણ હું કશો સંકોચ કરીશ નહિ. તમારા દિલને દુઃખ થાય એવું એક પણ કાર્ય કરીશ નહિ."

"ત્યારે સાંભળો, મારૂં નામ વનલતા છે. હું અહીંના ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીની કન્યા છું અને અદ્યાપિ અવિવાહિતા છું. મારો પરિચય આ પ્રમાણે છે. અત્યારે નૌકાવિહાર કરવા માટે હું બહાર નીકળી પડી છું. મને હમેશાં નૌકામાં બેસી સહેલ કરવાનો શોખ છે. પણ હવે તમો કહો જોઇએ કે, તમારૂં નામ શું છે, તમો અહીં કયાં રહો છો ?" વનલતાએ પૂછયું.

"મારૂં નામ ? મારૂં નામ સુંદરીમોહન છે, હું અહીંનો એક પ્રખ્યાત જમીનદાર છું. ભૂષણાનગરીના 'સુંદરવિહાર' નામના એક મોટા મહાલય તુલ્ય મકાનમાં મારો નિવાસ છે." સુંદરીમોહને કહ્યું.

"વારૂ, આપે કયી સુંદરીનું પાણિગ્રહણ કરીને તેના સૌભાગ્યને ઉજ્જવલ બનાવ્યું છે ?"

"હજી સુધી હું કોઇ સુકુમાર સુંદરીરૂપી માળાને કંઠમાં આરોપીને મારા સૌભાગ્યને અલંકૃત કરી શકયો નથી. અંબાલિકા નામની એક પરમ રૂપવતી રમણીને મારી હૃદયરાણી કરવા માટે અત્યંત પરિશ્રમ કર્યો હતો, પણ વિધાતાની અનિચ્છાથી મારો તે પરિશ્રમ નિષ્ફળ નિવડયો હતો. ત્યાર પછી મને એવી કોઇ સુંદર કામિનીનો સંસર્ગ જ થયો નથી કે જેને હું મારા જીવનની સંગિની કરવાને ભાગ્યશાળી થઇ શકું !" સુંદરીમોહને જવાબ આપ્યો.

"ત્યારે શું હવે તમોએ તમારી આ કોમળ કાયાને કૌમારવ્રત-માંજ ગાળવાનો નિશ્ચય કર્યો છે?"

"ના, મારી ઇચ્છા તો લગ્ન કરવા માટે અત્યંત બળવતી થઇ પડી છે, પરંતુ કેવળ કોઇ સારી કન્યાના અભાવેજ મારે તે ઇચ્છાને દબાવીને બેસી રહેવું પડે છે." સુંદરીમોહને કહ્યું.

"પણ જો કોઇ એવી સુંદર માનવમનમોહિની વનિતા મળે તો તેનો સ્વિકાર કરો ખરા કે નહિ વારૂ?" વનલતાએ સુંદરીમોહનનો મનોભાવ જાણવાના આશયથી પૂછયું.

"હા, અવશ્ય કરૂં. પણ એવી હૃદયવિહારિણી લલનાનો અ-મારી ન્યાતમાં સર્વથા અભાવ હોવાથી મારી એ આશા વૃથા છે. મેં ઘણી ઘણી તજવીજ કરવા છતાં, તેવી કોઇ કોમળાંગી કામિની-નો મને કયાંય પણ સાક્ષાત્કાર થયો. નથી. સુંદરીમોહને નિરા-શાથી કહ્યું.

"પણ, હુંજ તમોને તમારી ન્યાતમાંથી કોઇ યોગ્ય રમણી બતાવું તો?" વનલતાએ પૂછયું.

"મારાપર તમારે એટલી બધી કૃપા કરવાનું કારણ શું છે, એ જયાં સુધી મારા જાણવામાં ન આવે ત્યાં સુધી મારાથી તમારા પ્રશ્નનો ઉત્તર પણ શી રીતે આપી શકાય વારૂ?"

"સુંદરીમોહન! સ્વાર્થ વિના પરમાર્થ થતો નથી. મારી એક સખીએ તેના લગ્નનો ભાર મારા શિરપર સોંપી દીધો છે એટલે મારે મારી ફરજની ખાતર લાયક વર શોધવાની ખાસ જરૂર પડી છે. મારા સાંભળવા પ્રમાણે તમે એક ધનવાન અને સ્વરૂવાન પુરૂષ છો, એથી જો હું કદાચ મારી સખીનો સંબંધ તમારી સાથે કરીશ, તો તે અસ્થાને તો નહિજ ગણાય." વનલતાએ કહ્યું.

"તમારી તે સખીનું નામ શું છે વારૂ ?" સુંદરીમોહને અત્યંત ઉત્સુક થઇને પૂછયું.

"સખીનું નામ વનલતા છે." વનલતાએ જવાબ આપ્યો.

"વનલતા ! તમારૂં નામ પણ વનલતા છે અને તમારી સખીનું નામ પણ વનલતા છે ?"

"હા, એમાં શું તમને કાંઇ અચંબો થાય છે ?" વનલતાએ જવાબ આપ્યો.

"તેના પિતાનું નામ શું છે તથા તેઓ કઇ જાતિના છે ?" સુંદરીમોહને પૂછયું.

"તેમના પિતાનું નામ પણ હરગોવિંદ ન્યાયાધીશ છે અને તેઓ જ્ઞાતે બ્રાહ્મણ છે."

"તમારા પિતાનું નામ પણ હરગોવિંદ શાસ્ત્રી છે અને તેના પિતાનું નામ પણ હરગોવિંદ શાસ્ત્રી છે, તમારૂ નામ વનલતા છે અને તેનું નામ પણ વનલતા છે, એ સાંભળીને મને ઘણીજ અજાયબી થાય છે ? તમારી સખીની ઉમ્મર કેટલાક વર્ષની છે ?"

"સત્તર–અઢાર વર્ષની." વનલતાએ જવાબ આપ્યો.

આ સાંભળીને સુંદરીમોહન વિચારમાં પડી ગયો. તેણે પોતાના મનમાંજ કહ્યું:—"ત્યારે શું આ યુવતી પોતાના સંબંધમાંજ આ બધી બીના જણાવી રહી હશે ? તેની ઇચ્છા શું મારી સાથે લગ્ન કરવાની હશે ? હા–હા. તેની બોલવાની છટા, મુખના હાવભાવ વગેરે બધું જોતાં એમજ જણાઇ આવે છે. પણ તેની સાથે મારાથી લગ્ન શી રીતે કરી શકાશે ? જો તે મારી નાતિનીજ છતાં પણ મારાથી તેની સાથે લગ્ન કરી શકાય તેમ નથી. કારણ કે આ યુવતીનો પિતા હરગોવિંદ એક રાક્ષસી હૃદયનો જાલિમ પુરૂષ છે અને તે મારી

સાથે પોતાની કન્યાનાં લગ્ન કરવાને કદાપિ સમ્મત થાય તેમ નથી. મારી પાસેથી અત્યાર સૂધીમાં તેણે વીસ–પચીસ હજાર રૂપિયા લાંચ પણ લઇ લીધી છે, ઈંદ્રનાથને જેલમાં મોકલવાના અને અંબાલિકાની મિલકત અપાવવામાં તેણે મારી પાસેથી એટલું બધું દ્રવ્ય પડાવી લીધું છે કે તે હજી સૂધી પણ મને સાલ્યા કરે છે. વળી જો હું આ કન્યાની સાથે ગુપ્ત રીતે લગ્ન કરીશ, તોપણ એ દુષ્ટ હરગોવિંદ મને જંપીને બેસવા દેશે નહિ. મારી સાથે તેની કન્યાનો ગુપ્ત સંબંધ છે, એ વાર્તાનો હરગોવિંદને માત્ર આભાસજ મળી જશે તો પછી મારા માટે આ ભૂષણાનગરીમાં ઉભા રહેવાનું સ્થાન પણ રહેશે નહિ." આ પ્રમાણે વિચાર કરી તેણે વનલતાને પૂછ્યું કેઃ—"તમારા કહેવાના આશયને હું બરાબર સમજી શક્યો નથી, માટે કૃપા કરીને પુનઃ તેનું સ્પષ્ટિકરણ કરો."

"સુંદરીમોહન ! હવે શર્મ કે સંકોચ રાખવાનું હું કશું પણ કારણ જોતી નથી. મારી ઇચ્છા તમારી સાથે લગ્ન કરવાની છે. તમારી અને મારી જ્ઞાતિ એકજ હોવાથી તેમજ આપણી બંનેની ઉમ્મર સરખી હોવાથી લગ્ન કરવામાં કાંઇ હરકત આવે તેમ નથી. મને આશા છે કે, તમો મારી સાથે લગ્ન કરવાની સમ્મતિ અવશ્ય આપશોજ." વનલતાએ કહ્યું.

"વનલતા, લગ્ન કરવામાં તો મને કશી પણ હરકત નથી, તારા જેવી સુકુમારી સુંદરીની સાથે લગ્ન કરવામાં હું મારૂં પોતાનું ગૌરવ માનું છું. પરંતુ મને તારા પિતાની બહુજ ધાસ્તી રહ્યા કરે છે. કારણ કે તેમનો સ્વભાવ ઘણોજ વિચિત્ર છે અને આ વાતમાં તેઓ અનુમતિ આપે કે કેમ, એની પણ મારા મનમાં શંકાજ રહ્યા કરે છે." સુંદરીમોહને કહ્યું.

"એમાં શંકા લાવવાની કાંઈ જરૂર નથી. કદાચિત મારા પિતા ન માને તો તેથી પણ ભય રાખવાનું કશું કારણ નથી. કારણ કે, મારી નવી મા વિહંગિની તો આ વાતમાં સમ્મત છે અને તેણેજ મને અહિં તમારી મુલાકાત કરવા મોકલી આપી છે. આપણી ત્રણેની શક્તિ પાસે મારા પિતાનું કશું પણ જોર ચાલી શકે તેમ નથી. મારી વિમાતા વિહંગિનીએ કહ્યું કે જો તારા પિતા બહુજ પંચાત કરશે, તો આપણે ત્રણે મળીને તેના જીવનની લીલાને સમાપ્ત કરી દઈશું અને પછીથી આપણી ઇચ્છા મુજબ નિર્ભયતાથી વિચરણ કરીશું. મારી ઇચ્છા તમારા સિવાય બીજા કોઇ પુરૂષની સાથે લગ્ન કરવાની નથી, મેં મારા હૃદયનું દાન તમોનેજ આપી દીધું છે. આ-જથી તમો મારા હૈયાના હાર થયા છો અને હું તમારા ચરણોની દાસી થઈ ચૂકી છું. મને આશા છે કે, તમો મારી એ યાચનાનો અસ્વીકાર કદાપિ નહિજ કરો." વનલતાએ સર્વ પ્રકારની લજ્જાનો પરિત્યાગ કરીને કહ્યું.

"વનલતા! તારા પિતાની નાખુશી હશે તો મારાથી લગ્ન કરી શકાશે નહિ, કારણ કે, તેનો પ્રભાવ વિલક્ષણ છે, અરે એટલુંજ નહિ પણ તે મને ધરામાંથી ઉખેડીને નાબુદ કરી નાંખે તેમ છે, આજ-કાલ તેના હાથમાં અર્ધી મોગલાઇ આવી છે. આખા શહેરમાં તેની હાક વાગે છે. મોટા મોટા ધનવાનો પણ તેનાથી કંપી જાય છે. આવી સ્થિતિમાં તેનો ઘાત થાય, એ વાર્ત્તા પણ મારા માનવામાં આવી શકતી નથી. પણ–હા, જો તું તારાં લગ્ન ન થાય ત્યાંસુધી ગુપ્ત રાતે પુરૂષનો પોશાક ધારણ કરીને મારા 'સુંદરીવિહાર' નામના બંગ-લામાં અભિસાર માટે આવતી રહીશ, તો તારી મનોવાંચ્છનાને તૃપ્ત કરવાની ઉદારતા હું અવશ્ય દર્શાવીશ. પરંતુ ખુલ્લી રીતે તો મારાથી

તારાં પ્રેમનો સ્વીકાર નહિ જ થાય."

"બસ, થઇ રહ્યું. તમારી હિમ્મતનો પડદો આટલેથીજ તૂટી ગયો ? શું સ્નેહ કરતાં આટલો બધો ભય રાખવો એ કોઇ પણ રીતે ઉચિત ગણાય ખરૂં કે ? ખુલ્લી રીતે સ્નેહ સંપાદન કરવાની અભિલાષાને તિલાંજલિ આપી આવી નિરાશાને હૃદયમાં શા કારણથી ધારણ કરો છો ? પ્રીતિનો માર્ગ વિકટ છે. પ્રેમને પ્રાપ્ત કરવાનું કામ એનાથી પણ અધિક વિકટ છે. માટે તમારી આ નિર્બળતાનો ત્યાગ કરીને નિર્ભય થાઓ. મારા પિતાનો ભય શા માટે રાખો છો, જ્યારે સિંહણ જેવી મારી માતા આપણી મદદમાં છે, ત્યારે આપણને કોઇ પણ પ્રકારનો ભય રાખવાની જરુર જ નથી." વનલતાએ કહ્યું.

"ના, વનલતા ! જ્યાં સુધી આપણામાં શક્તિ ન હોય, ત્યાં સુધી આવું સાહસ કરવું એ કેવળ એક પ્રકારની આપત્તિને શિરપર વ્હોરી લેવા સમાન છે. જો તું મારા 'સુંદરીવિહાર' માં આવીને મને વારંવાર મળતી રહીશ, તો તેથી મારૂં તથા તારૂં ઉભયનું કલ્યાણ જળવાઇ રહેશે. જ્યારે આપણે જોઇ શકીશું કે, તારા પિતાની ઇચ્છા તારાં લગ્ન મારી સાથે કરાવવાની જણાશે, ત્યારે આપણે ઘણીજ ખુશીની સાથે જાહિર લગ્ન કરીશું." સુંદરીમોહને કહ્યું.

"ત્યારે શું તમે મને એક વ્યભિચારિણી કુલટા બનાવવા માગો છો ? મને કેવળ તમારી કામવાસનાને તૃપ્ત કરવાનું સાધન બનાવવાની ઇચ્છા ધરાવો છો ? ના—ના, મારાથી તેમ થઇ શકશે નહિ. હું તો તમને મારી આખી જિન્દગી સોંપીને મારા જિગરના સાર અને જીવનના આધાર બનાવવા-ઇચ્છું છું. તમારા આ અનુપમ રૂપે મારા હૃદયમાં સંપૂર્ણ અધિકાર જમાવી દીધો છે અને એટલા

માટેજ હું તમોને મારા જીવનનું દાન આપી ચૂકી છું, હવે આવી સ્થિતિમાં તમો મારો અનાદર કરો, એ શું કોઇ પણ રીતે ઉચિત ગણાય ખરૂં કે ? મારી ધારણા પ્રમાણે તો જો તમો મારા પિતાની પાસે તમારી ઇચ્છા પ્રકટ કરશો, તો તેઓ કોઈ પણ રીતે તમારી ઈચ્છાને કચડી નાખશે નહિ, પરંતુ મારાં લગ્ન તમારી સાથે કરવાને અવશ્ય તત્પર થઇ જશે, મારી માતાને પણ હું એ વાત જણાવી દઇશ. એટલે તેઓ પણ તમારી તથા મારી ઉભયની આશાને પૂર્ણ કરવામાં અવશ્ય સહાયભૂત થઇ જશે." વનલતાએ કહ્યું.

"વનલતા, જ્યારે તારો આટલો બધો આગ્રહ છે, ત્યારે હું તારા પિતાને મળીને મારી અભિલાષાને અવશ્ય વ્યક્ત કરીશ. પણ તેમ છતાં પણ જો તે અનુમતિ ન આપે તો પછી મારા કહેવા પ્રમાણે તારે પુરુષનો વેશ ધારણ કરીને મારા 'સુંદરી વિહાર' માં આવવું પડશે."

"હા, આ ઉપાય મને સર્વથી શ્રેષ્ટ જણાય છે. હું મારી માતાને કહીને મારા પિતાને તમારી સાથે મારાં લગ્ન કરાવવાનો આગ્રહ કરાવું છું, મારા પિતા આજકાલ મારી નવીન માતાના પ્રેમમાં એટલા બધા લુબ્ધ બની ગયા છે કે, તેઓ તેનાં એક વચનનો! પણ અનાદાર કરે તેમ નથી, મારી ઇચ્છા તમારી સાથે લગ્ન કરવાની હોવાથી જ હું અત્યારે તમોને મળવા માટે અહીં આવી હતી. મારો મનોભાવ તમો મને તમારી પત્નીરૂપે સ્વીકારવા ઈચ્છો છો કે નહિ, એ જાણવાની જ હતી, આજે એ ભાવનાને પૂર્ણ થયેલી જોઇને મને અતિ આનંદ થયો છે. હું આવતી કાલે રાત્રિના બાર–એક વાગ્યાને શુમારે મારી માતાનો અભિપ્રાય જાણીને તમારા 'સુંદરી વિહાર' નામના મહાલયમાં અવશ્ય આવી પહોંચીશ, માટે

એ સમયે તમો બીજે ક્યાંય પણ ન જતાં, ત્યાંજ હાજર રહેજો."

"બહુ સારૂં, હું મારા મકાનમાંજ હાજર રહીશ. તું તારી માતાની સલાહ લઇને તથા તેના મનોભાવને બરાબર જાણીને રાત્રે એક વાગે મારી પાસે આવી પહોંચજે." સુંદરીમોહને વનલતાને સંબોધીને કહ્યું.

"હા, અવશ્ય આવીશ. ચાલો, હવે સમય ઘણોજ વીતી ગયો છે, માટે આપણે અહીંથી રવાના થઇએ. મારા હમેશના સમય કરતાં આજે ઘણોજ વિલંબ થઇ ગયો છે, એ વાત જો મારા પિતાના જાણવામાં આવી જશે, તો તેઓ તેનું કારણ પૂછ્યા વિના રહેશે નહિ."

"હા, ચાલો, પ્રથમ તું તારી નૌકાને અહીંથી ચલાવી દે," સુંદરીમોહને કહ્યું.

ત્યાર પછી વનલતાએ એકદમ વેગપૂર્વક પોતાની નૌકાને હંકારી દીધી. રાત્રિના દસેક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. મધુમતી નદીના જળપ્રવાહ ચંદ્રમાની ચાંદનીથી ચળકી ઉઠ્યો હતો. પવન મંદ મંદ વહી રહ્યો હતો. વનલતા નૌકાવિહાર કરતી કરતી થોડા સમયમાંજ પોતાના બંગલાની પાસેના 'વિલાસિની' ઘાટપર આવીને ઉતરી પડી અને ક્ષણવારમાંજ તેની માતા વિહંગિની પાસે પોતાના દીવાનખાનામાં જઇ પહોંચી.

સુંદરીમોહન જ્યારે જોયું કે, વનલતા પોતાના મહાલયમાં પહોંચી ગઇ છે, ત્યારે તે પોતાની નૌકા લઇને 'સુંદરી વિહાર' નામના પોતાના મનોહર મહાલય તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું



## ઉન્હાળાનાં સૂકાં ફૂલ



" The road by precept is long; by example it is short and sure. " **Seneca**



" Example is more powerful tham precept, but **Sympathy** is more powerful than cither, or both combined." **Stowe**

" Great is the power of goodness to charm and to command. The man inshired by it is the true king of man, drawing all hearts after him." **Smiles**



જે ઘરમાં બન્ને યુવતીઓ બંદિની બનીને બેઠી હતી, તે ઘર ઘણું જ સુંદર અને ઉમદા ઉમદા વસ્તુઓથી શણગારેલું હતું. તે ઘરની દીવાલો ઇંટોની હતી, પરંતુ તેની છો લોઢાનાં મજબુત પતરાંથી મઢી લેવામાં આવી હતી. દીવાલપર તરેહ તરેહના રંગ બેરંગી ચિત્રો ચિતરવામાં આવ્યાં હતાં. એ ચિત્રો એવાં તો મનોહર અને સુંદરતાથી ચિત્રવામાં આવ્યાં હતાં કે, જોનારના મનને સહજમાં જ મોહિત કરી દેતાં હતાં. તે ચિત્રોમાં મુખ્યત્વે જાત જાતની વેલીઓ,

ફૂલો અને દેવતાઓની છબિઓ જોવામાં આવતી હતી. એ ઓરડાના અર્ધા ભાગમાં મોટી મોટી પાટો રાખવામાં આવી હતી અને એ પાટોપર મખમલની કોમળ ગાદીઓ બિછાવવામાં આવી હતી. ગાદીઓપર તકીયા રાખવામાં આવ્યા હતા અને તેના ઉપર મશરૂની સુંદર ચાદર પાથરવામાં આવી હતી. તે ગાદીની ચાર બાજૂએ હીરા રત્નજડિત મનોહર ઓશિકાં મૂકવામાં આવ્યાં હતાં. મધ્ય ભાગમાં સોનાની અત્તરદાની, ગુલાબદાની, પાનની પેટી, પુષ્પ પાત્ર વગેરે બધી વસ્તુઓને બરાબર વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આવી હતી અને તેની આસપાસ સુગંધિત ફૂલોના ઢગલાને ઢગલા પડેલા જોવામાં આવતા હતા. બાજૂના તકીયાની બહુ જ નજીકમાં સોનાની નળી વાળો એક સુંદર હુક્કો પડેલો હતો અને એ હુક્કામાંથી સુગંધિત તમાકુનો સુવાસ બહાર નીકળીને દશે દિશાઓને સુવાસિત કરી રહ્યો હતો. કાચની હાંડીઓ, તેની નીચે રૂપાનાં ઝાડો તથા તે ઝાડોપર સુગંધિત દીપકો સળગીને એક પ્રકારની અપૂર્વ શોભાનો વિસ્તાર કરી રહ્યા હતા.

બન્ને યુવતીઓ અત્યંત ભયથી વિહ્વલ થયેલા ચિત્તથી તે ગાદીપર બેસીને બારીમાં મુખ રાખી જોઇ રહી હતી. તેમના મનમાં આજે ચિંતાનું એટલું બધું પ્રમાણ વધી ગયું હતું કે એ કોમળ શય્યા પણ તેમને કંટક સમાન ખૂંચતી હતી. જ્યારે તેઓ ચિંતાના સાગરમાં ગોથાં ખાઇ રહી હતી અને શું કરવું તથા સરદારના પંજામાંથી શી રીતે આબાદ છટકી જવું એનો વિચાર કરી રહી હતી, ત્યારે અચાનક એ ઓરડાના દ્વારપર તેમને કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. એ અવાજ સાંભળીને તેઓ બન્ને ચમકી ઉઠી. એકાએક તેમની નજર એક કૃષ્ણ પોશાકથી આચ્છાદિત થયેલી

માનવ મૂર્તિપર પડી. તે મૂર્તિએ એકદમ ઘરમાં આવીને અંદરથી એ ઘરની સાંકળ વાસી દીધી અને ત્યાર પછી મુખપરના આવરણને અળગું કરીને ઘણા જ મીઠા સ્વરથી કહ્યું કે,–"બ્હેનો! તમો મને જોઇને જરા પણ ગભરાશો નહિ. હું તમને મારાથી બનતી મદદ કરીશ. જો આ લૂટારાઓ તમારાપર કદાચિત્ કાંઇ બળાત્કાર કરશે, તો તેમના પંજામાંથી હું તમને અવશ્ય બચાવી લઇશ. હું પણ તમારા જેવી જ એક દુઃખિની અબળા છું. મારા કર્મના કઠિન સંજોગોને લીધે અચાનક આ શયતાનોના સપાટામાં સપડાઇ ગઇ છું. પરંતુ ભગવતી કાલિકાની કૃપાથી હજી સૂધી મારા ધર્મને કશો પણ ધક્કો લાગ્યો નથી. મારૂં નામ મેના છે અને હું દેવીની અંશભૂતા છું, દેવીએ મારા શરીરમાં સંચાર કર્યો છે, એવું આ દુરાત્માઓના મનમાં ઠસાવીને અહીં રહી છું. મારી સાથે બીજી એક અબળા પણ અહીં વસે છે. એ અબળાનું તથા એક ધાર્મિક પુરોહિતનું હુંજ રક્ષણ કરૂં છું. મેં એમને બન્નેને મરણના મુખમાંથી બચાવ્યાં છે." આમ કહીને મેનાએ પોતાના સર્વ વૃત્તાંત ઇન્દુ તથા અંબાને સાંગોપાંગ કહી સંભળાવ્યો.

એ વૃત્તાંત સાંભળીને તેમની અજાયબીનો અવધિ જ ન રહ્યો. ઇન્દુમતિએ વિસ્મતિ થઇને પૂછયું કે, "તમારી સાથે રહેનારી અબળાનું નામ શું છે તથા તે કયાંની વતની છે વારૂ?"

"તેનું નામ મૃગાંકલેખા છે અને તે અમદાવાદ શહેરમાંથી યાત્રાર્થે આવનારા એક ધનવાન કુટુંબની કન્યા છે. જ્ઞાતે બ્રાહ્મણ છે. તેનાં માતા પિતા વૃદ્ધ હોવાથી આ સંસારમાં જન્મી પોતાના જન્મનું સાર્થક્ય કરવાની અભિલાષાથી જગન્નાથ પૂરીની જાત્રા માટે જઇ રહ્યાં હતાં અને ભૂષણાનગરીની એક ધર્મશાળામાં તેમણે આ-

શ્રય લીધો હતો એ દરમ્યાન આ મોનાહાતિ લૂટારાના સોબતીઓએ તેનું હરણ કરીને તે બિચારીનું બલિદાન આપવા માટે અહીં આણી હતી, પરંતુ દૈવ ઇચ્છાથી અચાનક હું અહીં આવી ચઢી હતી અને મેં એને આ પાપાત્માઓના પંજામાંથી છોડાવી લીધી હતી. મારા સાંભળવા પ્રમાણે તેનો પિતા પોતાની કન્યાને લૂટારાઓ ઉપાડી ગયા છે, તેથી તે હવે કદાપિ પાછી આવી શકે તેમ નથી, એવા શોકમાંને શોકમાં જ મરી ગયો હતો અને ત્યાર પછી થોડા દિવસે પોતાના પતિનું મરણ થયેલું જોઇને તથા પુત્રીની આવી દુર્દશા થયેલી જાણીને તેની માતા પણ મરણને શરણ થઇ હતી. મૃગાંકલેખાને એકવાર મેં તેના સગાંવહાલાંના સંબંધમાં કાંઇક પૂછપરછ પણ કરી હતી. જવાબમાં તેણે જણાવ્યું હતું કે, "આ સંસારમાં મારા માતા પિતાને મારા સિવાય બીજું કાંઇ પણ સંતાન જ નહોતું. કેવળ હું જ તેમના જીવનની એક માત્ર આશારૂપ હતી. આ સંસારમાં મારે ભાઈ કે બહેન આદિ બીજું કશું પણ નથી. હું એકલી જ છું. " મૃગાંકલેખાની આવી કરુણાજનક સ્થિતિ જોઇને મારા મનમાં ઘણીજ દયા આવે છે. હું વારંવાર તેને સુખી કરવાનો પ્રયત્ન કરૂં છું. તે તથા તેના જેવાજ આફતમાં આવી પડેલા એક પુરોહિતને હું નિરંતર મારી સાથે જ રાખું છું તેઓ બન્ને આ લૂટારાના પાપભવનના એક સુંદર ઓરડામાં મારી સાથે જ રહે છે. પુરોહિતનું નામ પ્રમોદરંજન છે. તે બિચારો એક ઘણો જ ભલો અને સદાચારી પુરુષ છે. મૃગાંકલેખા તથા પ્રમોદરંજન ઉભય બ્રાહ્મણ હોવાથી તેમજ તેઓ બન્ને સરખી ઉમ્મરનાં હોવાથી તેમના હૃદયોમાં સ્નેહનો સંચાર થઇ ગયો છે. તેઓ એક બીજાને પ્રાણથી પણ અધિક ચહાય છે અને તેમણે પરસ્પર લગ્ન કરવાનો સંકલ્પ પણ કરી લીધો છે.

મારી ઇચ્છા હવે તેમને અહીંથી મુક્ત કરાવીને અમદાવાદ ભણી રવાના કરી દેવાની છે. કારણ કે, મૃગાંકલેખાનો પિતા અમદાવાદનો એક મોટો ધનવાન પુરુષ હતો અને તેની સર્વ સંપત્તિનો અધિકાર મૃગાંકલેખાના હાથમાં જ રહેલો છે. એટલે જો તેઓ બન્ને ત્યાં જઇને સુખ ચેનથી રહેશે, તો તેથી મને પણ અપાર આનંદ થશે. પ્રમોદરંજનનો પિતા મૂળ ગુજરાતી છે, પાંચ પેઢીથી જગન્નાથપૂરીમાં વસે છે અને હમણાં કેટલાંક કારણોથી ભૂષણાનગરીમાં વસે છે, એટલે મૃગાંકલેખાને તેની સાથે લગ્ન કરવામાં પણ કશી અડચણ આવશે નહિ." મેનાએ બધી હકીકત ઇન્દુ તથા અંબાલિકાને કહી સંભળાવી.

છેવટે અંબાલિકાએ કહ્યું કે,—"પણ તમે આ રાક્ષસના ઘરમાંથી અમારો ઉદ્ધાર શી રીતે કરવા ધારો છો? આ સર્વ પિશાચો એટલા બધા ચોકકસ હૃદયના છે કે, તેમની નજરમાંથી એક કીડી પણ છટકી શકે તેમ નથી."

"એ બાબતમાં ચિંતા કરશો નહિ, નિરાશાને ઉરમાં ધરશો નહિ. હું ચાલાકીથી બધું કામ પતાવી દઇશ. આ સર્વ લૂટારાઓ મારી આમન્યામાં રહે છે અને મારી આજ્ઞા ઉઠાવવાને ઉભે પગે રાત્રિ દિવસ તૈયાર રહે છે, એટલે હું ધારીશ કે તરત જ તમોને છોડાવી શકીશ."

"મેના બ્હેન! જ્યારે તમે અમારાપર આટલી બધી લાગણી દર્શાવો છો, ત્યારે હવે અમો તમારાથી અમારા મનની એક પણ વાતને ગુપ્ત રાખવા ઇચ્છતી નથી. અમો આજે આ સર્વ લૂટારાંઓની જીવન લીલાને એકી સાથે સમાપ્ત કરવાના ઇરાદાથી અહીં આવી છે. અમારી સાથે અમો સરદાર મોનાહાતિના મંગાવ્યા પ્ર-

માણે જે મદિરા લાવીએ છીએ, તે મદિરામાં અમોએ એવું તો કાતિલ ઝેર ભેળવી દીધું છે કે જેના પાનથી સર્વ લૂટારાઓને આ અવનીનો ત્યાગ કરીને નરકના નિવાસી થવું પડે તેમ છે. પણ, આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે, એ જાણવાની અમારી સંપૂર્ણ અભિલાષા છે." ઇન્દુમતિએ કહ્યું.

"જે કર્મ કરવાથી આખા દેશનું કલ્યાણ થાય તેમ છે, હજારો નિરપરાધી નર નારીઓના પ્રાણનો સંહાર થતો અટકી શકે તેમ છે, તે કાર્યમાં તમે અવશ્ય સહાનુભૂતિ પ્રકટ કરશો જ, એવી મને સંપૂર્ણ આશા છે. મેના બહેન! જયારે આખા દેશના માણસોની બરબાદી થવા માંડી છે, ઘેર ઘેર હાહાકાર મચી ગયો છે અને રૈયતનાપર ન થવાના જુલ્મો ગુજરી રહ્યા છે, ત્યારે એ સર્વને અટકાવવા માટે પ્રયત્ન કરવો એ દેશવાસીઓનું પરમ કર્ત્તવ્ય છે, પરંતુ ઘણી જ શરમની વાત છે કે, આખો દેશ વીરતાથી શૂન્ય બની ગયો છે. પુરુષો કાયર બની ગયા છે અને કાપુરુષતાને હૃદયમાં ધારણ કરી લીધી છે. આવી સ્થિતિમાં આપણે અબળાઓએ એ અધર્મને અટકાવવાની ખાસ જરૂર છે. એટલું જ નહિ પણ અબળાના નામને સબળ તરીકે સાબીત કરવાની આપણને એક ઉમદા તક મળી છે. માટે એ તકને આપણે કોઇ પણ રીતે એળે જવા દેવી ન જોઇએ." અંબાલિકાએ કહ્યું.

"હા, મારી ઇચ્છા પણ તમારી ઇચ્છાને મળતી જ છે. હું એ શયતાનોનો આ સંસારમાંથી સંહાર કરવાના પ્રયત્નમાં જ હતી, પરંતુ આજે ઇશ્વરે તેમ કરવાનો મને એક સુપ્રસંગ આપ્યો છે. તમોએ મદિરામાં જે કાતિલ વિષ મેળવ્યું છે, તે વાત સાંભળીને મને અતિ આનંદ થાય છે. ભલે, ઘણી જ ખુશીની સાથે એ ઇલાજને

અજમાવો." મેનાએ કહ્યું.

"પરંતુ આ વાત કદાચિત લૂટારાઓના જાણવામાં આવી જાય, તો પછી અમારે શું કરવું વારૂ ?"

"કેમ, આવો સવાલ કેમ કરો છો ? કદાચ એ શયતાનો મરણ કરવાને તૈયાર થાય, તો ગર્દન નમાવીને મરણને શરણ થવું. સતી સ્ત્રીઓને માટે એના જેવો બીજો એક પણ ઉપાય છે જ નહિ. વળી તમારા બન્નેના આ અનુપમ રૂપના નિરક્ષણથી એ નરાધમ મોનાહાતિના મનમાં કદાચિત્ થાય કામનો સંચાર તો તમારે મરણને માટે થવું તૈયાર.

"જન્મધારી જગતમાં બલિદાન દીધું દેહનું;
અવનીવિશે રહીને કર્યું કલ્યાણ જેણે દેશનું;
એ નર તથા નારી તણાં નામો સદા પૂજાય છે;
ભાવિ પ્રજામાં પ્રેમથી આદર્શ એ લેખાય છે;
બાળા તમે છો આર્યની, ઉરમાં તમે શાને ડરો;
કરી કાર્ય એવું કીર્તિનું તમ નામને અમર કરો."

"ના, અમને અમારા પ્રાણનો લેશ માત્ર પણ ભય નથી. કેવળ અમારા પિતાનો ભય જે અમોને આવા નિરાશા ભરેલાં વચનો બોલાવવાને લાચાર બનાવે છે. ન કરે નારાયણ ને જો કદાચ અમારો ભેદ ફુટી જાય, તો પછી અમારા પિતાની શી દશા થાય? આ વિચારે જ અમારા મનમાં કર્યો છે ભયનો સંચાર અને તેથીજ થઇ ગયાં છીએ અમો આમ લાચાર." ઇન્દુએ કહ્યું.

"કર્મ કરતી વેળાયે ફળની આકાંક્ષા રાખવી ન જોઇએ. **कर्मण्ये वा धिकारस्तु मा फलेषु न कदाचन** એ પરમ નીતિમય વચનોને વિસરી જવાં ન જોઇએ પણ હવે, અત્યારે એ સવ

ઉપદેશ આપવાનો અવસર નથી. શયતાનના સાથી મોનાહાતિના આવવાનો સમય થઇ ગયો છે, માટે તેના આવતાં પહેલાંજ મારે અહીંથી ચાલ્યા જવું જોઇએ. હું અત્યારે તમને કેવળ આશ્વાસન આપવાજ આવી હતી. તમારા હૃદયની દઢતા તથા એકાગ્રતા જોઇને મને અપાર આનંદ થયો છે. બસ, હવે અંતિમ સમયનો મારો ઉપદેશ માત્ર એજ છે કે, સરદાર મોનાહાતિ તમારાપર ગમે તેટલો જુલ્મ ગુજારે, ગમે તેવાં પ્રલોભનો આપે તો પણ તમો તમારા ધર્મથી ચળશો નહિ, મૃત્યુના ભયથી ધર્મની શ્રદ્ધામાંથી ટળશો નહિ."

આમ કહીને તરતજ મેના પાછી કાળાવસ્ત્રથી પોતાના આખા શરીરને ઢાંકીને ત્યાંથી ચાલી ગઇ. તેના જવા પછી ઇન્દુમતિ તથા અંબાલિકાએ તેની પ્રશંસા કરીને ઘણીવાર સૂધી તેના સંબંધમાં વાતચીત કરી. ત્યાર પછી તેઓ બન્ને ફરીવાર ગાદીપર બેસી બારીમાં મ્હોં રાખી બહાર જોવા લાગી. થોડીકવાર સૂધી બહાર જોયા પછી અચાનક તેમની નજર કેટલાક માણસો ચાલ્યાં જતાં હતાં, તેમનાપર પડી એ જોઇને તેમણે મનમાંજ વિચાર્યું કેઃ—"તેઓ સરદાર મોનાહાતિના ટોળાંના કોઇ લૂટારાઓજ હશે તેમાંનો એક માણુસ બોલી ઉઠ્યો કેઃ—"સરદારનું નસીબ તેજ હોય તેમ જણાય છે. આહા ! આજે એકી સાથે બે બુલબુલનાં બચ્ચાં કેવાં હાથ લાગ્યાં છે. ભાઇ ! આવી ખૂબસુરત રમણીઓ તો આજ સૂધીમાં સરદારની પાસે કદાપિ આવીજ નથી. વાહ ! વાહ ! કેવો મજાનો માલ છે ! બન્નેના કેવા લાલ લાલ ગુલાબી ગાલ છે."

બીજા એક જણાએ કહ્યું કેઃ "હા—હા, તેમજ છે. સરદારને આ ઇન્દ્રની અપ્સરાઓને મેળવવામાં જરાપણ મુશ્કેલી પડી નથી. પત્ર લખતાંની સાથેજ રૂપિયા તથા શરાબ લઇને આ સુંદરીઓ

આપો આપ અહીં આવી લાગી છે. એમને લાવવામાં નથી કરવી પડી મારા મારી કે ખુનખુવારી ! જો આવો શિકાર રોજ હાથ લાગતો હોય, તો સરદારની સાથે આપણું પણ દાળદર ફીટી જાય અને હમેશાં ઉઠીને જે મહેનત કરવી પડે છે તે મેહનત કરવી પણ મટી જાય."

" આ દેશના લોકોને આપણે ધન્યવાદ આપવો જોઇએ. કારણ કે, આખા દેશમાંથી એવો કોઇ પણ માપનો પૂત નીકળ્યો નથી કે જેણે આપણી સાથે એકવાર પણ લડવાનું સાહસ કર્યું હોય ! ગુજરાત દેશના સૂરત શહેરમાં લૂટ કરવા જતી વેળાએ, ત્યાંના ગુજરાતીઓએ જે બહાદુરી બતાવીને આપણી પાયમાલી કરી હતી, એનું સ્મરણ થતાં પણ મારૂં કાળજુ કંપી ઉઠે છે. ક્યાં ગુજરાતની વીર પ્રજા અને ક્યાં બંગાળાની આ બાયલી પ્રજા ! બન્નેમાં જમીન આસ્માનનો તફાવત છે. આ દેશમાં આપણે રોજ નવા નવા શિકારો મેળવીએ છીએ, હજારો લાખો રૂપિયાની લૂંટ મેળવી શકીએ છીએ અને જેવી જોઇએ તેવી સુંદર સુંદરીના પ્રેમનો ઉપભોગ કરી શકીએ છીએ." પહેલા લૂટારાએ કહ્યું.

" ત્યારે શું આપણી સાથે લડાઇ કરવામાં પણ કોઇ ફાવી શકે તેમ છે ? આપણાં સાઠ માણસોની સ્હામે ટક્કર ઝીલવી એ કાંઇ નાની સૂની વાત નથી. આપણો સરદાર એકલોજ એકી સાથે પચીસ માણસને પહોંચી વળે તેવો છે. વળી સરદાર જાલિમસિંહ તથા જેસલની તો વાતજ શી કરવી ? કોની તાકાત છે કે, તેમની સ્હામે આવીને લડવાની કોઇ હામ પણ બીડી શકે ? હું નથી ધારતો કે, આજકાલ આપણો જે દમામ ચાલી રહ્યો છે, તેને કોઇ પણ વ્યક્તિ અટકાવવાને સમર્થ થઇ શકે." બીજા લૂટારાએ કહ્યું.

"મેં સાંભળ્યું છે કે, માણેકલાલ એક બિચારો ભલો આદમી છે, તેથીજ તેણે કોઈ પણ જાતનો ઝગડો કર્યા વિના આવી રીતે પોતાની એક કન્યાને અહીં મોકલી આપી છે. ધિક્કાર છે એવી ભલમનસાઇને ! ખરી રીતે એ ભલમનસાઈ નહિ પણ કાયરતા છે. માણેકલાલે જિન્દગીના ભયથી પોતાની કન્યાઓના ધર્મનો વિક્રય કરવાની તૈયારી કરી છે. માણેકલાલ આ શહેરનો એક આબરૂદાર માણસ ગણાય છે. જ્યારે એ આબરૂદાર માણસજ પોતાના ધર્મને આમ સહેલાઇથી વેચી શકે છે, ત્યારે બીજાં સાધારણ માણસોની તો વાતજ શી કહેવી ? ધિક્કાર છે ! એવા આબરૂદાર માણસોને અને ધિક્કાર છે, એવા આબરૂદારોથી રક્ષાયલા આ તુચ્છ દેશને !" પહેલા લૂંટારાએ કહ્યું.

ઇંદુમતીએ તેમની વાતચીત સાંભળીને, ધીમેથી અંબાલિકાના ગાલપર એક લપડાક મારી અંબાલિકા ઇન્દુમતિનાં મનોભાવને તરતજ જાણી ગઈ. પરંતુ તેમ છતાં પણ હાલ તરત તેણે ઇશારતથી ઇન્દુમતિને ચૂપચાપ બેસીને લૂટારાઓની લીલા જોવાનો ઈશારો કર્યો.

એવામાં એક માણસે એ ઓરડામાં પ્રવેશ કર્યો; પણ એ સમયે બન્ને યુવતીઓની નજર બહાર હતી, એટલે આવનાર માણસ તરફ તેમની બિલકુલ નજર પડી નહિ જે પુરુષ તે ઓરડામાં આવ્યો તેના મસ્તકપર મણિ-મુક્તા જડિત એક પીળા રંગનો રેશમી ફેંટો શોભી રહ્યો હતો, શરીરપર કસકસતો રેશમી જામો પહર્યો હતો. તેની કમરપર એક ભીષણ આકારનો છુરો શોભી રહ્યો હતો. તેના બન્ને હાથ હીરા મોતિ અને પન્નાજડિત અલંકારોથી અત્યંત શોભાયમાન જણાઈ રહ્યા હતા. ધીમે ધીમે ઘરમાં પ્રવેશ કરીને, જ્યારે તેણે જોયું કે, બન્ને યુવતીઓ બારીમાંથી મ્હોઢાં બહાર કાઢીને

કાંઈક જોઇ રહી છે, ત્યારે તે એકદમ બોલી ઉઠયો કેઃ—" કેમ સુકોમળ સુંદરી ઇન્દુ ! તબિયત તો મજામાં છે ને ?"

એ સાંભળીને બંન્ને યુવતીઓએ એકદમ તેના તરફ નજર ફેરવી લીધી. તેમણે સાંભળ્યું કે આ સ્વર કોઈ પરિચિત મિત્રનો જ છે. અવાજ સાંભળીને તથા તે આવનાર પુરુષના મુખ તરફ જોઈને ઇન્દુમતિ ચમકી ઉઠી. તેણે અજાયબીની સાથે કહ્યું કે,—" સુન્દરજી ! સુન્દરજી ! તમે અહીં કયાંથી ? તમે શું અમારી આ વિષય વિપત્તિની વાર્તા સાંભળીને, અમો સંકટમાં આવી પડયાં છીએ એમ જાણીને, દસ્યુઓના દળનું દલન કરી અમારો બચાવ કરવા માટે અહીં આવ્યા છો ? અમારાપર ઉપકારની વૃષ્ટિ વરસાવવા પધાર્યા છો ?"

એવામાં તેના સોબતીઓએ તેની પાસે આવીને કહ્યું કે,—" જય દસ્યુ સરદાર મોનાહાતિનો જય !" નોકરો આવીને સરદારને માટે કેટલાંક સુંદર ફૂલ મૂકી ગયા, હુક્કામાં સુગંધિત તમાકુ ભરી ગયા તથા મદિરાનું એક છલકતું પાત્ર આપીને ત્યાંથી ચાલ્યા ગયા. યુવક રેશમી ગાદીપર બેસી કિનખાબના તકિયાને અઢેલી મોહમયી સુંદર શિરાજીનું પાન કરતો કરતો ઘણા જ ગંભીર સ્વરથી બોલવા લાગ્યો કે,—" ઇન્દુ ! હું તમારી આફતના સમાચાર સાંભળીને અહીં આવ્યો નથી. હું દસ્યુઓના દળનું દલન કરીને તમારો બચાવ કરવા પણ આવ્યો નથી. હું તો ફક્ત તારા જેવી કોમળાંગી કામિનીના પ્રણયરસનું પાન કરવાની અભિલાષાથી આવ્યો છું, આ અંબાલિકા જેવી અનુપમ રૂપ સંપન્ના સુંદરીના અધરામૃતનું પાન કરીને મારા સંતપ્ત હૃદયને શીતળ કરવાની આશાથી અત્યારે તમારી પાસે આવ્યો છું. આજથી તમો બન્ને મારી પ્રથમ વર્ગની પ્રિયતમાના સ્થા-

નને પ્રાપ્ત કરી શકશો. મારા હૃદય રાજ્યના સિંહાસનપર તમારા અધિકારને સ્થાપન કરી શકશો.

"પુષ્પો તમે દિલ-બાગનાં, હું માળી તેનો છું સદા;
તમ રૂપમાં રંભા અને મેના સમી ઝાંખી વસે છે સર્વદા;
આરામને આનંદનું તમ રૂપમાં આવી વસ્યું જે ધામ છે;
એ ધામમાં ફરવા સદા આ ધ્યાન બહુ ગુલતાન છે;
નિરખી તમારાં રૂપ આ ચકચૂર થઇ બેઠો હતો;
એ રૂપના ઉપભોગ કાજે શ્રમ બહુ વેઠયો હતો;
આજે થઇ છે કામના એ શ્રમતણી સિદ્ધા મહા;
આવી ગયો છે દાવ આજે સિદ્ધિનો મમ હાથમાં."

ઇન્દુ ! હું પોતે જ આખા દેશને કંપાવનાર, વીરજનોના હૃદયમાં ભયનો સંચાર કરનાર વીરવર મોનાહાતિ છું, તમારા પ્રણપુષ્પનો આકાંક્ષી મધુકર છું."

તે સાંભળીને ઇન્દુમતિએ કહ્યું,-"તમે લૂટારા છો, તમે તો મને અનેક સારી સારી કલ્યાણકારી વાતો સંભળાવીને મુગ્ધ કરી હતી. તમે તો અનેક શાસ્ત્રની, જ્ઞાનની કથાઓ કહીને મને શિક્ષણ આપતા હતા, શું તમે લૂટારાના સરદાર મોનાહાતિ છો ! મારે ઘેર એક કુલીન પુરુષની પેઠે વસતા હતા, તેજ સુંદરજી તમો અત્યારે મોનાહાતિના સ્વરૂપમાં મારી સ્હામા ઉભા છો ? ઘણી જ અજાયબીની વાત છે ! જે વાતનો અમને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો તે વાત આજે આવું ભયંકર સ્વરૂપ ધારણ ચુકી છે."

દસ્યુ સરદાર મોનાહાતિએ મૃદુ હાસ્ય કરીને કહ્યું કેઃ-"લુટફાટનો ધંધો હાથમાં લીધા પછી એ બધું કરવું પડે છે. હું હમેશાં તરેહ તરેહવારના વેશો ધારણ કરીને ભૂષણાનગરીમાં તથા મોટા

શહેરોમાં ફરી આવું છું. જ્યાં સુધી હું પત્તો ન મેળવી શકું ત્યાં સુધી મારાથી લોકોનો સર્વનાશ શી રીતે કરી શકાય ? દેશ દેશની ભાષાઓ, અનેક શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કર્યા સિવાય, લોકોના મનમાં વિશ્વાસ શી રીતે સ્થાપિત કરાવી શકાય ? ઈન્દુમતિ ! ખરી લૂંટફાટનો ધંધો કરવામાં બધી બાબતનું જ્ઞાન મેળવવાની જરૂર પડે છે. મેં એ સર્વ વિષયોનો સારો અભ્યાસ કર્યો છે. જો હું સંન્યાસિનો વેશ ધારણ કરૂં તો મને લોકો ખરો સંન્યાસી જ ધારી શકે તેમ છે અને જો હું કોઇ મોટા ભુપાળનો વેશ ધારણ કરૂં, તો તેથી પણ મારાપર કોઇને કાંઇ સંશય આવે તેમ નથી. હજી થોડા દિવસ પહેલાં જ ઔરંગજેબના ભાઇ સુજાનું સ્વરૂપ ધારણ કરી બંગાળાનો સૂબો બની સાક્ષાત્ ઔરંગજેબને જ જબુરી થાપ ખવડાવીને હું મારા એક મહાન કાર્યની સિદ્ધિ કરી આવ્યો છું."

"તારા પિતાનો અને તેની સાથે બીજા કેટલાક મહાજનોનો સર્વનાશ કરીશ, એમ ધારીને જ હું મહાજનની પેઢીપર આવી હાજર થયો હતો તથા છેવટે મેં તારા ઘરનો આશ્રય લીધો હતો. પરંતુ તારા મધુર અને મોહક મુખડાંને જોઇને હું તારાપર આફરીન થઇ ગયો હતો અને ઘણા દિવસ સુધી તારી સાથે જ રહ્યો હતો. મેં તારી ઘણી ઘણી પ્રશંસા કરી છે, તારી ખુશામત કરવામાં તને ચહાવામાં કશી પણ મણા રહેવા દીધી નથી, તેમ છતાં પણ તેં મારાપર દયા દર્શાવવાની ઉદારતા દેખાડી નથી. જો કે, તારા હૃદયમાં મારા પ્રતિ સ્નેહનો કાંઇક સંચાર અવશ્ય થયો હતો, પરંતુ આ શયતાની અંબાલિકાની શિખવણીથી તું મને છેક જ ભૂલી ગઈ હતી ! મને નિરાશાની નદીમાં ફેંકીને તે મણિલાલની પ્રેમભાગિની થવાનો સંકલ્પ દૃઢ કરી લીધો હતો. આ સર્વ કારણોથી મને તારાપર તિર-

સ્કાર ઉત્પન્ન થયો હતો અને તરત જ હું તારા ઘરનો ત્યાગ કરીને અહીં ચાલ્યો આવ્યો હતો. મારી આશાનો મહાલય તૂટી પડવાથી, હું છેક નિરાશ થઇ ગયો હતો અને ત્યાર પછી—"

આમ કહીને મોનાહાતિ થોડીવાર સુધી બોલતો બંધ થઇને કાંઇક ઊંડા વિચારમાં પડી ગયો. થોડીવાર પછી તેણે પુનઃ કહ્યું કેઃ—"ત્યાર પછી જે કાંઇ બન્યું છે, તે તો તારા જાણવામાં આવી જ ગયું છે, માટે એ વિષયમાં હવે કાંઇ પણ વિશેષ કહેવાની અગત્ય જણાતી નથી."

ઇન્દુમતિએ કંપતા અવાજથી પૂછ્યું કેઃ—"પણ મારી બહેન અંબાલિકાએ મને તમારી સાથે લગ્ન ન કરવાની સલાહ આપી હતી, એ વાત તમારા જાણવામાં શી રીતે આવી વારૂ ?"

મોનાહાતિએ હસી કહ્યું કેઃ—"મારૂં ધ્યાન સર્વત્ર ફરતું ફરે છે. તેમ છતાં પણ તે દિવસ હું જરા પગલું ભરતાં ચૂકયો હતો, તેથી મારા આવવાનો આભાસ તમને મળી ગયો હતો અને બારીમાંથી ઊઠીને તમે મારી તપાસ પણ ચલાવી હતી. ઇન્દુ ! જો અમારા લૂટારાઓમાં એવી ચાલાકી ન હોય, તો પછી અમારાથી આ લૂટ-ફાટનો ધંધો પણ શી રીતે કરી શકાય ? અમારા કામની ગતિનો કાંઇ પાર જ નથી. ઇશ્વરકૃપાથી અત્યાર સુધી મારૂં શરીર આબાદ રહ્યું છે, તે ફક્ત મારી બાહોશીનું જ પરિણામ છે."

આ સાંભળીને ઇન્દુમતિ તથા અંબાલિકાના ભયનું પ્રમાણ ધીમે ધીમે ઘટવા લાગ્યું. કારણકે, લૂટારાની સાથે વાતચીત કરવાનો તેમને પ્રથમથી જ અભ્યાસ પડી ગયો હતો. વળી મરણને માટે જેમની પાસે કાળકૂટ હળાહળ રહ્યું, તેમના મનમાં ભય પણ શી રીતે સંચરી શકે ? તેઓ તો મરવા માટે જ અહીં આવી હતી. જીવનના સારરૂપ

પતિને મળવાની તેમને બન્નેને કશી આશા પણ રહી નહોતી. ઇન્દુમતિના અંતરનો આરાધ્ય દેવતા મણિલાલ શયતાનરૂપ લૂટારાના સપાટામાં સપડાયો હતો અને અંબાલિકાના અંતરના આરામ ઇન્દ્રનાથનો કશો પણ પત્તો જ નહોતો. આ સર્વ કારણોથી તેમણે મોતના માર્ગે પ્રયાણ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો હતો. જેમણે મોતના માર્ગને ગ્રહી લીધો હોય, તેમના મનમાં બિચારા ભયની અસર પણ શી રીતે થાય ! વિશ્વમાં સર્વથી વ્હાલી વસ્તુ જીવન ગણાય છે, એ જીવન જ જ્યારે બોજારૂપ થઇ પડે, ત્યારે મનુષ્યના મનને બિચારૂં મૃત્યુ શી રીતે ડગાવી શકે ?

મોનાહાતિએ હસીને ફરીવાર કહેવા માંડયું કે:—"કેમ ! વિશ્વને વિમોહિત કરનારી સુંદરીઓ શા વિચારમાં પડી ગઇ છો ? મારી વાત સાંભળીને શું તમોને અજાયબી થાય છે ?"

ઇન્દુમતિએ આંખમાં આંસુનાં ઝળઝળીયાં લાવીને કહ્યું કે:— "ભાઇ !—"

મોનાહાતિ વચ્ચમાં જ બોલી ઊઠયો કે:—"મેં જ તે સાંઝની મિજલસના દિવસે મોહનલાલના જૂતામાં પત્ર મૂકી દીધો હતો, મેં જ ચાલાકીથી મણિલાલને મારા આ ભેદી ભોંયરામાં મોકલી દીધો હતો તથા મારા સોબતીઓને તેની સાથે જેવું ચલાવવું જોઇએ તેવું કઠિન વર્તન ચલાવવાની કઠોર આજ્ઞા આપી દીધી હતી."

"તમારા અભિપ્રાયને તેઓ શી રીતે જાણી શકયા હતા વારૂ ?" ઇન્દુમતિએ પૂછયું.

"તમારે ઘેર રહેવા છતાં પણ મારા સોબતીઓ હમેશાં નાના પ્રકારના વેશ ધારીને મારી પાસે આવતા હતા અને બીજાં જે જે કામો કરવાનાં હોય, તેની સૂચના મારી પાસેથી લઈ જતા હતા.

એક દિવસ પણ એવો જતો નહોતો કે, તે લોકો મને આવીને ન મળે અને મારી પાસેથી એ ચાર જણાઓનો સર્વનાશ કરવાની આજ્ઞા ન લઇ જાય. ”

“ મણિલાલ ! હાય ! મણિલાલ ! શું તું અત્યારે આ જગત્‌માં નથી. તારી જીવનલતાને આ પાપાત્માએ કચડી નાંખી છે. તારા પ્રાણવાયુને આ જીવતા જાગતા પિશાચે નષ્ટ કરી છે ! અરેરે ! તું મારો ત્યાગ કરીને, મને એકલી મૂકીને આ દુનિયામાંથી ચાલ્યો ગયો છે ! ”

આવા આવા અનેક વિચારો કરતી ઇન્દુમતિ મનમાંને મનમાં જ બળાપો કરવા લાગી. તેનાથી મોનાહાતિને મણિલાલના સંબંધમાં કશું પણ પૂછી શકાયું નહિ, અરે, તેમ કરવાનું સાહસ પણ થઇ શક્યું નહિ. તે બિચારી બાવરી બાળા હૃદયમાં ને હૃદયમાં જ અત્યંત ખેદ કરવા લાગી અને પોતાના ભાગ્યપર ધિક્કારનો વરસાદ વરસાવવા લાગી.

થોડીવાર પછી ઇન્દુમતિ મોનાહાતિનો મનોભાવ જાણવાના ઉદ્દેશથી બોલી કેઃ—“ ત્યારે હવે તમોએ અમને અહીં શા માટે બોલાવ્યાં છે, એનો આશય જણાવવાની કૃપા કરશો! કે ? ”

“ મારા મનનો આશય તો હું તમને પહેલેથી જ જણાવી ચુક્યો છું, છતાં વારંવાર આવા પ્રશ્નો પૂછી મારા મનને ઉત્તેજિત શા માટે કરે છે ? ” મોનાહાતિએ કહ્યું.

ત્યાર પછી થોડી વાર સુધી સહુ ચૂપ રહ્યાં, છેવટે અંબાલિકાએ પૂછ્યું કેઃ—“ સરદાર મોનાહાતિ ! મણિલાલ જ્યારથી તમારી પાસે આવ્યો છે, ત્યાર પછી તેનો કશો પણ પત્તોજ નથી, તો તેની શી દશા થઈ છે, એ જણાવવાની કૃપા કરશો કે ? તે જીવતો છે કે

મરી ગયો છે ? તેનાપર શા કારણથી તમારો એટલો બધો રોષ થયો છે, એ સર્વ જો તમોને કાંઇ પણ અડચણ ન હોય તો અમોને જણાવો."

મોનાહાતિએ જવાબ આપ્યો કેઃ—" ના, હવે મને અહીં આવ્યા પછી કશી અડચણ છે જ નહિ; બધી અડચણ તમારા ઘરમાં વસતી વેળાયે જ ભોગવવી પડતી હતી. ત્યાં હું પરાધીનતાથી બેડીમાં સપડાયો હતો અને અહીં અત્યારે સ્વાધીનતાના ઉદ્યાનમાં યથેચ્છ વિહાર કરી રહ્યો છું, એટલે હવે મને મણિલાલના સંબંધમાં સર્વ વૃતાંત જણાવતાં કશો પણ ભય ઉત્પન્ન થાય તેમ નથી. તે જંગલી વાંદરો હજી સુધી જીવતો જ છે. મારી સાથે પ્રેમની હરિફાઇ કરવા જતાં તેને અત્યારે મારા આ ભયંકર ભોંયરામાંના અંધારા કૂવામાં પડ્યા પડ્યા સડવું પડે છે. મેં તેને રીબાવવામાં કશી પણ કચાશ રાખી નથી. મારી ઇચ્છા તેને તેનાથી પણ વધારે ભયંકર દુઃખ આપવાની છે, રીબાવી રીબાવીને મારવાની છે."

" તેના જીવનની છેવટે તમો શી દશા કરવા માગો છો ? " અંબાલિકાએ કહ્યું.

" તમો બન્ને જો તમારી ઇચ્છાનુસાર મારી અંકશાયિની થશો, તો હું તેના પ્રાણને નષ્ટ કરીશ નહિ. નહિ તો તમારી નજર આગળ જ તેનું મસ્તક છેદીને, તેના રક્તથી ઇન્દુમતિના પગને રંગીશ તથા મારા હૃદયમાં ઘણા સમય થયાં પ્રજ્વળેલા અગ્નિને હોલવીશ."

ઇન્દુમતિએ કહ્યું કેઃ—" સરદાર ! ઘણા દિવસ સુધી તમારી સાથે મિત્ર ભાવે-ભ્રાતૃભાવે ઘણી ઘણી વાતો કરી છે, એ સાહસથી જ હું તમોને પૂછું છું કે, તમો સાક્ષાત યમનું સ્વરૂપ ધારણ

કરીને અમોને આ પ્રમાણે શા માટે પીડી રહ્યા છો ? તમારો આવો સુંદર ચહેરો હોવા છતાં, તમારા કહેવા પ્રમાણે તમો ખાન્દાન કુટુંબના હોવા છતાં, આવા લૂંટફાટના નીચ ધંધાનો આરંભ શા માટે કર્યો છે ? હજારો નિરપરાધી નરનારીઓની કત્લ કરી તેમના લોહીથી તમારા હાથને શા કારણથી રંગી રહ્યા છો ? હજારો સતી સાધ્વીઓના સતીત્વનો સંહાર કરી વિનાકારણ પાપનાં પોટલાં શિરપર શા માટે બાંધી રહ્યા છો ? પ્રભુએ તમને દિવ્ય રૂપ આપ્યું છે, અપાર બળ આપ્યું છે, તેનો આવો દુરુપયોગ શા કારણથી કરી રહ્યા છો ?"

મોનાહાતિએ હસીને કહ્યુ કેઃ—"એ બધી વાર્ત્તા પાછળથી થઇ રહેશે. પ્રથમ મારી વાસનાને તૃપ્ત કરો. હું ઘણા દિવસ થયાં તમો બન્ને લાવણ્યના ભંડારરૂપ યુવતીઓના રૂપવહ્નિમાં દગ્ધ થતો આવું છું. તે વાસનાને તૃપ્ત કરવા દો. તારી બ્હેને યથાર્થ અનુમાન કર્યું હતું. હું પ્રેમની ભાવનાને હ્રદયમાં સ્થાન આપતો જ નથી, સૌન્દર્યનો ઉપભોગ કરવો એજ જીવનનું ધ્યેય છે. હું અનંત વિકસેલી કલિઓના પરાગને ચૂસનાર હું ભોગી ભ્રમર છું.

"ભોગી ભ્રમર હું પદ્મિનીનો રસપાનનું બસ ધ્યાન છે,
ચૂમું મધુરાં પુષ્પ હું, તમ દેહમાં એ પુષ્પનું તો સ્થાન છે;
મૃદુતા મીઠી મંજુલતા રસતણો આગાર છે;
હૈયું થયું બસ આજથી તમ દેહમાં લાચાર છે.

ઇન્દુમતિ હું તારે ઘેર જ છળ બળ કે કળથી તારો સર્વ નાશ કરવાને શક્તિમાન હતો, પરંતુ મારાથી તેમ કરવાનું સાહસ થઈ શકયું નહોતું, એથી જ તમો બન્ને બહેનોને અહીં બોલાવવામાં આવી છે."

ઇન્દુમતિએ હાથ જોડીને કહ્યું કેઃ—"ભાઇ ! હું તમારે પગે પડીને કહું છું કે, તમે અમારા પર એવો બળાત્કાર કરશો નહિ.

તમારી આ દીનભગિનીઓને ભાર્યા બનાવશો નહિ. અમને તમારૂં સાચું હિત ચાહનારી ભગિનીઓ જ માની લેજો."

"ઇન્દુ ! હૃદયના આધારરૂપ ઇન્દુ ! મારાથી એમ બની શકશે નહિ. મારા મનમાં વ્યાપેલી તારા સૌન્દર્યરસનું પાન કરવાની પ્રબળ પિપાસા સહજમાંજ પરિતૃપ્ત થશે નહિ." આમ કહીને સરદાર મોનાહાતિ શબ્દાલંકાર સહિત કહેવા લાગ્યો કેઃ—"હે પૃથ્વીની અપ્સરા ! આ તારા પ્રણયરસનું પાન કરવાની અભિલાષાથી ઉન્મત્ત થયેલા પ્રેમિકપર દયાકર ! ઇન્દુ ! વ્હાલી ઇન્દુ ! તારા સૌન્દર્યથી રતિદેવીને પણ શર્માવનારી લાવણ્યમયી ઇન્દુ ! પ્રથમીજ વાંકી વળેલી તારી ભ્રકુટીઓને હવે અધિક વક્ર ન કર. અષ્ઠમીના ચન્દ્રમા સમાન તારા મનોહર લલાટપર શોભેલી બિન્દીનો અધિક વિસ્તાર કર. નીલકમળના સૌન્દર્યનું હરણ કરનારી રમણીય નયના, તું તારા પ્રેમપિપાસુને પ્રણયનું પાન કરાવી તૃપ્ત કર. તારી કાયા કમળના ગર્ભ સમાન કોમળ હોવા છતાં પણ તું આજે તારા હૃદયને આવું વજ્ર જેવું કઠોર કેમ કરી રહી છે ? નિરંતર અમૃતને વરસાવનારા તારા મધુર હોઠ કાલકૂટના જેવી વાણી કેમ વરસાવી રહ્યા છે? હું તને મારૂં સર્વસ્વ અર્પણ કરૂં છું. ઇન્દુ ! ઇન્દુ જેવું પવિત્ર નામ ધારણ કરવા છતાં ભાસ્કરના જેવી પ્રચંડ ઉષ્ણતા કેમ વરસાવી રહી છે ! તારી શીતળતા ક્યાં ચાલી ગઇ ! આખા દેશને કંપાવનારો અને દુનિયાને ડોલાવનારો મોનાહાતિ આજે હાથ જોડીને તારી પાસે વિનય પ્રકટ કરી રહ્યો છે, તેમ છતાં પણ તું દયા કેમ દર્શાવતી નથી ? પ્રિયા ! ઇન્દ્રની અપ્સરાઓ જેનાં અનુપમ સૌન્દર્યની આકાંક્ષા ધરાવે છે, એ સૌન્દર્યને ધારણ કરનારા આ તરુણનો તું આવો અનાદર કેમ કરી રહી છે.

"તું ગુલ બસ અંગારનું, હું ફૂદડી તેની બન્યો !
ચોટચો, બળ્યો, દાઝી ગયો ! હું હોય તારો બ્હાવરો !
અક્કલ કહે છે છોડવા, હૈયુ કહે તે ના બને,
અક્કલ ગુમાવી ! દિલ બાળ્યું ! ઇશ્કનો હું બ્હાવરો !
દુનિયાં કહે ફૈં એ ભલે ! અક્કલ કહે અંગાર છો !
મ્હારી નિગાહે પુષ્પ તું હું પુષ્પ માનું બ્હાવરો.

"સરદાર ! હૃદયને આટલું બધું બ્હાવરૂં ન બનાવો, તમારા વિકારની ભાવનાને ટાળી દઈને પરમાત્માના પ્રેમમય સ્થાનમાં તમારી વૃત્તિને તન્મય બનાવો." ઇન્દુમતિએ કહ્યું:—"કારણ કે

"પ્રભુનું નામ પ્યારૂં છે, તમે લ્યો તો તમારૂં છે;
અને ત્યાં આપણું એ છે, પ્રભુનું નામ જે લે છે;
પ્રભુનું નામ બોલાશે, પછી ત્યાં આપણું થાશે;
અમારૂં ને તમારૂં એ જુદા શબ્દો તૂટી જાશે;
પ્રભુમાં ચિત્ત જો જાશે, સુખેથી ઐકય તો થાશે;
ગુણો એના બધા ગાશે, જીવન તેનું સફળ થાશે;
પ્રભુનાં ગીતડાં ગાશે, ભવાબ્ધિ તે તરી જાશે;
તમારા ને અમારામાં તણાતાં તે બચી જાશે;
પ્રભુના ગુણ જે ગાશે, પ્રભુમાં તે ભળી જાશે;
અહા ! એ દિવ્ય જ્યોતિમાં લઘુ જ્યોતિ શમી જાશે."

આ સાંભળીને સરદાર મોનાહાતિએ અજાયબીથી ઇન્દુમતિને કહ્યું કે:—"ના, મારાથી તેમ થઈ શકશે નહિ. તારા દિદારે મારા દિલને દર્દી કરી દીધું છે. તું આજે આવી નિષ્ઠુર કેમ બની ગઈ છે ? તારા પ્રથમના પ્રેમમાં આટલું બધું પરિવર્તન કેમ થઇ ગયું છે !

"તું ગુલપર હું તો હતો હજારવાર આફરીન;
તું ચાહતી હતી હું ચાહતો, ત્યાં શું ખેલ નવોજ આ ?
તું પિછાનતી હતી આ ખૂનનું ટીપું ટીપું,
ત્યાં ટીપે ને ટીપે તેં ઝેર કાં ભર્યું ભલા ?
એ ખૂન છે, પાણી બન્યું, ઢોળાઇને ચાલ્યું જતું ?
એ ક્યાંય ના ઠેરે, ઠરે, છે ઠારનારૂં કોલ ત્યાં ?"

"માટે ઈન્દુ ! એ વાતને ભૂલી જા અને મારા પ્રેમની અનુરાગિની બની જા. મેં તારી સાથે લગ્ન કરવાનો જે પ્રસ્તાવ કર્યો હતો, તે માત્ર એક પ્રકારની છળના જ હતી, કારણ કે, મારા લગ્ન શાસ્ત્રના વિધિ પ્રમાણે થઇ શકે તેમ નહોતાં. હું કયી જાતિનો છું, તે હું પોતે જ જાણતો નથી. હું નાનાં નાનાં નાવારસ બાળકોના આશ્રમમાં ઉછેરાઇને મોટો થયો છું, એથી મારા વંશની મને કશી પણ ખબર જ નથી; આથી જો કદાચ મારાં લગ્ન થયાં હોત તો પણ તે શાસ્ત્રથી વિરૂદ્ધ જ ગણાત. મારાથી તને મારી પ્રાણેશ્વરી બનાવી ગૃહસંસાર ભોગવી શકાત નહિ. આ સર્વ કારણોથી જ મેં તારે ઘેર રહીને તારી સાથે લગ્ન કરવાનો વધારે આગ્રહ કર્યો નહોતો, પણ હવે તો હું તને મારી ઉપપત્ની બનાવવાની ઇચ્છા ધરાવું છું, અને તારી આ અંબાલિકાનો એક દિવસ ઉપભોગ કરીને મારા વફાદાર સરદાર જાલિમસિંહને સુપ્રત કરવા માગું છું; તે સરદાર તેને ઘણીજ સંભાળથી પોતાની પાસે રાખશે તથા તેના મનને પ્રસન્ન રાખવાની બનતી કોશિશ કરશે. પણ મારી ઇચ્છા તેની પાસે કોઇ કોઈ વેળાયે તારૂં દાસીપણું કરાવવાની છે. કારણ કે, મારાપર પ્રથમ તારો જે અપૂર્વ અનુરાગ હતો; તેનું પરિવર્ત્તન કરનારી આ પાપીયસી કુલટા જ છે. હું સારી રીતે જાણું છું કે, મારા મનની મુરાદને પાર પાડવામાં

જબરદસ્ત અંતરાયરૂપ થનારી આ પિશાચિની જ છે, માટે હવે હું એને એની કુડી કરણીનું ફળ ચખાડી૦ ભયંકર દુઃખ આપવા માગું છું."

આ સાંભળીને ઇન્દુમતિએ ભયંકર સ્વરૂપ ધારણ કરી ગર્જના કરી કહ્યું,—"ચૂપ કર, સરદાર તારી તુચ્છ વાણીને આટલેથી બોલતી બંધ કર. એક પવિત્ર કન્યાના સંબંધમાં આવા નીચતમ શબ્દોના ઉચ્ચાર કરતાં તને જરા શરમ પણ નથી આવતી ? સતી નારીના શીલનો સંહાર કરી તું તારી પાપમયી પિશાચી વાસનાને કદાપિ તૃપ્ત કરી શકશે નહિ. જો અનીતિની સીમાને આટલે સુધી વધારીશ તો કોઇ સતીના શાપથી બળીને ભસ્મ થઇ જઇશ. અબળાના અનુતપ્ત ઉચ્છ્વાસથી રવ રવ નરકમાં પડીશ."

"ઉતરશે કોપની જવાળા, મહા ઉત્પાત ત્યાં થાશે;
તનુ તારૂં તપીને આગ ઊનીમાં તરફડી જાશે;
થશે ભૂકંપ ભારી ને બધું આ નષ્ટ થઇ જાશે;
કરે છે ગર્વ હમણાં જે સદા તે ચૂર થઇ જાશે;
મહા મદમસ્ત આ કાયા બળીને ધૂળ થઇ જાશે:
સતીના શાપથી તારૂં સહુ આ ખાક થઇ જાશે."

આ સાંભળીને મોનાહાતિ એકદમ કંપાયમાન થઇ સિંહસમી ગર્જના કરી બોલી ઉઠયો:—"અરે ઓ નીચ નારી ! આટલી બધી વિનતિ કરવા છતાં પણ તને લેશમાત્ર પણ દયા ન આવી ? ખરેખર સ્ત્રીઓની બુદ્ધિ અલ્પ હોય છે, સ્ત્રી જાતિ સર્વથા નિષ્ઠુર હોય છે. તેમનામાં સારા સારનો વિચાર પણ હોતો નથી. ઇન્દુ ! તું મહા અધમ છે, પાતકી છે ! ધુતારી છે !"

ઇન્દુમતિએ સાક્ષાત્ ચંડિકા સ્વરૂપ ધારણુ કરીને કહ્યું કે,— "ચૂપ કર ચંડાળ ! પાપનો પ્રચારક તું હોવા છતાં પાપિણી મને ઠરાવે છે ! હળાહળને હૃદયમાં ધરવા છતાં મને ઝેરીલી બનાવે છે ? જો તારા જેવા સર્વ સંસારના શયતાનો આવી મળે તો પણ મને તેનો કશો પણ ભય નથી ? કોની તાકાત છે કે તમારામાંથી કોઇ-પણ લંપટ પુરુષ મારા વાળને પણ વાંકો કરી શકે ? નારીની શક્તિથી તું વિમૂઢાત્મા સર્વથા અજ્ઞાત હોવાથી જ આવા ગર્વમાં આવી પાપના સાગરમાં ડુબવાના નિશ્ચયપર આવી ગયો છે. મને આજે તારા મરણનાં પગલાં સ્પષ્ટ સંભળાય છે. હવે તારા અત્યાચારનો અવધિ થયો છે, તારા પાપનો ઘડો ભરાઈ ગયો છે.

"હજારો હાથથી માર્યા અને બહુ ખૂન પીધાં છે;
બિચારી આર્યબાળાનાં શીલો તેં નષ્ટ કીધાં છે;
રીબાવી બાળ-બાળાને મરણને શર્ણ કીધાં છે;
લૂટાવી માલ ને મિલ્કત જનોને દુઃખ દીધાં છે;
થયાં છે પાપ પૂરા તે, હવે અવધિ જ આવ્યો છે;
સ્મરી લે તાત તારો ને હવે બસ કાળ આવ્યો છે."

"અરે નિર્માલ્ય નારી તું બધો બકવાદ છોડી દે;
જીવનની આશ ધારીને જીગરથી દ્રોહ છોડી દે;
કરીશ જો દ્રોહ મારો તો અહીં રીબાઇને મરશે;
વપુ આ વજ્રના ઘાથી ફના થઇ મોતમાં ઠરશે;
નથી હું મોતથી ડરતો, લીધેલાં વેણથી ફરતો;
જહાંના લોકના નામે કદાપિ હું નથી ડરતો;

માટે હઠવાદી નારી ! તારા હઠને ત્યાગી દે, મારા સ્નેહને સ્વીકારી લે. જો તું નહિ માને તો મારે બળાત્કારે મનાવવી પડશે, મારી

શય્યાશાયિની કરવી પડશે. તારા અલ્પ સહવાસના પરિણામે મને તારાપર થોડી ઘણી દયા આવે છે, નહિ તો અત્યાર સુધીમાં તો તારો આત્મા આ અવનીનો ત્યાગ કરીને ક્યારનોય નરકનો નિવાસી થઇ ચૂક્યો હોત." સરદાર મોનાહાતિએ છેવટના નિશ્ચયપર આવીને ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચાર્યા.

થોડીવાર પછી દસ્યુ સરદાર મોનાહાતિએ એક તાળી વગાડી કે, તરતજ ત્રણ વિકટ આકારવાળા લૂટારાઓ તે ઓરડામાં આવી પહોંચ્યા. દસ્યુ સરદારનો ઇશારો થતાંની સાથેજ તેમણે તે બન્ને યુવતીઓના હાથ પકડી લીધા; ત્યાર પછી મોનાહાતિએ પોતે ઉઠીને તે યુવતીઓનાં કપડાંની ઝડતી લઇ, તેમાંથી એકેક વિષનું પાત્ર બહાર કાઢીને દુર ફેંકી દીધું. ત્યાર પછી તે વળી પાછો બોલી ઉઠયો કેઃ— "મારી પાસે ચાલાકી! જો મારામાં આવી સાવચેતી ન હોત, તો મારા નામથી અત્યારે આખો દેશ કંપી રહ્યો છે, તે કદાપિ કંપત નહિ. શું તમો મને છેક મૂર્ખ અથવા બેવકૂફ ધારો છો! નાદાન નારીઓ તમારા જેવી સેંકડો નારીઓને મેં આજ સુધીમાં ધૂળ ચાટતી કરી દીધી છે. તમારામાં શી તાકાત છે કે, તમો મને છેતરીને આબાદ છટકી શકો? કુલટાઓ! તમારી આવી નાદાની જોઇને મને તમારાપર સખ્ત નફરત આવે છે. તમારો સર્વનાશ કરવાને મારૂં દિલ મને ઉશ્કેરે છે."

લૂટારાઓએ અંબાલિકા તથા ઇન્દુમતિના હાથ છોડી દીધા. બન્ને યુવતીઓ તરતજ બેભાન થઇને પૃથ્વીપર ગબડી પડી. તેમની આશાની લતા સુકાઈ ગઇ, શ્રદ્ધાનું સ્થાન વિલુપ્ત થયું. હવે એક માત્ર ભગવાન અને પેલી ઝેરીલી સુરા સિવાય તેમને તેમનો ધર્મ બચાવવાની અથવા જીવન રક્ષવાની બીજી એક પણ આશા ન રહી.

થોડીવાર સર્વજનો શાન્ત રહ્યા, પછીથી એક લૂટારાએ એ શાંતિનો ભંગ કરીને પોતાના સરદારને પૂછ્યું કે:—"સમશીરખાં પૂછાવે છે કે, આ યુવતીઓની સાથે જે મદિરા આવી છે, તેના સંબંધમાં શું કરવાનું છે! ઘણાખરા લૂટારા ભાઇઓ એનું પાન કરવા માટે વ્યાકુળ બની ગયા છે. જો સરદાર બહાદુરની આજ્ઞા હોય તો એનો ઉપયોગ કરી નાખીએ."

મોનાહાતિએ જવાબ આપ્યો કે:—"ના, આજે એ મદિરાને ઉપયોગમાં લાવી શકાશે નહિ. કોણ જાણે એમાં કદાચ આ શયતાનીઓ કાંઇક ઝેર મેળવીને લાવી હોય, તો તેમાં પણ કાંઈ શંકા જેવું નથી. આવતી કાલે આપણે તેની બરાબર તપાસ કરી જોઇશું. હાલ તરત તો તેને આપણા 'મદિરા મંદિર' માં મૂકાવી દો. યુવતીઓ તરફથી આવેલાં ફળ મૂળ અથવા બીજા કોઇપણ પદાર્થનો કોઈ સ્પર્શ ન કરે, તેની ખાસ સંભાળ રાખજો. આપણા ભંડારમાં જે કાંઇ મદ્ય હોય, તે પીરસાવીને સર્વજનોને તૃપ્ત કરો. અત્યારે આ યુવતીઓ તરફથી આવેલી ચીજોનો સ્પર્શ કરવાથી સર્વના જીવો જોખમમાં આવી પડે એવો સંભવ છે. જાઓ, એ મદિરામાંથી એક બૉટલ મને લાવી આપો. હું તેની બરાબર પરીક્ષા કરવા માગું છું."

હરિ! હરિ! યુવતીઓની સર્વ કપટબાજી, સર્વ બુદ્ધિ—ચાતુર્ય એ લુટારાઓની પાસે પરાભૂત થઈ ગયું. હાય! તેમના અદૃષ્ટમાં શું લખાયું હશે! આવા વિષમ સ્થાનમાંથી તેમની રક્ષા કોણ કરશે? આ પાખંડી શયતાનોના હાથમાંથી તેમને કોણ બચાવશે?

અહા!! મનુષ્યજીવન પણ કેવું ભૂલભૂલામણીથી ભરેલું છે! મનુષ્ય ધારે છે શું ને પરમાત્મા બનાવે છે શું? જગતમાં કોની ઇચ્છા પૂર્ણ થઇ છે અને કોની ઇચ્છા પૂર્ણ થવાની છે, એ સંબંધમાં કોઇ-

નાથી કાંઈ નિશ્ચિત કહી શકાય તેમ છે ખરૂં કે ? ના-કદાપિ નહિ. હાય ! એ બિચારી અસહાયા અબળાઓ ઇચ્છાનુસાર એ ભીષણ સ્થાનમાં શામાટે આવી ? હાથે કરીને. શયતાનોના સપાટામાં શા માટે સપડાણી ! તેમના સ્વર્ગના આધાર રૂપ સતીત્વની હવે શી રીતે રક્ષા થઇ શકશે ? બલિદાન માટે સળગતા અગ્નિના કુંડ પાસે જેવી રીતે બકરનાં બચ્ચાં કંપવા માંડે છે, તેવી જ રીતે એ યુવતીઓ પણ થરથર કંપવા લાગી. તેમનાં મસ્તક ચકરી ખાવા લાગ્યાં અને આખી આલમ તેમને ધ્રૂજતી જણાવા માંડી.

અનુચરે આવીને સિરાજ દેશમાં બનેલી એક ઉત્તમ મદિરાની બોટલ એક મેજપર મૂકી દીધી. મોનાહાતિએ અનુચરને ઉદ્દેશીને પૂછ્યું કે:-"કેમ, આ મદિરા તો મારા પીવા માટે લાવ્યો છે ને ?" મદિરા લાવનાર અનુચરે જવાબ આપ્યો:-"જી, હા, નામદાર ! આપની પીવાની મદિરા જ લાવ્યો છું. આ યુવતીઓએ આણેલી મદિરાની બૉટલ લેવા માટે વિહારી ગયો છે, તે હમણાં જ આવતો હશે." આમ કહીને તેણે એક ગ્લાસમાં તે ઉત્તમ મદિરા કાઢી આપી. મોનાહાતિ ગ્લાસને હાથમાં લઇને મોહમયી, મહિમામયી મદિરાનું પાન કરવા લાગ્યો. જ્યારે સુરાદેવીના નશાએ મગજપર પોતાનો સમ્પૂર્ણ અધિકાર જમાવી દીધો ત્યારે, તે પાપિષ્ટ દસ્યુ હાથ પ્રસારીને ઈન્દુમતિને પકડવા ગયો. ઇન્દુમતિએ સહજ દૂર સરી જઇને કહ્યું કે, "દૂર રહે, નરકુળ કલંક હીચકારા ! એક સતી સાધ્વી સ્ત્રીનો સ્પર્શ કરવાનું સાહસ ન કર, તારા અત્યાચારને આમ ખુલ્લી રીતે જાહિર ન કર. હજી પણ દુનિયામાંથી ધર્મ નાબુદ થયો નથી, સતીઓનું તેજ નષ્ટ થયું નથી. આ વિશાળ વ્યોમ મંડળ કેવળ ધર્મ અને નીતિના સ્તંભોથી જ ટકી રહ્યું છે, આ વિશાળ વસુધા કેવળ સતી

નારીના સતીત્વના આધારે જ સ્થિર રહી છે, આ વિશાળ વારિધિ કેવળ નીતિના ભયથી જ મર્યાદામાં રહ્યો છે, પૃથ્વી ને પંચત્વ પમાડનાર મહા પ્રબળ પ્રભંજન, ઉગ્ર અગ્નિ, અને ભયંકર વૃષ્ટિ કેવળ ધર્માત્માઓના ધર્મના ભયથી જ સ્થિર રહ્યાં છે. તું એમ નથી જાણતો કે સમસ્ત સ્ત્રી સમાજ વિષયના અગ્નિમાં આહુતિ આપી-પોતાના આ જન્મ તથા પરજન્મને રસાતાળમાં મૂકનારો છે. હજી પણ સીતા, તારા, દમયંતી, કર્મદેવીની દુહિતાઓ જીવતી જાગતી છે. હજી પણ સ્ત્રીઓના હૃદયમાં ધર્મ દૃઢતાથી રહેલો છે."

"નાદાન અને પામર મનુષ્ય સંસારના સામાન્ય અને કલંક સુખોને માટે તું તારા ધર્મપર ભીષણ આઘાત કરી રહ્યો છે, સાક્ષાત્ પાપની પ્રતિમા બની ગયો છે. પણ ચિંતા નહિ. મેં મારી જીંદગીની આશાને ત્યાગી છે, ઉરમાં પરમાત્માની પ્રેમજ્યોતિ પ્રગટાવી છે. હવે મારી સર્વ આશાઓનો અંત આવ્યો છે, વિશ્વાધારના રાજ્યમાં જવાનો શુભ પ્રસંગ આવ્યો છે. મેં મારા જીવનનું ધ્યેય હવે આ પ્રમાણે ધારી લીધું છે.—

"મિથ્યા બધો સંસાર આ પ્રપંચનો દરબાર છે;
મિથ્યા બધી ઘટમાળને, મનુ પરમ મૂરખરાજ છે;
મ્હારૂં હવે આ મન નકી સંસારમાં રુચતું નથી,
વિલાસ જે વૈભવ ભર્યા આનંદ તે ગમતા નથી;
હું તો હવે સખ્ત છું, બન્યું દિલ મ્હારૂં સખ્ત છે;
મ્હારે હવે એ વિષય કેરા કીચમાં રમવું નથી."

મોનાહાતિ સુરાના પાનથી એટલો બધો ઉન્મત્ત બની ગયો હતો કે, તેના હૃદયપર ઇન્દુમતિના વજ્ર જેવા કઠિન શબ્દોની કશી પણ અસર થઇ નહિ. તેણે તરત જ અનુચરને ઉદ્દેશીને કહ્યું.—

"નોકર, લાવ, લાવ મોહમયી મદિરાનું એક બીજું પાત્ર લાવ, આજે મદિરાનું પાન કરતાં તૃપ્તિ જ નથી થતી. આ રમણીના અધરનું પાન કરવાની અભિલાષામાં ને અભિલાષામાં મન મદિરામાં આસક્ત થતું જાય છે. વાહ-વાહ! મદિરા તારો પણ અજબ પ્રભાવ છે:—

સુધા છે એક સ્વર્ગે ચંદ્રમાં બીજી સુધા દીઠી;
રહી રમણી અધરમાં છે, વળી ત્રીજી સુધા મીઠી
સુરા સંસારમાં ચોથી સુધા એ સત્ય છે પીઠી;
કરે છે શાન્ત જે પળમાં ધધકતી શોક અંગીઠી;
સુરાની લાલિમા તે લાલિમા લલના અધરની છે;
સુરા તેથી સદા પ્રાણેશ્વરી રસભોગી નરની છે."

આમ કહીને મોનાહાતિ ફરીવાર મદિરાના બીજા એક પાત્રનું પાન કરી ગયો અને મનમાં જ કહેવા લાગ્યો,—"ત્યારે શું આ ઇન્દુને હું છોડી દઉં? આ પુષ્પના રસને ચૂસ્યા સિવાય જ ફેંકી દઉં? ના, ના, એના ધર્મના ધતીંગ ભરેલાં વ્યાખ્યાનોથી વિનાકારણ હું શા માટે ડરી જાઉં? આ ઇન્દુના અપ્સરા સમાન રૂપમાં મારૂં મન એટલું બધું મોહિત બની ગયું છે કે, મારાથી તેને કોઇ પણ રીતે છોડી શકાય તેમ નથી.

"આ સુંદરીના રૂપમાં મારૂં હૃદય તલ્લીન છે;
આને મનોમંદિર વિષે સ્થાપી થયું બળહીન છે;
નવયૌવના છે, મોહશર સંધાન એનાં પીન છે;
એના સમક્ષ વિલાસી પુરુષો આત્મસંયમ હીન છે:
આ ઉર્વશી ને મેનકા મન હરણ મારૂં છે કરે;
ને મારના અધિકારથી આઘાત ઉંડા છે કરે;

જવાળા હવે તો કામની જાગી ઊડી છે અંતરે;
સમજાવતાં સમજે નહિ આ જીગર મારૂં તો ખરે."

આ પ્રમાણે અનેક વિચાર કરી મોનાહાતિએ ફરીવાર કહ્યું, "ત્યારે શું ઇન્દુમતિ તને તારી જીન્દગીનો જરા પણ ભય નથી? તું ખરેખર મારૂં કથન માનવાની નથી?"

ઇન્દુમતિએ કહ્યું:-"હજારોવાર સ્પષ્ટ ઉત્તર આપવા છતાં, વારંવાર આવા પ્રશ્નો શા માટે પૂછ્યા કરે છે? સભ્યતાની સીમાનું આટલું બધું ઉલ્લંઘન કેમ કરે છે. સાંભળ, મારી છેવટની પ્રતિજ્ઞા સાંભળી લે, જ્યાં સુધી મારા દેહમાં જીવ હશે, રક્તનું એક પણ બિન્દુ વિદ્યમાન હશે, ત્યાં સુધી તું કદાપિ મારા સતીત્વને નષ્ટ કરી શકીશ નહિ."

મૃદુહાસ્ય કરીને મોનાહાતિએ કહ્યું:-"હજી સુધી આટલું બધું અભિમાન, આટલો બધો ગર્વ! હવે આમ ફૂદવાનું કશું પણ પરિણામ આવશે નહિ. તારી પ્રતિજ્ઞાનું કદાપિ પાલન થશે નહિ. હું ધારૂં છું કે, જ્યાં સુધી મણિલાલના હૃદયરક્તથી હું તારા પગને રંગીશ નહિ, ત્યાં સુધી તું મારી ગોદમાં બેસીને મારી ગોદને શોભાવીશ નહિ."

આમ કહીને મોનાહાતિએ હાથપર તાળી વગાડી. એ તાળીનો અવાજ સાંભળીને તરતજ તેની પાસે ત્રણ અનુચરો આવી પહોંચ્યા. મોનાહાતિએ તેમને જે કાંઇ કહ્યું, તેમાંનું કશું પણ તે બન્ને યુવતીઓના સમજવામાં આવી શક્યું નહિ. મોનાહાતિની તે ભાષા તદ્દન સ્વતંત્ર હતી. અનુચરો તે ભાષાનો મર્મ તરત જ જાણી ગયા અને ત્યાંથી એકદમ બહાર ચાલ્યા ગયા.

થોડીવાર પછી ગોળી ભરેલી ૭ નાળીવાળી એક નાની બન્દૂક અને એક બેધારી તલ્વાર લાવીને તે અનુચરોએ સરદારની બાજૂમાં

મૂકી દીધી તથા ત્યાર પછી થોડીવારમાં જ લોઢાની સાંકળોથી જકડાયલા મણિલાલને લઇને બીજા કેટલાક પ્રહરીઓ તે ઓરડામાં આવી પહોંચ્યા.

મણિલાલની આકૃતિમાં અત્યારે ભયંકર પરિવર્ત્તન થઇ ગયું હતું. તેની તરુણ અવસ્થાને બદલે તે જાણે ઘણા વર્ષોનો વૃદ્ધ હોય તેમ જણાઇ આવતું હતું. તેના શરીરનું માંસ તથા રક્ત તદ્દન સૂકાઇ ગયું હતું. આંખો ઊંડી ઉતરી ગઇ હતી. મુખનો ભાવ જોતાં જાણે તે સ્પષ્ટ હાડકાંવાળો જ હોયની! એમ દેખાઇ આવતું હતું.

ઇન્દુમતિ તથા અંબાલિકાને ત્યાં હાજર થયેલી જોઇને મણિલાલ એકદમ પોક મૂકીને રડી પડયો. તે બિચારો રડતો રડતો જ કહેવા લાગ્યો કે:—"તમે તમારા ભદ્ર મિત્ર સુંદરજીને ઓળખી શક્યાં છો કે? જે મનુષ્યના અવતારમાં રહેલો જીવતો જાગતો શયતાન છે, તેનો પરિચય મેળવી શક્યાં છો કે? હાય! સરલા બાળાઓ! આ પાખંડી પિશાચ દસ્યુએ આપણને સર્વને ભયંકર ભૂલભૂલામણીમાં નાંખી દીધાં છે. દગાબાજી કરી મને ફસાવીને અહીં લાવ્યા પછી આ લોકોએ મારાપર જે જે જુલ્મો ગુજાર્યા છે, તેનું તો મારાથી કોઇ પણ રીતે વર્ણન જ થઇ શકે તેમ નથી. હાય! જે જુલ્મ કરતાં સાક્ષાત્ શયતાનો પણ ડગમગી જાય છે, તે જુલ્મ મારાપર ગુજારવામાં આ લૂટારાઓએ કશી પણ ન્યૂનતા રહેવા દીધી નથી. ત્રણ ત્રણ ચચ્ચાર દિવસ સુધી મારે અન્નના પોકારો કરતાં એક અંધારા ગભારાવાળા કૂવામાં પડયા રહેવું પડે છે."

આમ કહી મણિલાલ થોડીવાર સુધી કંઠ રૂંધાઇ જવાથી બોલતો બંધ થયો અને ત્યાર પછી ફરીવાર ગળગળો થઇને કહેવા લાગ્યો કે:—"જે કૂવામાં મને કેદ કરવામાં આવ્યો છે, ત્યાં હવા કે

અજવાળાનું નામ નિશાન પણ નથી. કેવળ ભયંકર દુર્ગન્ધજ સર્વત્ર વ્યાપેલો છે. મારી સાથે વાતચીત કરી મારા મનને આશ્વાસન આપે અથવા મારા દિલના ઉભરાને હું કોઈની પાસે ઠાલવી શકું એવું કોઇ પણ માણસ ત્યાં નથી. હું એકલો મારા હૃદયમાં હજારો ચિન્તાઓ કરતો પડયો રહું છું. મને નથી ભાવતું અનાજ કે નથી રુચતું સૂવાનું. મને લૂટારાઓ તરફથી જે અનાજ આપવામાં આવે છે, તે અસ્પર્શ્ય, ભ્રષ્ટ અને આઠ આઠ દિવસનું વાસી તથા સડેલું હોવાથી મારે ભૂખ્યા જ રહેવું પડે છે. જે પથારી શયન માટે મને મળી છે, તે પણ હજારો વીંછીઓની જ્વાળાને ઉત્પન્ન કરનારી છે! અરેરે! મારૂં કાળજું કંપી ઊઠે એવા બિહામણા દેખાવો મારે આ પિશાચભવનમાં આવીને જોવા પડે છે. સ્વપ્નમાં પણ મને જે સંકટની સંભાવના નહોતી, તે સંકટ આજકાલ મારે અત્યંત નિષ્ઠુરતાની સાથે ભોગવવાં પડે છે."

"તે ગમે તેમ હો, પણ અત્યારે તમો નિરપરાધિની બાળાઓને આ શયતાન સદનમાં આવેલી જોઇને મારૂં કાળજું કંપી ઉઠે છે. હું ધારૂં છું કે તમોને પણ મારી પેઠે જ કપટથી પાંજરામાં પૂરી દીધી હશે. વળી મને એવી પણ ચોક્કસ ખાત્રી છે કે, આજે તમારા બન્નેનું મોત નજીકમાં આવી લાગ્યું છે. આમ જૂઓ, આ રાક્ષસી લૂટારાના હાથમાં કાળના કરાળ દૂતરૂપ ભયંકર તલ્વાર લટકી રહી છે. એ તલ્વાર દ્વારાજ મારી, તથા તમારા બન્નેની જીવનલીલા સમાપ્ત થવાની છે."

"કેમ, મણિલાલ! હવે તારી પ્રિયાને મારી પ્રિયા થવાનું સમજાવી દે અને એ અંધારા કૂવામાંથી તારી મુક્તિ કરાવી લે. જો તારી પ્રિયા નહિ માને, તો તું નક્કી મરણને શરણ થઇ જાશે." સરદાર મોનાહાતિએ

કહ્યું:—" તારા જીવન મરણનો આધાર તારી પ્રિયતમની ઉદારતાપર જ રહેલો છે. જો તે મારી પ્રિયતમા થવાનો કરશે અંગિકાર તો તરતજ થઇ જશે તારા જીવનનો ઉદ્ધાર અને નહિં તો પછી વહેશે ખૂનની ધાર, આવી પડશે આફત પારાવાર ! "

" જીવન જાય તો ભલે જાય, તલ્વારની ધારા મારી ગર્દનને ભલે હલાલી જાય, પણ મારી પ્રિયતમા તારી નહિ થાય તે નહિ જ થાય. બસ, હવે હું તારી સાથે વાત પણ કરવા માગતો નથી. કારણકે,

ચડયું બ્રહ્માંડ ચકડોળે; જિગરમાં આગ વરસે છે
સિતમગર કાળજાં ફોલે; જિગરમાં આગ વરસે છે;
ભલે લૂટો, ભલે ફૂટો, રિહાઈને કરી નાણુદ;
કરો દર ઝુલ્મ રેલાવો, જિગરમાં આગ વરસે છે.
બનો ઝાલિમ ! બનો કાતિલ; ઝહર સિંચો રગેરગમાં;
ભલે મારો બધી આલમ; જિગરમાં આગ વરસે છે;
નથી કંઇ ફિક્ર મરવાની; નથી મરવું કહો કોને ?
ભલું મરવું સદા માટે, જિગરમાં આગ વરસે છે. "

ઇન્દુમતિ બેઠી હતી, તે ઉઠીને ઉભી થઈ. એ જોઇને અંબાલિકા પણ તેની પાસે આવી ઉભી રહી, એ સમયે એવોજ ભાસ થવા લાગ્યો કે જાણે મહાશક્તિ એ ભાગમાં વહેંચાઇ રહી છે.

આ જોઇને મોનાહાતિએ કહ્યું કે:—" કેમ ઇન્દુમતિ ! હજી પણ મારૂં કહેવું કબૂલ રાખે છે કે નહિ, વારૂ ? હજી પણ મારી ગોદમાં હસતી હસતી બેસીશ કે નહિ વારૂ ? જો હવે તું મારા કંઠમાં આલિંગન નહિ આપે તો મારે લાચારીથી મણિલાલના લોહીથી તારા બન્ને પગને રંગવા પડશે. તું વિના કારણ તારા દોષને લીધે બિચારા આ પામર પુરુષનો વધ શા માટે કરાવો રહી છે ? "

અંબાલિકાએ કહ્યું:—"સરદાર ! હું પણ તને એમજ કહી રહી છું કે, તું આવો રાક્ષસ બની આ બિચારા નિરપરાધી જીવની કત્લ કરવાને કેમ તૈયાર થયો છે ! એણે તારૂં શું બગાડયું છે ? શું તારા દિલમાં જરાપણ દયા નથી ? તારૂં જિગર પત્થરનું બનેલું છે ? હાય—તારી ક્રૂરતા યમના કરતાં પણ અધિક ભયંકર છે, એનો જો અમારા મનમાં પ્રથમથી જ ખ્યાલ આવ્યો હોત, તો અમો તને અમારા ઘરમાં ઉતરવા પણ ન દેત. ભલા ભાઇ ! આમ છેક નિષ્ઠુર ન થા. કસાઇનું કામ ન કર."

મોનાહાતિ અંબાલિકાના બોલવા તરફ કશું પણ લક્ષ ન આપતાં ઇન્દુમતિને ઉદ્દેશીને દઢતાથી બોલ્યો કેઃ—"અરે ઓ હઠીલી નાર, હવે તારી હઠને મૂકી દે અને મૃત્યુના મુખમાં પડતા બે જીવોને બચાવી લે. શું તારી ઇચ્છા પણ મણિલાલની પેઠે મરવાની જ છે, દુનિયામાંથી કૂચ કરી જવાની છે."

"હા—હા, દાનવ દસ્યુ ! મારી પણ એજ ઇચ્છા છે. મારા ધર્મ કરતાં મને મારૂં પતિવ્રત બહુજ પ્યારૂં છે. સતીનું સતીત્વ પૃથ્વીના વિનિમયમાં પણ પ્રદત્ત થઇ શકતું નથી. હું મારો જીવ આપીશ, પણ ધર્મ આપીશ નહિ. તું અત્યારે પાપના પયોધિમાં ડૂબી ગયો છે અને તેથી મને પણ ડુબાડવાનો પ્રયત્ન કરી રહ્યો છે. પણ ઇશ્વરના દરબારમાં તને તેનું ફળ અવશ્ય મળી રહેશે. મારો તો હવે એક જ નિશ્ચય છે. તમો પાપાત્માઓ કરવું હોય તે કરી લો."

"દગાબાજી કરી આજે બનો રાજી ભલે પાજી;
કયામત લાવશે કાજી; જિગરમાં આગ વરસે છે;
જગત્ ઇન્સાફનો તખ્તો કસોટી છેવટે કરશે;
અમો એ રાહપર બેઠાં જિગરમાં આગ વરસે છે;

જલાવી તનબદન સોલા વહેશે પાર દુનિયાને;
મિલાવી ખાક સારીથી, જિગરમાં આગ વરસે છે;
લગાવો ઝેરની ફૂંકો; જગાવો આગના સોલા;
પછી પોકાર જો આખરઃ જિગરમાં આગ વરસે છે.”

આ સાંભળીને નિર્દય મોનાહાતિએ ઇશારો કરી અનુચરોદ્વારા મણિલાલને છેક પોતાની નજીકમાં બોલાવી લીધો. તે બિચારો લોઢાની મજબૂત સાંકળોથી જકડાયલો હતો, તેથી તેનામાં એક ડગલું ભરવાની પણ શક્તિ રહી નહોતી. કદાચ બન્દૂકને અંબાલિકા અથવા ઇન્દુમતિ ઉપાડી લેશે એવા ભયથી ડાબા હાથમાં બન્દૂક લઇને, જમણા હાથમાં બેધારી તલ્વાર ધારણ કરીને, મણિલાલનો કાળસ્વરૂપ મોનાહાતિ ગાદીપરથી ઉઠીને ઊભો થયો અને મણિલાલને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ-“ દુર્ભાગી જીવ ! હવે તારો કાળ આવી પહોંચ્યો છે. આ નાદાન નારીની નિષ્ઠુરતાથી તારી જિન્દગીનો અંત આવ્યો છે. માટે તું તારે જેનું સ્મરણ કરવું હોય તેને સ્મરી લે. તારી છેવટની જિન્દગીને સુધારી લેઃ—

“ ધરી લે ધ્યાન ધાતનું સ્મરી લે નામ ત્રાતાનું;
જગત જંજાળ ત્યાગીને મૂકી દે નામ માયાનું;
જહાંથી હાથ ધોઇને હવે ગર્દન નમાવી દે;
ખલકના ખેલ છોડીને અહાલેકો જગાવી દે;
થઈ છે જિન્દગી પૂરી હવે બસ કાળ આવ્યો છે.
સદા ભૂખી ભવાનીનો હવે બસ થાળ આવ્યો છે.”

આમ કહીને મોનાહાતિએ પોતાના નિષ્ઠુર હાથમાં બેધારી તલ્વાર ધારી ઊંચી કરી, સળગતા દીવાના તેજથી તે તલ્વાર ઝળકી ઉઠી. હવે મણિલાલના મરણમાં એક ક્ષણનો પણ વિલંબ રહ્યો નહિ.

જેવી તે તલ્વાર મણિલાલની ગર્દનનું ખૂન પીવાને તૈયાર થઈ, એવામાં 'દડ દડ્' કરતો બન્દુકનો એક ભયંકર શબ્દ સંભળાયો અને તે સાથે મોનાહાતિનો એક સોબતી લૂટારો ચકરી ખાઇને મોનાહાતિના ડાબાહાથ પર ગબડી પડ્યો. ક્ષણમાત્રમાં ચાર બળવાન યુવકોએ આવી, મણિલાલને ખેંચી લીધો. એક જણે તે પહેલાં જેમણે મણિલાલને ખેંચી લીધો હતો, તેમાંના એક યુવકને મારી નાખ્યો. તલ્વારની તીખી ધારા વડે કાપી નાખ્યો.

એક લોઢાનું બખ્તર પહેરેલો યુવક હાથમાં બન્દૂક લઇ પાછળથી દાખલ થયો. મોનાહાતિ તેને તાકીને બંદૂક મારવા જતો હતો, પરંતુ તેનો તે પરિશ્રમ નિષ્ફળ નિવડયો, તેના શરીરને લોઢાના બખ્તરથી ઢંકાયલું જોઇને, તેના હાથમાંની બંદૂક સ્થિર થઈ ગઇ. આથી તેણે ગુસ્સામાં આવીને ઈન્દુમતિના શરીરપર બંદૂક છોડી, પરંતુ બંદૂક નો ઘાવ ઇન્દુમતિને ન વાગતાં અંબાલિકાને વાગ્યો અને તરતજ તે બિચારીનું કપાળ વીંધાઇ ગયું. તે તરફડીયાં ખાતી પથારીમાં ગબડી પડી. એ જોઇને બખ્તરવાળા યુવકે ગોળી છોડી અને તે ગોળી મોનાહાતિની છાતી ભેદીને સોંસરવી નીકળી ગઈ. મોનાહાતિ ચકરી ખાઇને મેજપર ઢળી પડ્યો, યુવકના સોબતીઓ લાચારીથી લૂટારાઓની સાથે લડવા લાગ્યા. તેઓ લડવૈયા પુરુષો હતા અને તેમની સંખ્યા પણ અધિક હતી. થોડીવારમાંજ તેમણે લૂટારાઓને પરાજિત કરી દીધા, સાઠ પાંસઠ લૂટારાઓમાંથી લગભગ ૩૦–૩૫ ની કત્લ કરી નાખી, અને બાકીના બીજા બધા લૂટારાઓને એક પછી એક લોઢાની મજબુત બેડી તથા હાથ કડીઓથી બંદીવાન બનાવી દીધા.

બખ્તરથી ઢંકાયલા યુવકે જોયું હતું કે, એક યુવતી પાષાણ

હૃદયી લૂટારાની ગોળીથી ઘવાઇને ફર્શ પર ગબડી પડી હતી એથી તેણે તેના શરીરમાં જીવનની જો કોઇ પણ આશા રહી હોય, તો તેની સુશ્રુષા કરવાનો ઇરાદો કરીને એકદમ ફર્શ પરથી તેના શરીરને પોતાની ગોદમાં લઇ લીધું, તેણે ઘવાયલી અબળાના મુખતરફ જોયું તો તેનું હૃદય સેંકડોવાર વિદીર્ણ થવા લાગ્યું. યુવતીના શરીરમાં ચૈતન્ય લાવવાની અભિલાષાથી તેણે તરતજ એક અનુચરને થોડુંક ઠંડુ પાણી લાવવાની આજ્ઞા કરી. અનુચર ક્ષણ માત્રમાં જ પાણી લઇને તેની પાસે આવી પહોંચ્યો. ઈન્દુમતિ સાલ્લાના છેડાથી પવન નાખવા લાગી અને રડતી રડતી કહેવા લાગી કેઃ—"અરેરે! બહેન! તેં આ શો ગજબ કર્યો! મને મરવામાં વિઘ્ન નાંખીને તું આ પ્રમાણે મોતના મુખમાં શા માટે જઈ પડી! અરેરે! શું તું અહીં મરવા માટેજ આવી હતી! જો તેમજ હતું, તો પછી મને એકલી મૂકીને શા માટે ચાલી ગઇ! હાય! પાપી લૂટારા! તેં આજે મારી જીવન સહચરીનો સદાને માટે લોપ કેમ કરી નાખ્યો! તારા દિલમાં દયા કેમ ન આવી! જે જાલિમ કામ કરતાં પ્રેત ભૂમિનાં પ્રેતો પણ થરથર કમ્પી ઉઠે છે. તે કાર્ય તેં કયા કઠોર દિલથી કર્યું! હાય! હવે મારૂં શું થશે? હું કોના સહવાસમાં રહી મારૂં જીવન વીતાડીશ!

" તું સુખ દુઃખ તણી સાથી હતી ને ઉપદેશ સારો આપતી;
સંતાપ મારા દિલનો મીઠું વદી સંહારતીઃ
શાસ્ત્રો તણી વાતો કથી તું શોક મારો કાપતી;
આનંદમાં તલ્લીન રહી આનંદ મુજને આપતી;
સીતા સમી તું સુંદરી શીલધર્મને સમજાવતી,
હાય! તું ત્યાગી મને ગઇ ક્યાં અતિશે તાપતી, "

આ સમયે યુવતી અંબાલિકાના મગજમાં કાંઈક જ્ઞાનનો સંચાર થયો. તે જેની ગોદમાં સૂતી હતી, તેના તરફ આંખો ઉઘાડીને તેણે જોયું. તો તેથી તેના હૃદયનો શ્વાસ બહુજ વેગપૂર્વક વહેવા લાગ્યો. તેના બન્ને હોઠો મૃદુ મૃદુ કંપવા લાગ્યા. તેણે કેવળ મનમાં જ "હાય–ઈંદ્રનાથ, હૃદયના આધાર ! તમે અત્યારે આ મરણની છેલ્લી ઘડીએ અહીં ક્યાંથી !" એ સિવાય એક શબ્દનો પણ તેણે ઉચ્ચાર કર્યો નહિ. ઇન્દુમતિએ જોયું કે, પ્રથમ અંબાલિકાના શરીરપર આનંદનો રોમાંચ થઈ આવ્યો અને ત્યાર પછી એક પ્રકારના અનિર્વચનીય આનંદનાં ચિન્હો, સુખના ઉછળતા તરંગો તેના શરીરપર દેખાઈ આવ્યાં. તેનું મુખ તેજસ્વી થઇ ઉઠ્યું. આંખો ઉજ્જવલ બની ગઇ. ત્યાર પછી વળી પાછી તેની મુખમુદ્રાપર પહેલાંના જેવી મલિનતા છવાઇ ગઇ. અંબાલિકાની વાણી તદ્દન બંધ થઇ ગઇ, શરીરનું સ્પંદન અટકી ગયું અને નયનો પણ મીંચાઈ ગયાં. થોડીવાર સુધી યોદ્ધા પુરુષના મુખ સ્હામું તાકી તાકીને જોવા પછી અંબાલિકાએ આ સંસારમાંથી સદાને માટે પોતાની આંખોને બંધ કરી લીધી. આ સમયે તેણે તે યોદ્ધાને ઈન્દુમતિ તરફ કેવળ એકવાર આંગળી કીધી કાંઇક ભલામણ કરીને પોતાના હાથને સદાને માટે નંમાવી દીધો. તેનું શરીર તરતજ ઠંડું પડી ગયું. ચક્ષુરૂપ તારાઓ સ્થિર થઇ ગયા. પ્રાણવાયુ વિલીન થયો. અંબાલિકાનું શરીર પ્રાણહીન–સારહીન થઇ આ ક્ષણભંગુર વસુંધરાના વક્ષપર પડ્યું રહ્યું. તે બિચારીની જીવનલીલા આજે એક પાપાત્માના પાપભવનમાંજ સમાપ્ત થઇ ચૂકી.

——०००<——

# પ્રકરણ ૭ મું



## પાપાત્માઓની પ્રેમલીલા



આહાહા, ઇશ્ક જુગારે ચડયો, તો દાવ શો ત્યારે !
પડયો પાસો હવે ઊંધો ! ફકીરી આ રહી મારે !
જુગારે છે જિગર કિન્તુ જુગારીનું ચડયું ચાળે !
રહ્યું ના કાંઈ એંધાણે ! હવે એ લ્હાવ કયાં ભાળે !

ભરીને ખ્વાબમાં પીધી મજાથી ઝેરની પ્યાલી;
મગર હા ! જાગતાં જાગી નસેનસ લ્હાય શી લાગી ?
અહો એ ખ્વાબના ગુલની ગઇ બોખ્વાબની સાથે;
મગર એ ખ્વાબના કાંટા કહીં છુપા રહી ભોંકે;

હસ્યો તો હું, રહી તેની કંઇ અન્ધારમાં યાદી:
પરંતુ આંસુની ધારે હજી ના આંખ સૂકાવી;
રહી મીઠાશ ના મારે હવે આ આંસુમાં એ છે !
હૃદયને ચીરવામાં એ રહ્યો ના વખ્ત મીઠો તે !

કલાપી.



અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રિ હતી, અંધારાના પડદાથી આખી પૃથ્વી ઢંકાઇ ગઇ હતી. વૃક્ષો, શાખાઓ અને તેનાં પત્રોએ પણ ભયંકરતા, શ્યામતા ધારણ કરી લીધી હતી. આજના જેવો અંધકાર આખા માસના ત્રીસ દિવસોમાં ભાગ્યે જ જણાઇ આવતો

હતો. રાત્રિના સાડાઅગિયાર વાગવાનો શુમાર થવા આવ્યો હતો. આકાશમાં એકાદ બે નક્ષત્રો સિવાય સર્વત્ર અંધકારની છાયા જ છવાયલી જોવામાં આવતી હતી. શીતળ પવન મંદ મંદ વહી રહ્યો હતો. આખું નગર ઘોર નિદ્રામગ્ન બની ગયું હતું. રાત્રિજ સર્વ કાળાં કામ કરનારી છે, એવું જે કહેવામાં આવે છે, તેમાં અસત્યનો અંશ માત્ર પણ નથી. કારણ કે, નિશાચરોને વિહાર કરવાનો સમય રાત્રિ જ ગણાય છે. ચોરોને ચોરી કરવાની ઉમદા તક મુખ્યત્વે રાત્રે જ મળે છે. અભિસારિકાઓને અભિસાર કરવાનો અવસર પણ રાત્રે જ મળે છે. કૃષ્ણ કારસ્થાનો પણ એ રાત્રે જ થાય છે.

આજની આવી અંધારી રાત્રે ભૂષણાનગરીની મધુમતિ નામની સરિતાના કિનારા પર આવેલા ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીના બંગલામાં સર્વત્ર અંધકારની છાયા સમાનતાથી છવાઇ ગઈ હતી. દાસદાસીઓ નિદ્રાધીન થઈ ગઇ હતી. હરગોવિંદ શાસ્ત્રી પણ આખા દિવસના પરિશ્રમથી ઘોર નિદ્રામાં ઘોરી રહ્યો હતો. પ્રહરીઓમાંના કેટલાક પ્રહરીઓ અફીણીયા હોવાથી અફીણના ઘેનમાં ઝોકાં ખાઈ રહ્યા હતા. કેટલાક પ્રહરીઓ ગાંજાની ચલમ ફુંકી મસ્ત બની આમ તેમ ડોલી રહ્યા હતા.

એ સમયે હરગોવિંદ શાસ્ત્રીના શયન ભુવનની સમીપમાં આવેલા એક દીવાનખાનામાં એક યુવતી યુવકના વેશમાં સુસજ્જિત થઇ પોતાના રૂપમાં જ પોતે મોહિત થઇ દીવાલપરની એક મોટા અરીસામાં જોતી મનમાં ને મનમાં જ આનંદિત થઇને વિચારી રહી હતી કેઃ—" અહા ! વિશ્વમાં પુરુષોને કેટલું બધું સુખ છે. પુરુષો એક સ્થળેથી બીજે સ્થળે નિર્ભયતાથી વિચરી શકે છે, યથેચ્છ વિહાર કરી શકે છે, અનેક યુવતીઓના યૌવન રસનું પાન કરવાને જઈ શકે છે.

અને સ્ત્રીઓને તેમાંનો એક પણ અધિકાર જ નથી. તેમને બિચારી-ઓને તો પાંજરામાં પૂરાયલી પંખિણીની પેઠે ઘરના ખૂણામાં છૂપા-ઇને બેસી રહેવું પડે છે. પુરુષોનો પોશાક પણ કેવો ફાંકડો હોય છે! અહા! આજે હું પુરુષના વેશમાં કેવી શોભી રહી છું? મારૂં રૂપ કેવું ખીલી ઉઠ્યું છે! વિધાતાએ મને પુરુષનો અવતાર ન આપતાં સ્ત્રીનો અવતાર શા માટે આપ્યો! મને સ્વાધીનતા ન આપતાં પરાધીનતાની બેડીમાં શા માટે સપડાવી? હાય! પુરુષ! પુરુષ તારી પણ બલિહારી છે! પણ અત્યારે મારે આ પુરુષનો વેશ ધારણ કરવાનું શું પ્રયોજન છે? હું અત્યારે આ વેશ પહેરીને ક્યાં જવા માગું છું! હા—પ્રિયતમના દિદાર માટે મારૂં મન આટલું બધું કેમ તલપી રહ્યું છે! દિલેઆરામને મળવાનો સમય થઇ જવા આવ્યો છે, છતાં હજી સૂધી મને પ્રિયતમના પ્રેમમાં નાખનાર, પ્રેમમાર્ગમાં પ્રયાણ કરવાનું પ્રોત્સાહન આપનાર વિહંગિની કેમ નહિ આવી! શું પિતાજી હજુસૂધી જાગતા હશે અથવા કોઇ ફાંકડી સુંદરીના પ્રેમ વ્યાપારમાં પ્રવૃત્ત થયા હશે! પિતા પુરુષ છે, તો કેવી સ્વચ્છંદતાથી વર્ત્તી રહ્યા છે, એકી સાથે કેટલી બધી કોમળાંગી કામિનીઓના પ્રેમનો ઉપભોગ કરી રહ્યા છે! ધન્ય છે, પુરુષાવતાર! તારાપર હું આફ્રીન છું, દિલોજાનથી ડૂલ જ છું.

"સફળ છે જિન્દગી નરની, સદા તે સુખ પામે છે:
લૂંટી લાવણ્ય લલનાનું અમૂલા લ્હાવ તે લે છે;
પુરુષ ભોગી ભ્રમર છે ને સ્ત્રીઓ તો પુષ્પ છે સૂકાં;
નમે છે પુષ્પ ભ્રમરાને અને તે રસ ચૂસાવે છે;
પુરૂષો પ્રેમથી પુષ્પો તણો રસકસ ચૂસે છે;
ખરે છે ધન્ય પુરુષોને સફળ અવતાર છે તેનો."

"પણ આજે આ પુરુષ વેશથી પુરુષના મનને મોહિત કરી હું મારા નારી ધર્મનો ત્યાગ કરવાને શા માટે તૈયાર છું. કેવળ મારી લંપટતાને ચરિતાર્થ કરવાં, વિષયની વાસનાને પરિતૃપ્ત કરવા. શું કુમારી વયમાં વ્યભિચાર કરવો એ મારા જેવી આર્યબાળાને છાજે ખરૂં કે? ના–ન જ છાજે. તો પછી હું મારા મનને કાબૂમાં કેમ રાખી શકતી નથી? મારા ધર્મને હાથે કરીને ગુમાવવાને કેમ તૈયાર થઇ છું. પણ આજે મારૂં ચિત્ત આમ ડામાડોળ કેમ બની ગયું છે? મારા હૃદયમાં કંપનો સંચાર કેમ થઇ રહ્યો છે? શું ધર્મ એવી કોઇ પણ વસ્તુ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે ખરી કે? ના–ના, એ તો કેવળ ભીરુ અને કાયર મનુષ્યોની કપોલ કલ્પિત કલ્પનાઓનું જ પરિણામ છે. ધર્મને કોણે જોયો છે! ધર્મે કોને બચાવ્યાં છે! જો ધર્મ જ સત્ય હોય, તો ધર્મના ધ્યાનમાં અહર્નિશ ગુલ્તાન રહે-નારી અંબાલિકાનું મોનાહાતિ જેવા લૂટારાના હાથથી મરણ શા માટે થાય? ઇન્દ્રનાથ કેદમાં જ સડી સડીને કાળા નાગના દંશનથી કેમ માર્યો જાય? એ બધું બળીઆ માણસોના હાથમાંથી છટકવાનું નિર્બળ માણસોએ શોધી કાઢેલું બ્હાનું જ છે."

"શું મારા પિતાજી મૂર્ખ છે કે તેઓ અનેક રમણીઓના અધરામૃતનું પાન કરી રહ્યા છે? મારી વિમાતા વિહંગિની બેવકૂફ છે કે, તે નિત્ય નવા નવા પ્રેમિકોના પ્રેમરસનું પાન કરી રહી છે. જ્યારે મારા પિતા અને માતા ઉભય પ્રેમ માર્ગનાં પ્રવાસી બની યથેચ્છ આનંદને ભોગવી રહ્યાં છે, ત્યારે હું પણ મારા દિલેર દિલા-રામના પ્યારાને મારા જિગરમાં સ્થાન આપું તો એમાં મારો શો દોષ? શો અપરાધ? જગતનો એક પણ જીવ પ્રેમ વિનાનો હોતો જ નથી. સહુનાં હૃદયમાં પ્રેમનો નિવાસ અવશ્ય હોય છે જ.

"મયૂરો સદા મેઘો થકી મુગ્ધો થઇને નાચતા;
કમળો તણા વિકાસથી ભ્રમરો બહુ બહુ ગુંજતા;
ચાતક અને ચકવા વળી બહુ ચંદ્રથી હરખાય છે;
સુણી નાદ વેણુનો અરે મૃગલાં બહુ મોહાય છે.
ધારા વહે જ્યાં પ્રેમની મંદા કિની ત્યાં જાણવી;
છે પ્રેમનું જ્યાં સ્થાન ત્યાં સ્વર્ગ સીડી જાણવી;"

માનવોમાં પક્ષીઓમાં, ફૂલમાં, જળચરોમાં, તારકોમાં, ધૂળમાં;
પ્રેમનો ધ્વનિ ગુંજતો, સહુ કહીં, પ્રેમબંધન છે કહ્યાં મળતું નહીં;

જ્યારે આખો સંસાર સ્નેહને આધીન છે, ત્યારે હું પણ એનો સ્વીકાર કરૂં તો એમાં શો અન્યાય થવાનો છે! બસ, હવે મારે એ સર્વ નિર્માલ્ય વિચારોને ત્યાગી દેવા જોઇએ. પ્રિયતમના મિલન માટે સત્વર રવાના થવું જોઇએ. પણ હજી સુધી મને ઉત્સાહ આપનારી વિહંગિની કેમ નહિ આવી હોય!"

આ પ્રમાણે વિચાર કરી તે યુવક વેશધારિણી યુવતી શિરપ-રના સાફાને બરાબર સુસજ્જિત કરી ફરીવાર આયના તરફ જોઇ કહેવા લાગી કે:—"વાહ! વાહ! કયા રૂપ હૈ, કયસી ખૂબસુરતી હય મર્દનો પોશાક પહેરવામાં તો મેં આજે કમાલ કરી બતાવી છે. અહા—"

હજી તેના મુખમાંથી છેવટનો શબ્દ પૂરો બહાર પણ નીકળ્યો નહોતો, એવામાં ઝાંઝરને ઝમકાવતી, શરીરને મરોડતી, કટાક્ષપર કટા-ક્ષનો વરસાદ વરસાવતી અતુલરૂપધારિણી વિહંગિની ત્યાં આવી પહોંચી અને યુવક વેશધારિણી યુવતીના કંઠ સાથે આલિંગન આ-પીને કહેવા લાગી કે:—"વાહ—વાહ! વનલતા! પુરુષનો પોશાક ધારણ

કરવામાં તો તું મહા ચાલાક જણાય છેને શું! મને સ્વપ્નમાં પણ એવો ખ્યાલ નહોતો કે, તું આવો અલબેલો યુવક બની જઇશ. તારૂં આ રૂપ જોઇને હું તો તારાપર આશક જ થઈ ગઇ છું. જો મને તો કોઇ તારા જેવો ફાંકડો, રસીલો, રંગીલો, જોબન મદમાતો ભરથાર મળ્યો હોત તો, મારી જિન્દગી સફળ જ થઇ જાત. આ તારા પિતા જેવા ૪૫ વર્ષના બુઢ્ઢા બણુચક સાથે પરણવાથી મારી જિન્દગીનું નૂરજ બળી ગયું છે. બળ્યો એમનો સંસાર! બળાત્કારે મને પત્ની બનાવી અને છેવટે નિરાશાની નદીમાં ફેંકી દીધી. મારી સાથે લગ્ન કરવાનું કારણ શું છે, તે તું જાણે છે ખરી કે? ફક્ત લોકોને ધુતવાની ખાતર જ એમ કર્યું છે. તેમણે મારી જીવનસુધામાં હળાહળ રેડી દીધું છે. આટલા દિવસમાં તેમણે એક દિવસ પણ મારો સ્પર્શ કર્યો નથી, અરે મને 'વ્હાલી' કહીને બોલાવી પણ નથી. હું તો હવે તેનાથી છેક કંટાળી ગઇ છું."

"માતા! મેં જેવી રીતે તમારી પાસે લજ્જાનો સર્વથા પરિત્યાગ કરી દીધો છે, તેવીજ રીતે તમે પણ આજે મારી પાસે શર્મથી હાથ ધોઇ બેઠાં હો, એમ જણાય છે, અનેક પુરુષોના પ્રેમનો ઉપભોગ કરી મારા પિતાની આંખમાં ધૂળ નાખી રહ્યાં છો, છતાં પણ હજી તમારી વાસના તૃપ્ત થતી નથી? શું તમો મારા પિતાપરજ સર્વ દોષોનું આરોપણ કરવા માગો છો, જો, તેમજ હોય તો તેમાં તમારી ભૂલ થાય છે. જેવી રીતે મારા પિતા પરસ્ત્રીઓમાં લપટાઇ રહ્યા છે, તેવીજ રીતે તમો પણ પરપુરુષના પ્રેમમાં પડી ઇચ્છાનુસાર વર્તી રહ્યાં છો. છેવટે મેં પણ તમારૂં બન્નેનું અનુકરણ કરવા માંડ્યું છે, મારી માતા ચંપાના મૃત્યુ પછી આપણા ઘરમાંથી ધર્મનો ભાનુ સદાને માટે અસ્ત થઇ ગયો છે.

હું નથી સમજી શકતી કે, હવે આ પ્રમાણે પાપનો આચાર ક્યાં સુધી ચાલ્યા કરશે, મારા મનમાં પુણ્યનો કાંઈક અંશ હતો, તે પણ મદનની પીડાથી ધીમે ધીમે ઘટવા લાગ્યો છે: હું પણ મારા લગ્ન થયાં પહેલાંજ વ્યભિચારના માર્ગમાં ઘસડાવા લાગી છું.”

“હેં આ શું ? કાળી નાગિણીના મુખમાં સુધાનો આવાસ ! ભયંકર વિજળીમાં શીતળતાનો આભાસ ! વનલતા ! ક્ષણે ક્ષણે તારૂં મન આ પ્રમાણે કેમ ડગમગી રહ્યું છે ? જ્યારે તું પ્રણયામૃત પીવાને આટલી બધી ઘેલી બની ગઇ છે, પુરુષના વેશમાં સજ્જિત થઈ ગઇ છે, ત્યારે તારા મનમાં ધર્મના ભયનો સંચાર શા કારણથી થાય છે ! તું જોતી નથી કે, તારા પિતા મોટા વિદ્વાન, બુદ્ધિમાન અને ન્યાય શાસ્ત્રી હોવા છતાં લલનાઓમાં કેવા લંપટ બની ગયા છે ? જો તું સુંદરીમોહનની સાથે અભિસાર કરીશ અને એના યોગે બાળકનો ગર્ભ રહી જશે, તો હું તરત જ તેની સાથે તારાં લગ્ન કરાવી આપીશ, એ વિષયમાં તું કશી પણ ચિંતા કરીશ નહિ. પણ હા—તું અત્યારે જેમ મારી પાસે મને અનેક પુરુષોની અનુરાગિની હોવાનું કહી રહી છે તેમ બીજા કોઇને પણ કહીશ નહિ.તારા પિતાને તો એ વાતની કશી ખબર પણ પડવા દઇશ. નહિ. મેં તને તારા ભલાની ખાતર જ મારૂં દૃષ્ટાંત આપ્યું છે. તેમ છતાં પણ જો તું એવું સાહસ કરીશ તો તેનું પરિણામ શું આવશે, એ જાણે છે ખરી કે ? વૈરનો બદલો લેવામાં હું કેવી ભયંકર છું, તે તારા જાણવામાં છે ખરૂં કે ? જો ન જાણતી હોય તો બરાબર ધ્યાન દઇને સાંભળી લે.

“ જવાળા જલાવી ક્રોધની હું આગને વરસાવતી;
બાળી કરી હું કામને મમ વૈરીને સંહારતી;

પ્રતિશોધ લેવા વૈરનો વિકરાળ છું, હું કાળ છું;
નિજ વૈરીને સંહારવા હું નાગ કેરી બાળ છું;
દંશન કરી હું દેહમાં વૈરી સદા ગભરાવતી;
શત્રુ નિશાચર કાપતી ને ઉરમાં અતિ અકળાવતી;
જો હોય આશા જિન્દગીની તું કદાપિ ધારતી;
તો મુખમાંથી શબ્દ કદીએ ના વિરુદ્ધ ઉચ્ચારતી. ”

“માતા! આમ કોપિત કેમ થઈ જાઓ છો! સામાન્ય ઉપહાસને સત્ય માની શા માટે ચીડાઓ છો! શું તમને તમારૂં મન એક કહે છે ખરૂં કે, આ વનલતા તમારી વિરુદ્ધમાં કદાપિ કરે એક પણ શબ્દનો ઉચ્ચાર અને હાથે કરીને વ્હોરી લે યંત્રણા અપાર! મારી જિન્દગી ડૂલ થશે, તો પણ હું તમારી વિરુદ્ધમાં એક પણ શબ્દ બોલીશ નહિ. માટે સર્વ આશંકાને દૂર કરી, શાન્ત થાઓ, મારાપર કોપમાંથી મુક્ત થાઓ.”

“ના, હું કોપિત થતી નથી જે સત્ય છે તેજ જણાવું છું. આહાર અને વ્યવહારમાં શર્મ રાખવી એ હાનિકારક છે. એમ ધારીને જ તને આવાં વચનો કહી રહી છું. કહે, હવે તું સુંદરીમોહનને તારો શિરતાજ કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગઇ છે ને?”

“હા, અવશ્ય આવી ગઇ છું. શું એમાં તમને કાંઇ શંકા આવે છે? જૂઓને અત્યારે મેં આ પુરુષનો પોશાક ધારણ કર્યો છે, એ ફક્ત તેની પાસે જવા માટે જ પણ કહો જોઇએ કે, મારે હવે તેની પાસે શી રીતે જવું વારૂ? દરવાજાપરના પ્રહરીઓ પૂછે તો મારે શો જવાબ આપવો?” વનલતાએ પોતાના ગુપ્ત કાર્યને સિદ્ધ કરવાના આશયથી પૂછયું.

"પ્રહરીને જણાવજે કે, હું એક અગત્યના કામ માટે પૂર્વ તરફના દરવાજાથી હરગોવિંદશાસ્ત્રીને મળવા માટે આવ્યો હતો અને હવે એ કામ પતાવીને. મારા ઘર તરફ જઇ રહ્યો છું. તું અત્યારે પુરુષના વેશમાં હોવાથી સ્ત્રી તરીકે તારી ઓળખાણ આપીશ નહિ." " વિહંગિનીએ કહ્યું.

"પણ કદાચ પ્રહરીના મનમાં કાંઇક શંકા ઉત્પન્ન થશે અને મને અટકાવીને મારા પિતા પાસે મારા સંબંધમાં પૂછગાછ કરવા આવશે તો ?" વનલતાએ એક નવો સવાલ રજુ કર્યો.

"તો તેમાં શી હરકત છે ? જો કદાચ તે તારા પિતા પાસે આવશે, તો હું તેને તારા સંબંધમાં તને કહેલી બીના જણાવી દઇશ અને તે સાથે તારા પિતા સૂતેલા છે; એમ જણાવીશ, એટલે તેની શંકા મટી જશે. વળી એ દરમ્યાન જો તું બીજા પ્રહરીને અજાણ-તામાં તારા છુરાથી ઘાયલ કરીને મરણ ને શરણ કરી દઇશ તથા તેનું પોટલું બાંધીને તેના મડદાંને મધુમતિના પાણીમાં ફેંકી દઇશ તો તને પાછી આવવામાં પણ કાંઇ અડચણ આવશે નહિ. તારા પિતાની પાસે તારા વિષયમાં ખબર પૂછવા આવનાર પ્રહરીને હું લાંચ આપીને આઘો પાછો કરી દઇશ એટલે તેને પણ તારા આવવા જવાની કશી ખબર પડશે નહિ. કેમ, આ ઇલાજ તો તને બરાબર લાગે છે ને ?"

"હા, ઇલાજ તો ઘણોજ મજાનો છે. તમારી આ તીક્ષ્ણ-બુદ્ધિને માટે હું તમને ખરેખર ધન્યવાદ આપું છું પરંતુ સુંદરી-મોહનને ત્યાં જઇને મારે આજે શું કરવું વારૂ ?"

"કેમ આવો વિલક્ષણ પ્રશ્ન કેમ પૂછે છે ? તેની સાથે તારી એકવાર તો મુલાકાત થઈ ગઇ છે, હવે શી ચિંતા છે ? પ્રથમ

નયનના કટાક્ષથી અને છેવટે વાણીની મધુરતાથી તું તેના દિલપર તારો અધિકાર જમાવી દે જે. સુંદરીમોહન એક રસિક પુરુષ છે, એટલે તારા મનોભાવને જાણ્યા સિવાય તે કદાપિ શાન્ત થઇ બેસી રહેશે નહિ. તારા હૃદયના આશયને જાણતાંની સાથેજ તે તને ભુજ ભરી ભેટી પડશે અને પછી—"

"પછી શું કરશે વારૂ ?"

"પ્રણયામૃતનું પાન કરાવશે. "પ્રિયા, પ્રિયતમાના સંબોધનથી બોલાવશે."

આ સાંભળીને વનલતા સહજ શર્માઇ ગઇ અને નીચું મુખ કરી ઉભી રહી. આ જોઇને વિહંગિનીએ કહ્યું કેઃ—"વનલતા ! આમ શર્માવાનું કશું પણ કારણ નથી. હું તારી માતા નથી, પણ સખી છું. માટે મારી શર્મ ન રાખતાં તું ખુશીથી તારા પ્રિયકરના ચિત્તને આનંદિત કરી આવ, તારા વિરહી મનને પણ મિલનનું મધુર સુખ આપી આવ. હું તને વચન આપીને કહું છું કે, મારા પ્રાણ જશે તો પણ તારો આ વ્યવહાર તારા પિતા પાસે કદાપિ પ્રકટ થવા દઇશ નહિ. જા, હવે સમય ઘણોજ વીતી જવા આવ્યો છે, માટે વિલંબ ન કર."

"બહુ સારૂં, જ્યારે તમારી એવીજ આજ્ઞા છે, ત્યારે હું હમણાંજ વિદાય થાઉં છું અને મારી ઇચ્છાને તૃપ્ત કરીને અલ્પ સમયમાંજ પાછી આવું છું." વનલતાએ કહ્યું.

"ના, બહુ ઉતાવળ કરી પાછી આવવાનું પ્રયોજન નથી. જ્યારે તારૂં કામ પતી જાય, ત્યારે જ તું અહીં પાછી આવજે. તારા આવતાં પહેલાં જો કદાચ તારા પિતા જાગી ઉઠશે, તો પણ

હું તેને તારા સંબંધમાં કશી પણ ખબર પડવા દઇશ નહિ.” વિહંગિનીએ કહ્યું.

ત્યાર પછી વનલતા પુરુષના વેશમાં જ પોતાના દીવાનખાનામાંથી બહાર નીકળી પડી, આ સમયે તેણે પોતાની કમ્મરપર એક કાતિલ છુરો છુપાવી લીધો હતો અને હાથમાં સુંદર સોટી રાખી લીધી હતી. વનલતા ધીમે પગલે થોડા વખતમાં જ ઉત્તર તરફના દરવાજા પર આવી પહોંચી દરવાજાપર એ વખતે એક પ્રહરી હાથમાં ભરેલી બંદૂક તથા કમરપર તલ્વાર લટકાવીને સખ્ત પહેરો ભરી રહ્યો હતો. બીજો પ્રહરી અફીણનો ઉપાસક હોવાથી અફીણના ઘેનમાં ને ઘેનમાંજ બગાસાં ખાઇ રહ્યો હતો. પ્રહરીએ વનલતાને જોતાંની સાથે જ અજાયબીથી પૂછ્યું કેઃ—“ અય જવાંમર્દ ! તુમ કૌન હય ! અભી કિધરસે આતા હય અને કિધર જાતા હય ! યહ બંગલેમેં આનેકી તુમકુ કયા જરૂરત પડી થી ?”

વનલતાએ જવાબ આપ્યોઃ—“ હું જમીનદાર નવલવિહારીનો સાળો કિશોર છું. આજથી થોડાક દિવસપર તેમના બંગલમાં ખાતર પડ્યું હતું અને જમીનદાર સાહેબને એક ઝાડપર ઊંચા લટકાવીને ચોરો ન્હાસી ગયા હતા, એ વિષયમાં ન્યાયાધીશ સાહેબની સલાહ લેવા માટે આવ્યો હતો. મારૂં કામ પતી જવાથી હું હવે મારા ઘર તરફ જઇ રહ્યો છું.”

“નહિ, તુમ જુઠ બોલતા હય ! અભી તુમ ઇધર ઠહર જાઓ, મૈં સાહબકો પૂછ કે અભી વાસિ આતા હું જબતક મૈં વાધિસ ન આઉં, તબ તક તુમકો યહાંહી ઠહરના હોગા. અગર સાહબ તુમકો જાને દેનેકી પરવાનગી દેગા, તો મૈં જાને દેગા, નહિ તો તુમકો યહાંહી ઠહરના હોગા.”

આમ કહી પ્રહરીએ પોતાના અફીણીયા સોબતીને કહ્યું કેઃ- "રામરતન ! તુમ યહ જવાનકી ખબર રખના ઔર જબ તક મૈં સાહબકી પાससે ન આઉં, તબ તક ઉસકો કિધર ભી મત જાને દેના." આ પ્રમાણે સૂચના આપી કિશોર નામ ધારક વનલતાને દરવાજાપર બેસાડી પ્રહરી તરતજ હરગોવિંદ શાસ્ત્રીના શયન ભુવન તરફ રવાના થયો. અફીણીયો પ્રહરી ઝોકાં ખાતો ખાતો વનલતાને કહેવા લાગ્યો કેઃ-"અય જવાન ! યહાંહી બેઠ રહના. જબતક સુંદરસિંહ વાપીસ ન આયે, તબ તક યહાંહી બૈઠ રહના. મુઝકો અભી બ્હોત નિંદ આતી હય, ઇસી લિયે મૈં સો જાતા હું:

"અચ્છા, જમાદાર સાહબ, ફિક્ર મત કરના. મૈં યહાંહી બેઠ રુંગા. હમકો ક્યા ડર હૈ, કે ઇધરસેં છટક જાના પડેગા. મૈં તો ન્યાયાધીશકા દો પૈસા કમાનેકે લિયેહી ઇધર આયા થા. મુઝકો યહાં બેઠનેમાં કુછ ભી ઉજ્ર નહિ હૈ આપ બેફિક્ર હોકર આરામસે સોજાવ." વનલતાએ કહ્યું.

ઘણીવાર થઇ પણ પહેલો પ્રહરી હરગોવિંદ પાસેથી પાછો આવ્યો નહિ; એપરથી વનલતાએ જાણી લીધું કે, વિહંગિનીએ જ તેને તેના કહેવા મુજબ પોતાની પાસે રોકી લીધો હશે. આ પ્રમાણે વિચાર કરી તેણે પેલા અફીણીયા પ્રહરીને છુરાથી મારી નાખવાનો વિચાર કર્યો પરંતુ તેમ કરતાં તેના દિલમાં દયા ઉપજી આવી, એટલે તેણે પોતાની પાસેનું બેહોશીની દવાનું પડીકું કાઢી તે દવાથી પ્રહરીને બેભાન બનાવી દીધો અને ત્યાર પછી તેની પછેડીમાં જ તેના શરીરનું પોટલું બાંધી તે પોટલાંને પોતાના શિરપર ઉપાડી મધુમતિ નદીના કિનારા તરફ તે ચાલી નીકળી. નદીના કિનારાપર આવ્યા પછી તેણે પ્રહરીને પાણીના એક ખાબોચીયામાં પડતો મૂકી ફરીવાર

બેહોશીની દવા સૂંઘાડી દીધી. આ બધો વિધિ કર્યાં પછી સૂમસવાટા-બંધ તે ત્યાંથી રવાના થઇને એકદમ સુંદરીમોહનના (સુંદરી વિહાર) નામના એક મહાલયના દ્વાર પાસે આવી પહોંચી. દ્વારપર આવીને તેણે સુંદરીમોહનને મળવાનું જે નિશાન આપ્યું હતું, તે નિશાન પ્રહરીદ્વારા તેને કહેવડાવી દીધું અને તે સાથે પોતાના આવવાની ખબર પણ આપી દીધી. સુંદરીમોહન દ્વારપર આવીને તરતજ વનલતાને પોતાના મહાલયમાં લઈ ગયા. મહાલયમાં એ વખતે કાંઇક અજબ લીલાજ ચાલી રહી હતી એક સોળ સત્તર વર્ષની યુવતી સુંદરીમોહનના દીવાનખાનામાં મૂર્છિત થઇને પડી હતી અને તેનું આખું શરીર લાલચોળ થઇ ગયું હતું. આ જોઇને વનલતાની અજાયબીનો પારજ ન રહ્યો. તેણે સુંદરીમોહનને તે યુવતીના સંબંધમાં પૂછપરછ કરવાનો વિચાર કર્યો, પણ તેનાથી તેવું સાહસ જ થઈ શક્યું નહિ. મનમાં ને મનમાં જ તે તરેહ તરેહવારના વિચારો કરવા લાગી.

પ્રિય પાઠક ! અત્યારે વનલતાને વિચારના વમળોમાં ગોથાં ખાવા દઇને તથા મૂર્છિત થયેલી યુવતીને મૂર્છિત રહેવા દઇને તમો અમારી સાથે એકવાર હરગોવિંદ શાસ્ત્રીના બંગલાના વનલતાના દીવાનખાનામાં ચાલ્યા આવો અને ત્યાં વિહંગિનીએ અત્યારે જે પિશાચ ભાવનાનું પ્રદર્શન દર્શાવવા માંડયું છે, તેનું અવલોકન કરો. જૂઓ, અત્યારે એકવીસ બાવીસ વર્ષનો તરુણ–યુવક વિહંગિનીના કંઠને પોતાના બાહુઓથી ઘેરીને પ્રણયની પરાકાષ્ટાને કેવી રીતે દર્શાવી રહ્યો છે, તેને બરાબર જોઇ જુઓ. એ યુવક કોણ હશે વારુ ? અત્યારે આવી અંધારી રાત્રે તે વનલતાના દીવાનખાનામાં શા માટે આવ્યો હશે ? વિહંગિનીની સાથે તેનો શો સંબંધ હશે ! વિહંગિની પોતાના શયનભવનમાં ન સૂતાં વનલતાના દીવાન-

ખાનામાં શા કારણથી આવી હશે ! પ્રિય વાંચક ! આ બધી વાર્તાઓ જાણવા માટે તમારૂં મન અવશ્ય ઉત્સુક થયું હશે. પણ તે ઉત્સુક્તાનું નિવારણ એ બન્ને યુવક યુવતીની વાતચીત સાંભળ્યા વિના થઇ શકશે નહિ. જૂઓ, એ યુવક યુવતીને શું કહી રહ્યો છે, તે ધ્યાનપૂર્વક સાંભળો.

પ્રથમ તે યુવકને ઉદ્દેશીને વિહંગિનીએ કહ્યું કે:–"વીરભદ્ર ! આમ ગભરાઓ છો શા માટે ! મેં તમને જેનો ભય છે તેને–મારા નામના પતિને બહોશીની દવા સૂંઘાડીને બેભાન બનાવી દીધા છે, એટલે તેઓ સવાર થતાં સૂધી જાગે, એવો કશો સંભવજ નથી. વળી વનલતાને પણ ચાલાકીથી એક એવે ઠેકાણે મોકલી આપી છે કે, ઓછામા ઓછા બે કલાક સૂધી તે આવી શકે તેમ નથી. મેં તેને પણ વ્યભિચારના માર્ગમાં ઘસડી લીધી છે, એટલે જો કદાચ તે આવે તો પણ કાંઇ હરકત જેવું નથી. આવો, નિરાંતે બેસો અને પ્રીતી રસનું પાન કરી મને પણ કરાવો."

યુવકનું નામ વીરભદ્ર હતું, તે હરગોવિંદ શાસ્ત્રીનો મુનિમ હતો. ગમે તે સમયે હરગોવિંદના બંગલામાં આવવા જવાની તેને છૂટ હતી. વિહંગિનીએ તેને બળાત્કારે પોતાનો પ્રેમિક બનાવ્યો હતો. તેની ઇચ્છા તેના પ્રેમમાં પડવાની નહોતી. કારણકે, તે તેની સ્ત્રીના અનુરાગથી સંપૂર્ણ સંતુષ્ટ હતો. પણ ફક્ત નોકરી જવાના ભયથી તથા વિહંગિનીના કપટજાળમાં સપડાવાથી જ વારંવાર તે તેના મનને રંજન કરવા આવતો હતો. વીરભદ્રે વિહંગિનીને ઉદ્દેશીને કહ્યું:–"વિહંગિની ! તું પોતે પાપની સંગિની બની ગઇ છે, પાપની સરિતામાં ડુબી ગઇ છે, છતાં મને પાપનો સંગી બનાવવાનો પ્રયત્ન શા માટે કરે છે ! શું વારંવાર હું તારા અંતઃપુરમાં આવ્યા કરીશ, એ વાત

કોઇકાળે પણ છૂપી રહી શકશે ખરી કે ? જગત્ ઇન્સાફની આરસી છે અને તેમાં કાળાં ધોળાં કામનો પડછાયો પડયા વિના રહેતો નથી. તારી અભિલાષાને પૂર્ણ કરવા માટે હું એકાદ બે વાર મારી ઇચ્છા ન હોવા છતાં પણ પાપનો સાથી બની ચૂકયો છું. પણ હવે તું મને આખી જિન્દગીને માટે કાળાં કામનો કરનાર નીચ શયતાન શા માટે બનાવે છે ! કદાચ હરગોવિંદ શાસ્ત્રી આ વાતને જાણી જશે તો મારો રોટલો ટળી જશે અને મારી આ કાયા પણ ધૂળમાં મળી જશે. હું કેવળ તુચ્છ જીવન અને પાપી પેટના પોષણ માટે જ તારો અનુરાગી બન્યો છું. પણું હવે મને એ પાપના કીડાઓ ફોલીને ખાવા માંડયા છે. વ્યભિચારથી કોણ સુખી થયું છે ! મારૂં મન મને હવે પાપના માર્ગમાં પ્રવેશ કરવાની સાફ ના પાડે છે. હું આજે તારી પાસે સદાને માટે તારાથી વિમુક્ત થવાની પ્રાર્થના કરવા આવ્યો છું. ભલી થઇને તું મારા અનુરાગને ત્યાગી દે. મને મારી પત્નિમાં તન્મય રહેવા દે અને તું તારા પતિના પ્રેમમાં જ નિમગ્ન થઈ જા."

"વીરભદ્ર ! આજે તમારા મનમાં ભ્રમણા થઇ આવી છે કે શું ? આજ સુધી પ્રીતિના રાજ્યમાં વિચરણ કરાવ્યા પછી હવે મને નિરાશાના વેરાનમાં મૂકી આવવાનો સંકલ્પ શા માટે કરો છો ? જ્યાં સુધી હું જીવતી છું, ત્યાં સુધી તમે ભયને હૃદયમાં શા માટે ધરો છો ? હરગોવિંદનું જીવન મારી મુઠ્ઠીમાં છે. તે જેમ અનંત અબળાઓનું હિત કરી રહ્યો છે, તેમ તેની પત્ની કે પુત્રી પણ પરપુરુષના પ્યારમાં પડે તો તેનાથી શું કહી શકાય તેમ છે. મારામાં તેની બબડતી બોબડીને એક ક્ષણ માત્રમાં બંધ કરી દેવાય તેમ છે. મારી ઇચ્છા હરગોવિંદનું–મારા પતિનું વ્હેલું મોડું ખૂન કરીને તેની સર્વ સંપત્તિના અધિકારી તમને બનાવવાની છું. તેને પુત્ર નથી એટલે તે

મિલ્કત મળવામાં કાંઇ વાંધો આવે તેમ નથી. વનલતા તો મારા હાથનું રમકડું છે અને તેણે હું જેમ નચાવું તેમ નાચવાને તે તૈયાર છે. એથી તેને વશ કરવામાં પણ કાંઇ વિઘ્ન આવે તેમ નથી. મારી ધારણા પ્રમાણે તો તમો જે ભય રાખો છો, તે તદ્દન ભ્રમજ છે. પ્યારા વીરભદ્ર! જ્યારે મેં તમને મારૂં આખું શરીર સોંપી દીધું છે, ત્યારે હવે તમને ટુકડો રોટલો મળવામાં શી અડચણ આવે તેમ છે. મારા પતિએ હજારો માણસોને લૂંટીને લાખો-કરોડોની મિલ્કત એકઠી કરી છે, તે બીજું કોણ ભોગવવાનું છે. જો આપણે બન્ને એક હઈશું, તો હરગોવિંદનું ગજું નથી કે, તે કોઈ પણ રીતે આપણો વાળ પણ વાંકો કરી શકે!" વિહંગિનીએ કહ્યું.

"તારી એ સર્વ વાર્તાને હું સત્ય માનું છું. તારા વચનોને ધ્રૂવ સમાન સ્થિર ધારૂં છું. પણ તેમ છતાં હવે મારૂં હૈયું મને આ પાપ કરવાની સાફ ના પાડે છે. જગત્‌માં પાપનો પશ્ચાતાપ થયા વિના રહેતો જ નથી. આજે એ પશ્ચાતાપે જ મારા હૃદયમાં કર્ત્તવ્યનું ભાન કરાવ્યું છે. કરેલાં પાપના બદલામાં પ્રચંડ પાવક સળગાવી દીધો છે. પાપીની દશા બુરી થયા વિના રહેતી નથી. હું મને મહાભાગ્યશાળી માનું છું કે, પાપના સાગરમાં પૂરો ડૂબ્યા પહેલાં જ મને ઇશ્વરે બચાવી લીધો છે. મારા ક્ષુલ્લક પેટના માટે હરગોવિંદની હત્યા કરવાનું મને લેશ માત્ર પણ ઉચિત લાગતું નથી. આ જીવન કેટલા દિવસ ટકવાનું છે! હજારો મદમસ્ત માનવીઓ કાળના ચક્રમાં પીસાઇ ગયા છે અને લાખો માણસો નિત્ય કચડાતાં જાય છે, તેમ છતાં પણ ક્ષુદ્ર મનુષ્યોને ચૈતન્ય આવતું નથી, એ ઘણી જ અજાયબીની વાત છે. એનું નામજ માયા છે. માયા મહા વિષમ મનાય

છે; બીજી રાક્ષસી ગણાય છે. માયા મનુષ્યને પશુ બનાવે છે. એનો પ્રભાવ વિલક્ષણ છે.

" મહા મસ્તાન માયા એ મનુનું ભાન ભૂલાવે છે;
કરે છે કર્મથી ભ્રષ્ટો મહા પાપી બનાવે છે,
હરે છે ન્યાય ને નીતિ મહા અન્યાય લાવે છે;
ભરે છે પાપ ઉરમાં ને સદા ધર્મો હણાવે છે;
બતાવી રંગ અલબેલા પશુ પામર બનાવે છે;
ખરે એ મોહની માયા અજબ જાદૂ બતાવે છે,
ગ્રહે જે શર્ણું માયાનું બને તે નર્કના કીડા;
મૂકે છે સ્વર્ગની શાંતિ ધરે શિરે મહા પીડા."

આ સાંભળી વિહંગિનીનું હૃદય કંપી ઊઠ્યું. તે રોષની સળગતી જ્વાળાને જિગરમાં ધારણ કરી આંખમાંથી ક્રોધની ચિનગારીઓ વરસાવતી કહેવા લાગી કેઃ—

" જેને કહો છો ન્યાય તે તમને નહિ કંઇ તારશે;
નીતિ બિચારી બાપડી નહિ દુઃખને સંહારશે;
વળી ધર્મ ભારી, હારમાની હાય મનમાં મારશે;
નહીં દેવ આવી દેહને જ્વાળા ત્રિશેથી તારશે;
મિથ્યા સહુ સંમોહ છે ને ભૂલ ભારી થાય છે;
સંસારમાં માયા તણું છે માન ને માયા મહા લેખાય છે;
માયા મહા છે મોહિની, નહિં શક્તિનો કંઇ પાર છે;
શરણે જતો જે માનવી તેનો નકી ઉદ્ધાર છે."

ધર્મના શરણે જનારા પામર જનોની શી દશા થાય છે, તેનો જરા વિચાર કરો, હાથે કરી પ્રચંડ પીડાને શિરપર ન ધરો. મારા

અનુરાગમાં સકળ સંસારનો સાર છે અને પ્રતિકારમાં દુઃખના ધગધગતા અંગાર છે. માટે હજી પણ કહું છું કે, તમારા ભાગ્યપર દયા લાવો મારા સ્નેહને સદાને માટે નિભાવો. શું સામાન્ય કલ્પના આવતાં જ પોતાની જિન્દગીને દુઃખના દરિયામાં ધકેલી દેવાનું તમે અધિક પસંદ કરો છો. જીવનમાં સુધાને બદલે હલાહલ ભરો છો ? મારા પ્રેમનો અનાદર કરતાં પહેલાં, મને ત્યાગી દેતાં પહેલાં, તમે તમારા પેટના પોષણનો વિચાર કરો. શું પચીસ રૂપિયાના પગારમાં તમે તમારૂં ગુજરાન ચલાવી શકશો, મનમાની મોજ ઉડાવી શકશો ? મારા સ્નેહમાં તમારા જીવનનો આધાર છે અને ત્યાગમાં મોતનો આકાર છે. શું તમને એટલો ગણુ ખ્યાલ નથી આવતો કે જે નારી પોતાના પતિનું ખૂન કરી તમારા સ્નેહને સંપાદન કરવા માટે વ્યાકુળ બની ગઇ છે, તે જો તેનો અનાદર થશે તો તમારૂં ખૂન પીધા વિના શાંત બેસી રહેશે નહિ. "

" તેવીજ રીતે વીરભદ્ર પણ હવે પાપના કુંડમાં પોતાના તનુની આહુતિ આપશે નહિ; ધર્મનાં બંધનોને કદાપિ કાપશે નહિ. આ પહેલાં જે પાપ થઇ ગયાં હશે, તેને પશ્ચાતાપના પાવકથી પ્રજળાવી દેશે અને અંતે દેવત્વને સ્વીકારી લેશે. જગતના 'તુચ્છ વૈભવ માટે અને પાપી પેટના પોષણ માટે ધર્મઘાતક રાક્ષસ બની હું હવે કામના કુંડમાં નહિ પડું, તારા ફંદામાં ફસાઇને જન્મોજન્મનું અહિત નહિ કરૂં તે નહિ જ કરૂં." વીરભદ્રે દઢતાથી કહ્યું.

" તેનું પરિણામ શું આવશે એનો કાંઇ ખ્યાલ આવે છે ખરો કે ?" વિહંગિનીએ કટાક્ષમાં પૂછ્યું.

" હા, એકવાર નહિ, પણ હજારવાર આવે છે," વીરભદ્રે પણ તેવોજ મક્કમ જવાબ આપ્યો.

" શો ખ્યાલ આવે છે ! જહાંમાંથી ક્ષણુમાત્રમાં ખાલી હાથે ચાલ્યા જવું પડશે." વિહંગિની બોલીઃ

" મનુષ્યત્વને સંપાદન કરતાં કદાચ તેમ થશે, તોપણુ તેની મને કશી ચિંતા નથી." વીરભદ્રે કહ્યું.

" ચિંતા નથી !" ત્યારે શું તું મોત માગે છે. !"

" હા, મોત માગું છું. પણુ તે તારા જેવી નાદાન નિર્માલ્ય અને શયતાનીના હાથથી નહિ. તારામાં મારૂં મોત લાવવાની શી તાકાત છે. તારા આ મામૂલી દેહમાં એવી તે શી શક્તિ છે કે જેથી તું મારો વાળ પણુ વાંકો કરી શકે !"

" આટલું બધું અભિમાન ! આટલો બધો ગર્વ ! પણુ તને ખબર નથી કે એ ગર્વના ક્ષણુમાત્રમાં ચૂરેચૂરા થઇ જશે, તારી આ ડોલતી કાયા ગર્દમાં મળી જશે ?"

" હા–હા, બહુ સારી રીતે જાણું છું. પણુ તને માત્ર એક નિર્માલ્ય જાણીને જ તારાપર દયા આણું છું. આખી જિન્દગીમાં આવા કઠોર શબ્દો કદાપિ સાંભળ્યા નથી, પણુ કેવળ તારા પતિનું લૂણુ ખાધેલું હોવાથી જ સાંભળું છું. હું હમણાં જ તારા પતિને જગાડી તારા પાપનું પોકળ ફોડી નાંખું છું તને ભયંકર પાપિણી, રાક્ષસી, શયતાની તરીકે સાબીત કરી બતાવું છું."

" તે માત્ર તારી દુરાશા જ છે. તેને અત્યારે મેં એવી મોહ-નિદ્રાને આધીન કરી દીધો છે કે, પ્રભાતપર્યન્ત હજારો પ્રયત્ન કરવા છતાં પણુ જાગૃત થાય તેમ નથી, પણુ જો, તે પહેલાં જ હું પ્રહરીને બોલાવીને તને ફજેતીને ફાળકે ચઢાવું છું, મારા પતિના હાથથી જ તારી કત્લ કરાવું છું."

આમ કહીને તેણે 'પ્રહરી-પ્રહરી જલ્દી આવ' કહીને એક જબરી ચીસ મારી, ચીસનો અવાજ સાંભળતાંજ જે દરવાજેથી વનલતા બહાર ગઈ હતી અને તેણે વિહંગિની પાસે જેને મોકલી આપ્યો હતો, તે પ્રહરી એકદમ વનલતાના દીવાનખાનામાં જ્યાં વિહંગિની ઉભી ઉભી કમ્પી રહી હતી, ત્યાં આવી પહોંચ્યો અને કંપતા અવાજથી બોલ્યો:—"કેમ માતા! અત્યારે આટલી બધી રાત્રે મારી શી જરૂર પડી છે! શી આફત આવી પડી છે!"

"જો આ શયતાનના આકારમાં રહેલો મુનિમ વીરભદ્ર પોતાના માલિકની સ્ત્રીપર બળાત્કાર કરવા આવ્યો છે મને ધર્મ ભ્રષ્ટ બનાવવા આવ્યો છે. ચાલ, તું હમણાં ને હમણાં જ તેને પકડી લે અને સવાર સુધી તારા પહેરા તળે રાખી લે. સવારે જયારે તારા માલિક જાગશે. ત્યારે તેનો ઇન્સાફ કરવામાં આવશે. જોજે, તારા હાથમાંથી ક્યાંક છટકી જવા ન પામે એની ખાસ સંભાળ રાખજે." વિહંગિનીએ કંપતી કંપતી પ્રહરીને આજ્ઞા આપી.

પ્રહરી જેવો આગળ વધીને વીરભદ્રને પકડવા માટે ગયો, તેવામાં વીરભદ્રે એકદમ ગર્જના કરી કહ્યું:—"ખબરદાર! પ્રહરી જો તને તારા જીવજાનની પરવાહ હોય, તો એક ડગલું પણ આગળ ભરીશ નહિ. વિહંગિની માનવી નહિ પણ દાનવી છે. પણ તું એનાથી અજાણ્યો હોવાથી હું તને કાંઇ પણ કહેવા માગતો નથી. તને ફક્ત એટલું જણાવું છું કે હું નિર્દોષ છું, માટે મને પકડીશ નહિ, વિના કારણ તારા જીવને મારા હાથથી ગુમાવીશ નહિ."

પણ પ્રહરી હઠીલો હતો, તેણે તરત જ વિરભદ્રના હાથને પકડી લીધો. વીરભદ્રે તરત જ તે પ્રહરીનો કમરપરથી છુરો ખેંચીને

તેની છાતીમાં ઘોંચી દીધો. પ્રહરી બિચારો તરફડીયાં ખાતો ભૂમિ-પર ગબડી પડયો ક્ષણમાત્રમાં મહા રક્તપાત મચી ગયો. ત્યાર પછી વિહંગિનીને ધક્કો મારી જમીનદોસ્ત કરી તેની સાડી વડે મજબુત રીતે બાંધી હરગોવિંદના શયનભવનના એક પલંગપર મૂકી વીરભદ્ર જે દરવાજેથી વનલતા બહાર ગઇ હતી, તે દરવાજેથી એકદમ બહાર નીકળીને પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૮ મું

### અનુતાપના અંગારા

હઝારો લાખ ખંજરથી, કરોડો સખ્ત ઝખ્મોથી;
કબઝ થતૂં ના ! જીતાતું તે સનમશાહી ઇશ્કરતથી !
ઝમીંપર ચાલતાં પ્યાલાં ભલે દે ઘાવ બેગિન્તી !
સલામત દૂરને દરિયે સનમ સરકારની કિસ્તી.



તમારી છૂરીની ધારે; મીઠી શી મહેરબાની છે:
હમારા મસ્ત ખાકીને, અગર ઝાંખી થયેલી છે:
તમારાં ક્રૂર કાતિલમાં, છુપેલૂં છે અમર લ્હાણું,
સનમ, શાકી, શરાબોને ખુદાઇ નૂરનું પ્યાલું !



સાગર

જેવો કાંડ હરગોવિંદ શાસ્ત્રીના બંગલામાં આવેલા વનલતાના દીવાનખાનામાં વિહંગિની અને વીરભદ્ર વચ્ચે ઉપસ્થિત થયો હતો,

તેવો જ કાંડ સુંદરીમોહનના 'સુંદરીવિહાર' નામક મહાલયમાં પણ ચાલી રહ્યો હતો. જે સમયે વનલતા ત્યાં પુરુષના વેશમાં જઇ ચઢી હતી અને તે સમયે જે યુવતી બેભાન થઇને પડી હતી, તે હવે સહજ શુદ્ધિમાં આવી તથા સુંદરીમોહનને કહેવા લાગી કેઃ-"અરે! જીવતા જાગતા નરરાક્ષસ! તું મારૂં લોહી પીવાને કેમ તૈયાર થયો છે. મારાં માતા પિતાની અજાણુતામાં તું મને અહીં ઉપાડી આવ્યો છે, તેથી તેમના મનમાં કેટલું બધું દુઃખ થશે. તું ન જાણતો કે, મારા ધર્મનો ભંગ કરીને તારાથી તારી પાપવાસનાને કદાપિ પૂર્ણ કરી શકાશે નહિ. જ્યાં સૂધી મારા શરીરમાં લોહીનું એક બિન્દુ પણ હશે, ત્યાં સૂધી તું કદાપિ મારૂં અનિષ્ટ કરી શકીશ નહિ. આમ જો, હું મારા સતીત્વની રક્ષા કરવા માટે આ તીક્ષ્ણ છુરીને મારી સાથે જ લેતી આવી છું. અણીની વેળાયે આ છુરી જ મારૂં રક્ષણ કરશે, મારા ધર્મનું પણ રક્ષણ કરશે."

આ જોઇને વનલતાએ તેને પૂછ્યું કેઃ-"બાઈ! તું કોણ છે અને અહીં ક્યાં રહે છે વારૂ?"

"ભાઈ! હું એક ગરીબ બ્રાહ્મણની કન્યા છું અને અહીં મોતીચોક નામના મહોલ્લામાં રહું છું. મારાં માતા પિતા તદ્દન વૃદ્ધ છે અને તેમને મારા સિવાય બીજું કાંઈ પણ સંતાન નથી. આ પિશાચનાં માણસો આજે રાત્રે અહીં ઉપાડી આવ્યાં છે અને અત્યારે મારાપર અસહ્ય અત્યાચાર ચલાવી રહ્યાં છે. જો તમે અત્યારે અહીં ન આવી ચઢ્યા હોત, તો મારી શી દશા થાત, એ પણ મારાથી કહી શકાય તેમ નથી. પણ જગદાધાર સર્વનો રક્ષક છે. નાસ્તિકો ઇશ્વરને નહોવાનું કહી તેના પર અવિશ્વાસ લાવે છે, તેમને લાખોવાર ધિક્કાર છે. વિશ્વમાં ધર્મનુ અસ્તિત્વ સંપૂર્ણ છે. ધર્મ,

નીતિ, ન્યાય જીવતાં જાગતાં છે, હાજર હજુર છે. માયાના દાસોજ ધર્મપરથી શ્રદ્ધા ઉડાવી ઇશ્વરના તથા ધર્મના દ્રોહી બને છે. અત્યારે તમે જે પાપ પ્રતિમાના પ્રાસાદમાં પ્રવેશ કર્યો છે, તે સુંદરીમોહને અત્યાર સૂધીમાં કેટલી સતીઓનો સર્વનાશ કર્યો છે, એ તમો જાણો છો ? હાય ! એ વાતનું સ્મરણુ થતાં પણુ મારૂં કાળજું કંપી ઉઠે છે."

" વ્હાલા, તારૂ નામ શું છે ? તું વિવાહિતા છે કે અવિવાહિતા છે !" પુરુષ વેશધારી વનલતાએ એક પ્રકારની અપૂર્વ જિજ્ઞાસાને હૃદયમાં ધારણુ કરીને પૂછયું.

"મારૂ નામ શાન્તા છે અને મારાં લગ્ન કિશોરીમોહન નામના એક સામાન્ય સ્થિતિના પુરુષ સાથે થયાં છે. તેઓ મણિ-પૂર નગરના નિવાસી છે અને હાલમાં મુર્શિદાબાદમાં રહે છે." શાન્તાએ કહ્યું.

" વારૂ, તે વ્યવસાય શો કરે છે ?" વનલતાએ પૂછ્યું.

" ભિક્ષાવૃત્તિ "

" શું જેનો પતિ ભિક્ષા વૃત્તિ કરે છે. અને જે તદ્દન એક સામાન્ય સ્થિતિની અબળા છે, તેના હૃદયમાં પણુ ધર્મનું આટલું બધું અભિમાન ! વાહ ! હિન્દુસ્તાન ! તને ધન્ય છે ! જે દેશમાં આવાં અમૂલ્ય સતી રત્નો પડેલાં છે, તે દેશનો અધઃપાત કદાપિ સંભવે જ નહિ. જે નારીઓનું ધ્યેય ધર્મ છે. જીવનનો સાર પતિ દેવતા છે, તે નારીઓથી જ ભારતવર્ષનો મહિમા અદ્યાપિ જળ-વાઇ રહ્યો છે. હાય ! હું વિહંગિનીની છુરી સલાહથી પાપના પ-યોધિમાં ડૂબવા માટે અહીં કેમ આવી ? મારા માતા ચંપાના આ-દર્શ ગુણો તથા ઉપદેશોને સર્વથા કેમ વિસરી ગઇ ?" વનલતાને

આ પ્રમાણે વિચારમાં પડેલી જોઇને સુંદરીમોહને તેનો હાથ ઝાલી કહ્યું કે:—ચાલ, આ અબળા તો ઉન્માદિની છે, દીવાની છે, એના બોલવા તરફ ધ્યાન આપવાની કશી પણ જરૂર જ નથી.”

ના, જરાવાર સબૂર કરો. આ દુઃખિનીના દુઃખને બરાબર શ્રવણ કરવા દો. કહે બ્હેન! હવે તું શું કરવા માગે છે! તારા જીવના સંબંધમાં છેવટે શા નિશ્ચયપર આવે છે.” વનલતાએ પૂછ્યું.

“જો આ જાલિમ જમીનદાર મને અહીંથી મુક્ત કરે તો હું આવતી કાલે પ્રભાતમાંજ અહીંથી મારા પતિ પાસે રવાના થવા માગું છું. કારણ કે, પતિની છાયાથી વિમુક્ત રહેનાર પ્રમદાના જીવનપર ક્ષણે ક્ષણે આપત્તિ આવી પડે છે, એનો મને આજે સંપૂર્ણ અનુભવ થયો છે. પતિ વિના એકલી રહેનારી અબળા અનેક દુરાચારી પિશાચોના પંજામાં સપડાઇ જાય છે. સ્ત્રીઓને શાસ્ત્રમાં રાંધેલા ધાન જેવી ગણવામાં આવી છે, એમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ જેવું નથી. જળ વિનાની માછલી, ભાસ્કર વિનાની કમલિની, સુધાકર વિનાની કુમુદિની અને પિયુ વિરહિણી પ્રમદાનું જીવન સર્વથા મલિનજ રહ્યા કરે છે. સંસાર કપટી જનોની લીલાનું સ્થાન છે, પાપાત્માઓના વિહારનું ધામ છે. ભાઇ! જો મને આ રાક્ષસ પોતાના પંજામાંથી મુક્ત નહિ કરે તો છેવટે હું મારા પતિ તરફથી મળેલી આ હીરાની વીંટી ચૂંસીને આત્મહત્યા કરીશ; પિયુના નામનું સ્મરણ કરતી કરતી પરમાત્માના પ્રેમમય સ્થાનપ્રતિ પ્રયાણ કરીશ.” શાન્તાએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

“વાહ! વાહ! સતી તારા આવા ઉત્તમ સ્વભાવે મને વિમુગ્ધ બનાવી છે, મારા હૃદયમાં ધર્મની ઝળહળતી જ્યોતિ જગાવી દીધી છે. હું નહોતી જાણતી કે, સતીનું જીવન આવું ઉત્તમ વિચારોથી

પરિપૂર્ણ હોતું હશે ! ધન્ય છે ! બહેન ! તારી એકાગ્રવૃત્તિને અનેક-વાર ધન્ય છે.”

“કેમ ! તમે પુરૂષ હોવા છતાં સ્ત્રી તરીકે તમારી ઓળખાણ કેમ આપી રહ્યાં છો ?”

“બહેન ! હું ખરી રીતે પુરૂષ નથી, પણ તારા જેવી સ્ત્રીજ છું અને કાળાં કામ કરવાની અભિલાષાથીજ અહીં આવી છું. પરંતુ તારી એકાગ્રવૃત્તિ, ધર્મપરાયણતા અને સ્ત્રીના નામને શોભાવનારા સદ્‌ગુણો મને નરકના કુંડમાં પડતી બચાવી છે. હું આ જમીનદાર સુંદરીમોહનને ખરો પ્રેમી જાણતી હતી, પરંતુ તેના દિવ્ય રૂપમાં અંધી બની હતી અને તેની મીઠી વાણીમાં મોહાણી હતી, પરંતુ હવે જોઉં છું કે, મારો એ સર્વ એક પ્રકારનો ભ્રમજ હતો. જેને મેં સુધાનું સ્થાન ધાર્યું હતું, તે કાતિલ ઝેરના આગારરૂપે અત્યારે નિહાળી રહી છું. જેને હું કેવળ એકજ પત્નિની પ્રેમનો અંગિકાર કરનાર દેવતા ધારીને તેની સાથે લગ્ન કરવા તૈયાર થઇ હતી તેને અત્યારે અનેક અબળાઓનો અધઃપાત કરનારા ઘોર શયતાનના રૂપમાં જોઇ રહી છું. હવે મને મારા પાપનો પૂર્ણ પશ્ચાતાપ થાય છે. હું નહોતી જાણતી કે, આ સુંદરીમોહનનું જીવન આટલું બધું સડેલું હશે. જો મને પ્રથમથીજ એના આ કલંકની કાળાશથી ભરેલા ભેદી જીવનના ભયંકર ભેદને જાણી શકી હોત, તો આવું સાહસ કરી સ્ત્રીવેશનો ત્યાગ કરી કદાપિ અહીં આવતજ નહિ.” વનલતાએ કહ્યું.

“હાય ! બાજી બગડી ગઈ ! શિકારમાં સપડાયલી પંખિણી છટકી ગઇ ! આ દુષ્ટાની પાસે હું આ બેહિશ્તના બુલબુલને લઇને શા માટે આવી ચઢયો. ભૂલ થઇ, જબરી ભૂલ થઇ. મને ખ્વાબમાં

પણ એવો ખ્યાલ નહોતો કે વનલતાનું હૃદય આવું કોમળ હશે, હું તો એમજ ધારતો હતો કે, વનલતા પણ તેની વિમાતા વિહંગિનીના જેવી વ્યભિચારિણી હશે અને કેવળ પોતાની કામવાસનાને તૃપ્ત કરવાના આશયથીજ અહીં મારી પાસે આવી હશે. પણ હાય! એ તો કેવળ મને મારા સ્વામી બનાવવાના ઇરાદાથીજ આવી હતી પણ મારી આવી પાપલીલા જોઇને હવે તેના મનનો તે ભાવ પણ તદ્દન બદલાઈ ગયો છે."

આ પ્રમાણે અનેક વિચારો કરી સુંદરીમોહને વનલતાને કહ્યું:—"વનલતા! તું મને આટલો બધો દૂષિત ઠરાવી રહી છે, એમાં તારો ભયંકર અન્યાય થાય છે. જો અનેક અબળાઓનો ઉપભોગ કરનાર પુરૂષ તારી નજરમાં દોષિત ગણાતો હોય અથવા અને પુરૂષોના પ્રેમમાં પડનારી પ્રમદા પાતકિની ગણાતી હોય, તો તારા પિતા તથા માતાના જીવન તરફજ એકવાર દૃષ્ટિ દોડાવી જો વિના કારણ મને દોષિત ન ઠરાવ. તારા ઘરમાંજ જે ભયંકર સડો પેઠેલો છે, તેનો ખ્યાલ કરી જો અને પછી મને દોષિત ઠરાવ. જો તું એમ ધારતી હોય કે, હું બીજી સ્ત્રીઓમાં મુગ્ધ થવાથી તારો ત્યાગ કરીશ, તો તેમ ધારીશ નહિ, કારણ કે, ગમે તેટલી પ્રમદાઓના પ્યારમાં પડવા છતાં પણ હું તારી અનુપમ સુંદરતાને લીધે તેને મારી અગ્ર પ્રિયાનું સ્થાન આપીશ. મારા માટે તું બિલકુલ શંકા લાવીશ નહિ."

"જે પુરૂષ કેવળ સુંદરતામાં અંધો થઇનેજ પ્રમદાના જીવનને પાયમાલ કરવા ઇચ્છતો હોય, તેનાપર કોઈ પણ રીતે વિશ્વાસ પણ શી રીતે બંધાઇ શકે! જ્યાં કેવળ કાયાનો સંબંધ હોય અને હૃદય વિભિન્ન હોય, ત્યાં સ્નેહની સ્થાપના કદાપિ થઇ શકતી નથી. હું કેવળ કામવાસનાને તૃપ્ત કરનારી કુલટા નથી, પણ પ્રણયની અભિ-

ભાષિણી છું. તમારી સાથે મારો મેળાપ થયો હતો, તે સમયેજ જો તમે તમારી આ ઇચ્છા મારી પાસે વ્યક્ત કરી હોત, તો હું તમારૂં મુખ જોવાને પણ કદાપિ આવત નહિ. હું જે આશાથી અહીં આવી હતી, તે આશાપર આજે પાણી ફરી વળ્યું છે. કારણ કેઃ—

"ધારી હતી સુધા મીઠી તે વિષનો આકાર છે;
નહીં પ્રેમનું આ સ્થાન છે, ભીષણ અતિ આગાર છે;
અબળા બિચારી રાંકડી, આ સ્થાનમાં રીબાય છે;
નિરખી બધાં આ પાપનો હૈયું હવે ચીરાય છે."

ત્યારે શું તું મારી આશાને નિરાશાના સ્વરૂપમાં બદલી નાખવા માગે છે." સુંદરીમોહને કહ્યું.

"હા, હવે લાચારીથી તેમજ કરવું પડશે." વનલતાએ સ્પષ્ટ જવાબ આપ્યો.

"સુંદરતાના અવતાર રૂપ સુન્દરી ! જે જિગરને આશા આપીને તેં પોતેજ તારા પ્રેમને માટે તલ્લીન બનાવ્યું હતું, તેજ જિગરના તું અત્યારે ચૂરેચૂરા કરવાને કેમ તૈયાર થઇ છે. તારા આ અનુપમ રૂપનું અવલોકન કર્યા પછી મારા હૃદયમાં તારા પિતાનો જે કાંઇ ભય હતો, તે દૂર થયો છે, મારા વિવેકનો પડદો તૂટી ગયો છે. અને હું મદિરાપાનથી મસ્ત થયેલા મરકટના જેવો ઉન્મત્ત બની ગયો છું તેવી સ્થિતિમાં તું હવે મારો અનાદર કરીશ તો મારી શી દશા થશે ?

"છે પીન કૂચ વળિ ચંદન લેપ અંગે;
યૂવાન લંબનયની કચ શ્યામ રંગે;
કામે પીડિત મુખ ચંદ્ર સમાન ચારૂ;
છે હોઠ રક્ત તન ગૌર મૃદુ ઘણેરૂં;

તાંબૂલ રંગ અધરે શિશિ ફૂલ વેણી;
અષ્ટાંગ વાસ વસિ અત્તરની મઝેની;
સૂલક્ષણા અતિશ સૂંદર માનવંતી;
મોઢું પ્રસન્ન મૃદુ ભાષણ તું વદંતી;
વિશાળ વેણુ દગને સુખ દેણુ એવી;
કંદર્પ પૂર્ણ અતિ સૂંદર દેહ તેવી;
લીલાવતી મધુર કોકિલ કંઠવાણી;
વીનોદ પૂર શણગાર સમસ્ત રાગી;
બીલ્લા સમાન સ્તન કોમળ ને સુશીળા;
હે નાર તૂજ કંઠથી દે ભેટવા મને;
સંતુષ્ટતા ભર અરે કરી પ્યાર પ્રેમે."

"આમ ધારવામાં તમારી ભૂલ થાય છે. શાસ્ત્રકારો જે નારીમાં લુબ્ધ થઇને તમે આટલી બધી પ્રશંસા કરી રહ્યા છો, તેના સંબંધમાં સર્વને કેવો મનોહર ઉપદેશ આપી રહ્યા છે, તે જરા ધ્યાન દઇને સાંભળો:—"આમ કહીને વનલતાએ કહેવા માંડયું કે:—

"નિર્ગૂણ રૂપ જગનો ભરતા મઝેનો;
જ્ઞાને ભરેલ સતચીદજ આતમાનો;
કૌસ્તૂભ માળ ગળામાં પિત વસ્ત્ર અંગે;
છે ચાર ભૂજ વળિ ચક્ર સદાજ સંગે;
વીધી અને અખિલ વિશ્વ તણોજ ઇશ;
દેનાર મોક્ષ, અતિ શાંત, ગુણે રહીત;
છે નાશવંત સૂખ સૂંદરિથી મળેલું;
સ્ત્રીભોગ સેવન વળી દુઃખદા ઘણેરૂં;
માયા કરી નરક હંડિ સુકામ ભંડી;

માનુષ્ય ખંડિ વળિ જે તપની વિખંડી;
એવી કુનાર દિનરાતજ 'સેવિ જેણે;
ખોગે વૃથા જનમ વિશ્વ વિશેજ તેણે."

"વનલતા ! તું આવી નિષ્ઠુર ન થા. તારા હૃદયની ઉદારતાને સંકીર્ણ ન કર. તારા રૂપે મને દીવાનો બનાવી દીધો છે, સારા સારના વિચારથી હીન કીધો છે. શું સ્નેહની રીતિ આવી હોતી હશે કે ? પ્રણયના વ્યાપારમાં આટલી બધી નિષ્ઠુરતા દર્શાવાતી હશે કે?" સુંદરીમોહને કહ્યું.

"સુંદરીમોહન ! આવા શબ્દો બોલી સ્નેહના નામને ન શર્માવો. તમે સ્નેહને તિલાંજલિ આપી વ્યભિચારનો આશ્રય ગ્રહણ કર્યો છે. પ્રેમની સીમાને ઓળંગી પાપમાં પ્રવેશ કર્યો છે. હવે મને મેળવવાની આશા રાખશો નહિ; આવા નિરર્થક શબ્દો ઉચ્ચારશો નહિ." વનલતાએ ઉપદેશ આપી કહ્યું.

"શું ત્યારે હવે મારે તારી આશાનો સર્વથા ત્યાગજ કરી દેવો પડશે." સુંદરીમોહને પૂછ્યું.

"હા—હા, એમજ કરવું પડશે." વનલતાએ દઢતાથી જવાબ આપ્યો.

"પણ વનલતા ! મારૂં હૈયું અત્યારે મારા હાથમાં રહ્યું નથી, મારાથી તને કોઈ પણ રીતે તારા પ્રેમનો ઉપભોગ કર્યા વિના છોડી શકાય તેમ નથી." સુંદરીમોહને કહ્યું.

"ત્યારે શું તું મારાપર પણ આ અબળાની પેઠે અત્યાચાર કરવા માગે છે ?" વનલતાએ કહ્યું.

"હા, લાચારીથી કદાચ તેમ પણ કરવું પડશે." સુંદરીમોહને જવાબ આપ્યો.

"એમ કે !"

"હા–હા."

"ઠીક છે, જ્યારે તું જુલ્મ કરશે, ત્યારે જોયું જાશે." વનલતાએ દૃઢતાથી કહ્યું.

"શું તું મને પણ ડરાવવા માગે છે?" સુંદરીમોહને અજાયબીમાં આવીને પૂછ્યું.

"ના, હું તને ડરાવવા માગતી નથી. ઇશ્વરજ તને ડરાવશે, પાપના પયોધિમાંથી ડૂબતો બચાવશે. જગતમાં જન્મ ધારણ કરી વિનાકારણ પાપનો પ્રચાર શા માટે કરે છે! બિચારીના વારસ અને નિર્દોષ અંબાલિકાની મિલ્કતને વિનાવાંકે બળાત્કારે હજમ કરી તેનો તું આવો દુરુપયોગ કરવા ધારે છે. તું જાણતો નથી કે, એ સર્વ એક દિવસ ફના થઇ જશે, આ મદમસ્ત કાયા પણ કાળના પ્રચંડ આઘાતથી ચૂર્ણ વિચૂર્ણ થઇને માટીમાં મળી જશે." વનલતાએ કહ્યું.

"એ બધું જાણવા છતાં પણ હું મારા મનના આવેગને અટકાવી શકતો નથી. સંસારમાં જો સર્વજનો નીતિના માર્ગપર ચાલતાં હોત, તો નીતિની કશી મહત્તાજ ગણાત નહિ. જો વિશ્વમાં ધર્મજ સર્વત્ર માન્ય ગણાતો હોત તો ધર્મનું મૂલ્યજ અંકાત નહિ. માટે વનલતા! હવે મને ઉપદેશ આપવાનું છોડી દે અને તારા આ સૌન્દર્યવારિધિમાં સ્નાન કરવા દે. મને તારા ઉપદેશામૃતનું પાન કરવા કરતાં અધરામૃતનું પાન કરવાની ઉત્કટ ઇચ્છા છે."

"શું તું મને એવું દૃઢ વચન આપી શકે તેમ છે ખરો કે, જો કદાચ હું તારા પત્નીત્વને સ્વીકારૂં, તો મારા સિવાય અન્ય કોઇ પણું અબળામાં તારી આસક્તિ ન બંધાતાં મારામાંજ તારો સ્થાયી અનુરાગ રહે! મારામાંજ તું મગ્ન રહે!" વનલતાએ પૂછ્યું.

"ના, વનલતા ! હું પ્રથમથી જ વચનના બંધનમાં બંધાઇ શકું તેમ નથી. કારણ કે, તારા કરતાં કોઈ વિશેષ સુંદર લલના મને મળે, તો તેની સુંદરતાનો ઉપભોગ કર્યા વિના મારાથી કદાપિ સ્થિર રહી શકાય નહિ તે તો સ્વાભાવિકજ છે. કારણ કેઃ—

"જુવાની દીવાની અજબ રંગો બતાવે;
ઘડીમાં ડોલાવી ભાન બધું ભૂલાવે;
કરી બુદ્ધિને ભ્રષ્ટ તે નીતિથી ચળાવે;
આફતો અવનવી ક્ષણે ને પળે એજ લાવે;
બનાવી બ્હાવરા રૂપમાં એ લોભાવે;
મૂકાવી લાજ લોકો તણી સદા એ ડગાવે."

"સુંદરીમોહન ! હું હવે તારા હૃદયને સારી રીતે ઓળખી ગઇ છું. તું મનુષ્ય નથી, મનુષ્યના આકારમાં રહેલો શયતાન છે. જે મનુષ્યને પોતાના મનપર કાબુ નથી, તેવા મનુષ્યના સંસર્ગમાં આવવું એ પણ મહા પાતક છે. હવે મને મેળવવાની તારી આશા વ્યર્થ થઇ છે. અત્યાર સુધી મારા મનમાં તારા માટે જે ઉચ્ચ અભિપ્રાય હતો, તે બદલાઇ ગયો છે. તું પાશવી વૃત્તિનો પિશાચ છે, જીવતો નર રાક્ષસ છે. તારી જિન્દગીનો સાર કેવળ સ્ત્રીઓની સુંદરતાનો ઉપભોગ કરવામાંજ તું માની બેઠો છે. માયાના કીડા માયામાંજ મરવાના છે. એ વાતાનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો છે. બસ, હવે હું આ તારા પાપનિકેતનનો પરિત્યાગ કરી અહીંથી સદાને માટે વિદાય થાઉં છું." આમ કહીને વનલતા ચાલવા માંડી.

"ખબરદાર ! એક ડગલું પણ આગળ ભરીશ નહિ. સિંહના પંજામાં સપડાયલો શિકાર આબાદ છટકી શકે ખરો કે ? હું તને તથા આ સું રીનેદઆજે અહીંથી કોઈ પણ રીતે છોડવાનો નથી."

"ત્યારે શું તું અમારા બન્નેના ધર્મપર ધાડ પાડવા માગે છે ! નિર્માલ્ય નારીઓ ધારી અમોને તારા પાપસદનમાં પૂરવા ધારે છે !" વનલતાએ કહ્યું.

"હા-હા. તેમજ છે. જ્યાં સુધી તમો મારી ઈચ્છાને તૃપ્ત નહિ કરો, ત્યાં સુધી હું તમને બન્નેને રીબાવી રીબાવીને મારીશ. હું હાલ તરત તમને દસ દિવસની મુદ્દત આપી મારા મહાલયમાં રાખું છું. જો એ દસ દિવસમાં તમે મારી ઇચ્છાને તૃપ્ત નહિ કરો તો પછી તમને બન્નેને યમસદનમાં મોકલાવી દઈશ." આમ કહીને સુંદરીમોહને એક વિકરાળ વેશવાળી ડાકિની જેવી દાસીને બોલાવીને કહ્યું:–"દાસી ! આ બન્ને કુલટાઓને હમણાં મારા આરામગૃહની બાજૂની ઓરડીમાં કેદ કર અને આઠ દિવસ સુધી તેમની બરાબર સંભાળ રાખ. જો એ આઠ દિવસમાં તેઓ મારી આજ્ઞાનું પાલન નહિ કરે, તો પછી બીજી વ્યવસ્થા કરવામાં આવશે."

ત્યાર પછી સુંદરીમોહન ત્યાંથી ચાલ્યો ગયો. દુષ્ટ દાસીએ બે બળવાન પ્રહરીની સહાયતાથી વનલતા તથા તેની સંગિનીને સુંદરી મોહનની આજ્ઞા પ્રમાણે તેના આરામગૃહની બાજૂની ઓરડીમાં લઇ જઇને બંદિની બનાવી.



# પ્રકરણ ૯ મું

## ભેદનો સ્ફોટ.

મુરાદો બર ન આવી, હાય ! બદનામી થઈ હાલી;
બગલગીરી કરી ચાંપી શકયો ના હાથમાં ઘાલી;
ફસાવ્યો ઠીક ફન્દામાં, અરે ઓ ! જુલ્ફ જંજાલી;
* * * *
જુઓ ! હથિયાર ચાલુ ચીરવા આશક તણું અંતર;
પડયાં'તાં નાઝનાં મ્હેણાં ભરેલાં દફતરે દફતર.
તુફંગો, તીર, તલવારો. કટારો, જમ્બિયા, નશ્તર;
ઝખમ દુનિયા ઝમાનોના મુસીબત ખ્વાંફના ખંજર;
કતલમાં એ કદમ બોસી ઉપર ક્યામત ખુદાઇ છે. ”

અમૃત

ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીની કન્યા વનલતા જ્યારે સુંદરી-મોહનના સપાટામાં સપડાઇ ગઇ, ત્યારે તેની ચિંતાનો અવધિ રહ્યો નહિ. તેણે ઠેક ઠેકાણે માણસો મોકલાવીને તેની તપાસ કરાવવા માંડી તપાસમાં ને તપાસમાં લગભગ એક માસ વીતી ગયો, છતાં પણ તેનો કશો પતો મળ્યો નહિ. આથી હરગોવિંદ બધાં કામો પડતાં મૂકીને તેની તપાસ કરવા લાગ્યો.

આ પહેલાં જે એક મુખ્ય અને મહત્વનો બનાવ બન્યો હતો. તે અમો અમારા વાંચક બંધુઓને જણાવવાનું ભૂલી ગયા છીએ માટે આ સ્થળેજ તેનો ઉલ્લેખ કરવાનું ઉચિત ધારીએ છીએ. હર-ગોવિંદ નવીન પત્ની વિહંગિનીના પ્રેમનો અસ્વીકાર કરી એક પ્રહ-

રીનું ખૂન કરી ! તેનો મુનીમ જે રાત્રે ચાલ્યો ગયો, તેને બીજે દિવસે સવારેજ વિહંગિનીએ આવીને હરગોવિંદ પાસે મહા કોલાહલ મચાવી મૂકયો તથા વીરભદ્રના સંબંધમાં અનેક સાચી ખોટી વાતો તેને કહી સંભળાવી હરગોવિંદે રોષે ભરાઇને તરતજ તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો.

વીરભદ્ર એ સમયે જો કે હરગોવિંદના મકાનમાં પ્રવેશ કરવાને બિલકુલ રાજી નહોતો. છતાં પણ કેવળ સર્વ દોષોનો અપરાધી પોતેજ ઠરે છે, એવું જ્યારે તેના સાંભળવામાં આવ્યું, ત્યારે તે પાસેના એક ગામમાં જઇ છુપાયો હતો, ત્યાંથી પણ હરગોવિંદ પાસે આવી હાજર થયો. હરગોવિંદે તેને જોતાંની સાથેજ લાલચોળ આંખો કરી કહ્યું કે:—

"કેમ, મુનીમ ! તેં તારા અન્નદાતાના લૂણનો બદલો તો બહુ સારો વાળી આપ્યો છે. શું મારા મકાનમાં પ્રવેશ કરી મારીજ સ્ત્રીપર અત્યાચાર ગુજારતાં તને જરા શર્મ પણ ન આવી ? તારા અન્નદાતાની પણ દહેશત ન લાગી ? કહે, આજથી બે ત્રણ દિવસ પહેલાં ઘોર અંધારી રાત્રે તું મારા મકાનમાં શા માટે દાખલ થયો હતો ? તેં મારી પરમ ધાર્મિકા પત્નીપર શા માટે જુલમ ગુજાર્યો હતો ? મારા પ્રહરીનું ખૂન કરી તુ મારી કન્યાનું હરણ કરવાને કેમ તૈયાર થયો ? શું તું હજી સુધી મને ઓળખી શકયો નથી ? હું કોણ છું, એ હજી સુધી તુ જાણી શકયો નથી ? કહે—જલ્દી કહે, કે મારી એકની એક કન્યા વનલતાને તેં કયાં છૂપાવી છે ? જો તને જીવનની લેશ માત્ર પણ સ્પૃહા હોય, તો મારી પાસે અસત્યનો વ્યવહાર કરવાનું સાહસ ન કરીશ. તુ એ તો સારી રીતે જાણેજ છે કે, મારી સાથે કપટની બાજી ખેલનારને હું ધરાના ધામપરથી નાબુદ કર્યો

સિવાય રહેતો નથી ? માટે જો તું સર્વ સત્ય હકીકત જણાવી દઇશ, તો હું તને મુક્ત કરીશ અને તારા સર્વ અપરાધોની ક્ષમા આપીશ હજી સૂધી મેં કોઇને પણ ક્ષમા આપી નથી, છતાં તને ક્ષમા આપવાનું કહું છું, એમાં પણ મારો એક ગુપ્ત હેતુજ સમાયલો છે. તે હેતુ એ છે કે તું મારા કેટલાક છુપા ભેદોથી જાણી તો છે અને મારાં કેટલાંક કામોમાં તેં મને સારી સહાયતા કરી છે. આથી હું તને મારવા માગતો નથી. હવે એ સર્વ ચર્ચા કરતાની કાંઈ આવશ્યકતા નથી, માટે જે સત્ય હોય તે જણાવી દે. મારી કન્યાના ગુમ થવાથી અત્યારે હું હેરાન પરીશાન બની ગયો છું, માટે મને વિના કારણ વધારે ન સતાવ."

વીરભદ્ર હરગોવિંદના મુખ સ્હામું જોઈ રહ્યો. ઘણીવાર સૂધી તે કશું પણ બોલી શકયો નહિ. પરંતુ પાછળથી હૃદયમાં સાહસનો સંચય કરી ધીર–ગંભીર, સ્વરથી બોલ્યોઃ–"શું કરૂં સાહેબ ! આપ મારા અન્નદાતા છો, એ વાતને હું કબુલ કરૂં છું, પરંતુ આપ અત્યારે મારા પર જે જે આક્ષેપોનું આરોપણ કરી રહ્યા છો, એમાં તો, હું સર્વથા નિર્દોષ છું. અન્યના દોષે મારે દોષિત થવું પડે છે. દોષિત બીજું છે અને તેનું ફળ મારે ભોગવવું પડે છે. હું આજે માથું કોરાણે મૂકીને જ આપની પાસે આવ્યો છું. જીવનની આશાનો પરિત્યાગ કરીનેજ આવ્યો છું. વીરભદ્રની આવી વાત સાંભળીને હરગોવિંદ શાસ્ત્રી અજાયબીમાં પડી ગયો. તેણે આતુરતાથી પૂછયું કેઃ—"કેમ, વીરભદ્ર ! આવા શબ્દો કેમ બોલે છે ? જ્યારે હું તને જીવનદાન આપવાની ઉદારતા દર્શાવવાને તૈયાર થયો છું, ત્યારે તું હાથે કરીને મૃત્યુનીજ આશા શા કારણથી ધરાવે છે ? ચાલ, હવે એ સર્વ વાતોને આટલેથીજ અટકાવીને જે સત્ય

હોય, તે જણાવી દે, હું તને આટલું બોલવાનો પણ અવકાશ. આપું છું, પણ જો તારી જગાએ બીજો કોઇ પુરુષ હોત, તો મેં તેને અત્યાર સુધીમાં તો ક્યારનોય યમસદનને સ્વાધીન કરાવી દીધો હોત, પણ તારા એવા કેટલાક ઉપકારો છે કે, જેને હું હજી સુધી વિસરી શક્યો નથી. એ ઉપકારોએજ તને અત્યાર સુધી જીવતો રહેવા દીધો છે, એમ કહું તો પણ ચાલી શકે તેમ છે.

"એટલે ! આપ શું કહેવા માગો છો ? શું જીવન એ એટલી બધી અમૂલ્ય વસ્તુ છે કે, જેને બચાવવાની ખાતર મનુષ્ય મનુષ્ય ધર્મનો ત્યાગ કરીને સાક્ષાત્ પિશાચનું સ્વરૂપ ધારણ કરી લે, ના કદાપિ નહિ. જો એમ કહેવા માગતા હો કે, જીવનના રક્ષણને માટે સત્યને છૂપાવી રાખવામાં આવે તો, તેમાં પણ દોષ નથી, તો હું આપના તે સત્યની વિરૂદ્ધ પડું છું. અત્યારે હું આપની નજરમાં દોષિત તરીકે ઉભો છું, એમાં મારો દોષ નથી, પણ એક ત્રીજી વ્યક્તિનો દોષ છે. એ વ્યક્તિની ઉશ્કેરણીથીજ અત્યારે આપ મને આવાં વજ્ર જેવાં કઠિન શબ્દ બાણોનો પ્રહાર કરી રહ્યા છો."

"ત્રીજી વ્યકિત ! એ ત્રીજી વ્યકિત કોણ છે વારૂ ?" ઉત્સુકતાથી હરગોવિંદે વચમાંજ પ્રશ્ન કર્યો.

"એ આપના અંતરને પૂછવાથી જણાઇ આવશે." વીરભદ્રે જવાબ આપ્યો.

"મારા અંતરને ?"

"હા–હા, આપના અંતરનેજ !"

"ના, વીરભદ્ર ! મારાથી તો કશું પણ સમજી શકાતું નથી. તું હવે મને નાહક સંદેહના દોષમાં ન ડોલાવ. મારા ચિત્તની વ્યાકુળતાને વધારે ન વધાર." હરગોવિંદે કહ્યું.

"જે વિષયમાં આપ મને અપરાધી ધારો છો, એ વિષયમાં ખરી અપરાધિની આપની નવીન પત્ની વિહંગિનીજ છે. તેણેજ મને તે રાત્રે પોતાને મારૂં ખાસ જરૂરનું કામ છે, એમ જણાવ્યું હતું અને ત્યાર પછી—"

"કેમ, અટકી કેમ ગયો? ત્યાર પછી શું થયું હતું વારૂ?" હરગોવિંદે ઉત્સુકતાથી પૂછ્યું."

"ત્યાર પછી તેણે પોતાની પાપીયસી ઇચ્છાને મારી પાસે પ્રકટ કરી હતી. મેં તેની તે ઇચ્છાનો પ્રતિકાર કરીને જણાવ્યું હતું કે, મારૂં જીવન જશે, તો પણ હું તેની સાથે એવા કાળા કામમાં કદાપિ લિપ્ત થઇ શકીશ નહિ. એના પરિણામે તેણે ઘણો આગ્રહ કર્યો હતો, અને એ આગ્રહમાં તે ફળીભૂત ન થઇ, ત્યારે છેવટે તેણે પ્રહરીને બોલાવીને મારાપર બળાત્કારનો આરોપ મૂકી મને કેદ કરવાની સૂચના કરી હતી. આથી હું મારી ઇજ્જતના બચાવ ખાતર પ્રહરીના હાથમાંથી છટકવાને તૈયાર થયો હતો. પણ તેણે મને કોઇ પણ પ્રકારે ન છોડવાની સખ્ત ધમકી આપી હતી. એ સમયે એક તો હું ખૂબ અકળાઇ ગયો હતો અને એવામાં એણે આવીને મને અટકાવ્યો. મારો ક્રોધ એકદમ ઉછળી આવ્યો. ક્રોધમાં ને ક્રોધમાંજ મેં તેનાપર બંદૂક ચલાવી અને એથી એ બિચારીનું ખૂન થયું.

"ખૂન થયું? ત્યારે તું એટલું તો અવશ્ય સ્વીકારે છે ને કે તેં પ્રહરીનું ખૂન કર્યું છે?"

"હા, બેધડક સ્વીકારૂં છું. જ્યારે સર્વ વાત સ્વીકારવાને તૈયાર થયો છું, ત્યારે એક મામૂલીને વાતને શામાટે છુપાવું? પણ એ પહેલાં આપ જેને માર્મિકા અને સતી શિરોમણિ પત્નિ માનો છો,

તેનો સર્વ વૃત્તાંત સાંભળી લો. તે વિહંગિનીના આવ્યા પછી આપની પડતીનો પ્રારંભ થયો છે. હાય! શું કહું! એ પાપીયસીએ આ પહેલાં પણ બેવાર આવાજ ફંદો ફસાવીને મને કુમાર્ગમાં લિપ્ત કર્યો હતો. હું પણ ભયનો માર્યો એના પાપમાં પ્રવૃત્ત થઇને એની પાપવાસનાને તૃપ્ત કરવાને તૈયાર થયો હતો. મારાથી આપની એ સતી સુંદરીના શીલનો એક બેવાર નિરૂપાયે ભંગ થઇ ગયો હતો. પણ આ વખતે મારા મનમાં અન્નદાતાની પત્ની સાથે કુસંબંધ રાખવામાં મહા ભયંકર પાપ સમાયલું છે એવું જ્ઞાન ઉત્પન્ન થવાથી તથા પૂર્વના પાપના પશ્ચાતાપરૂપ પાવકથી મારૂં હૃદય બળીને દગ્ધ થઇ જવાથી, મેં એની એ યાચનાનો અસ્વીકાર કર્યો હતો, અને એથી ફરીનેજ આ મહા ભીષણ કાંડ ઉપસ્થિત થયો હતો.

આ વાત સાંભળીને હરગોવિંદ શાસ્ત્રીના મસ્તકપર જાણે વજ્રપાત થયો. તે દિગ્મૂઢ બની ગયો. તેની આંખો લાલચોળ થઇ ઊઠી. આખા શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. ઘણીવાર સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો. આ જોઇને વીરભદ્રે ધાર્યું કે, તેના કહેવાનું પરિણામ અવશ્ય કાંઇક સારૂંજ આવ્યું છે. તેના પ્રત્યેક શબ્દે હરગોવિંદના હૃદયપર સચોટ અસર કરી છે. એથી તે ફરીવાર કહેવા લાગ્યો કેઃ—“મેં સ્વામિદ્રોહી થઇને સ્વામીની પત્ની સાથે જે બુરો સંબંધ રાખ્યો હતો અને જીવનની તુચ્છ આશામાં અંધ થઇને હું આખરે વ્યભિચાર જેવા મહા ભયંકર પાપના માર્ગમાં દોરાયો હતો, એવું ઘોરત્તમ પ્રાયશ્ચિત કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે.”

વીરભદ્રનાં આ વાકયોએ હરગોવિંદના હૃદયપર જાદૂની અસર

કરી. તે સ્તબ્ધ થઇ ગયો અને એકી ટસે તેના મુખ સ્હામું જોઇ રહ્યો. ઘણીવાર સુધી ચૂપ રહ્યા પછી તે પાછો કાંઇક વિચાર કરીને બોલ્યોઃ—"ત્યારે શું એ કુલટાજ સર્વ પાપોની કરનારી ? મારી આંખમાં પણ એ રાક્ષસી ધૂળ નાખવા માગે છે ? અસહ્ય ! અસહ્ય ! આજનો આ પ્રકાર સર્વથા અશકય છે !"

"પ્રભુ ! નારી જગતમાં કયું કુકર્મ કરતી નથી ? સત્યને અ-સત્યના આવરથી છૂપાવવું. ધર્મને અધર્મના અંધકારમાં ડૂબાડવો, સન્માર્ગ ગામીને કુમાર્ગગામી કરવા, એ સર્વ નારીઓનો સ્વાભાવિક સ્વભાવજ છે. જો પરમાત્માએ મને સન્મતિ ન આપી હોત, તો આપની કામાંધ કામિની મારો કયાં સુધી અધઃપાત કરત, એનો કાંઇ નિશ્ચયજ નથી. મને પરમાત્માએ બચાવ્યો; મારા હૃદયમાં મારા પાપના જંતૂઓએ એવો ઉન્માદ મચાવી મૂકયો છે કે, જેનું મારાથી વર્ણનજ કરી શકાતું નથી. વિષયાગ્નિમાં પડીને મેં મારા જીવનની શાંતિને દગ્ધ કરી નાંખી છે. મનુષ્ય જ્યારે કોઇ કુકૃત્યમાં લિપ્ત થાય છે, ત્યારે તેને સારા નરસાનું કશું પણ જ્ઞાન રહેતું નથી. પણ જ્યારે એ કુકૃત્યમાંથી તે નિવૃત્ત થાય છે, ત્યારે પ્રશ્ચાતાપ રૂપ પાવક તેના હૃદ-યને બાળીને રાખ–ખાક કરી દે છે. મારી પણ એવીજ દશા થઇ છે. નારીના રૂપમા અંધ બનવાથી ગમે તેવા શક્તિધારક પુરુષને પણ પણ એક દિવસ ભયંકર યાતનાનો અનુભવ કરવો પડે છે. મહાશય ! હું કાંઇ સર્વ નારી સમાજપર આક્ષેપ કરતો નથી, પરંતુ મને જે જે નારીઓનો અનુભવ થયો છે, તે પરથી દૃષ્ટાંત લઇનેજ કહું છું. સંસારને અસાર કરનાર એવી કુકૃત્યા કામિનીઓજ છે અને એના યોગેજ પુરુષોની પાયમાલી થાય છે, વિદ્વાન પુરુષોએ તો એવા પ્રકા-રની ભયંકર ભામાઓ માટે એટલે સુધી કહે છે કેઃ—

"હેતે હથેળીમાંહિ ઝેરી વીંછીને બેસાડજો;
ને ગળે કાળા નાગને પણ પ્રેમથી વીંટાળજો;
વિકરાળ હિંસક વાઘને કૂદાવજો છાતીપરે;
બે પૂરની સરિતા પ્રવાહે મૂકજો નૌકાખરે;
વળિ આગમાં વિશ્રામ ધરતાં પણ જરા ડરશો નહિ;
પણ કોઇ એ વિશ્વાસ વનિતાનો કદિ કરશો નહિ;
મુખમાં સુધાને રાખિને હૃદયે હલાહલ રાખતી;
રમણી નથી એ રાક્ષસી છે મદનમાં એની મતિ!"

"શું ત્યારે મારી પત્ની અવશ્ય કામાંધ કામિનીજ છે! હા, હું અત્યારે શું સાંભળી રહ્યો છું?" હરગોવિંદશાસ્ત્રી કપાળપર હાથ મૂકી બોલ્યો.

"મારી વાતપર અત્યારે આપને વિશ્વાસ નહિ આવે, પણ પરમાત્મા જ એક દિવસે ને એક દિવસે એના પાપનો ઘડો ફોડી નાખશે. દુનિયામાં અસત્ય કે અનાચાર સર્વદા ઢાંકર્યા રહેતાં નથી. પાપનું પોકળ ફૂટયા વિના રહેતું નથી. આજથી થોડા દિવસમાં જ આપ મારા વચનોપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકશો. અને મને એક ભયંકર મિથ્યાવાદી નહિ પણ ખરા સત્યવાદી તરીકેજ કબૂલ કરશો. હું આપના ક્રોધિત સ્વભાવથી સારી રીતે જાણીતો હોવા છતાં પણ આજે આ બધી વાતો આપને શા માટે કહેવા આવ્યો છું, એ આપ જાણો છો? એમાં આપનુંજ ભલું સમાયલું છે. આપ જો અન્યની અબળાઓ ઉપર આશક્ત રહ્યા કરશો અને આપની પત્નીને છૂટી મૂકી દેશો, તો તે અવશ્ય પાપના માર્ગમાં પ્રવૃત્ત થયા વિના રહેશે નહિ. દુનિયાનો એ એક કાયદોજ છે કે, ઘર ફૂટયે ઘર જાય માટે

આપ પ્રથમ સુનીતિના માર્ગપર આવી તેને સુધારો. હું આપને એનાપર અત્યાચાર કરવાની કે માર મારવાની બિલકુલ સલાહ આપતો નથી.

કારણ કે, એથી એ સુધરવાને બદલે બગડેજ છે. વળી, અહીં આવી મારા દોષને આપની પાસે વ્યક્ત કરવાનું બીજું કારણ એ છે કે, એમ કરવાથી હું એક મહાપાપમાંથી મુક્ત થઇ શકું તેમ છું, તથા જન સમાજમાં મારી અપકીર્તિ થતી અટકી શકે તેમ છે. જો કે, હું તો આ દેશને, આ ભૂમિને ત્યાગી ને અલ્પ સમયમાંજ એક એવી જગાએ જવા માગું છું કે, જ્યાં જવાથી સવ પાપો દૂર થાય છે, અંતરની સર્વ યંત્રણાઓનું અવસાન આવે છે અને પરમ શાંતિ પ્રાપ્ત થઇ શકે તેમ છે.”

“કેમ, તું ક્યાં જવા માગે છે ? આ ભૂમિનો ત્યાગ કરી એવા તે કયા સ્થાનમાં જવાની તું ઇચ્છા ધરાવે છે કે, જ્યાં તારી જણાવેલી સર્વ સિદ્ધિઓ તને સંપાદન થઇ શકે તેમ છે ?” હરગોવિંદ શાસ્ત્રી આ સમયે જાણે કોઇ અદ્‌ભુત ઇન્દ્રજાળમાં આવી પડી અનેક અવનવા દેખાવો જોઇ રહ્યો હોય તથા સ્વપ્નમાં પણ કોઇ વખતે ન સાંભળી હોય, તેવી વાતો સાંભળી રહ્યો હોય, એવો તેના મનમાં ભાસ થવા લાગ્યો. તેણે અત્યંત આતુરતાથી વીરભદ્રને પ્રથમોક્ત પ્રશ્ન પૂછ્યો.

“એ ભૂમિ, વાસ્તવિક રીતે આ ભૂમિ નથી. હું જે દેશમાં જવા માગું છું, તે મૃત્યુરાજનો દરબાર છે, તે દરબારમાં મનુષ્યને મનુષ્યના કર્મનો ઇન્સાફ કરી ઘટતી સજા કરી શાંત આપવાનો પ્રકાર ચાલે છે. આ સંસારમાં મારે મારા તથા મારા આપ્તજનો

માટે જે બંદોબસ્ત કરવાનો હતો, તે હું કરી ચૂકયો છું અને હવે શાંતિથી યમરાજના દરબારમાં પણ જઇ શકું તેમ છું." વીરભદ્રે જવાબ આપ્યો.

જ્યારે વીરભદ્ર અને હરગોવિંદ શાસ્ત્રીની વચ્ચે હરગોવિંદના બેઠકખાનામાં આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, ત્યારે તે બેઠકખાનાના પાછલા દ્વાર પાસે ઉભેલી એક વ્યક્તિ એ સર્વ વાતચીતને એકાગ્રતાથી સાંભળી રહી હતી. તેણે જ્યારે વીરભદ્રનો છેવટનો નિશ્ચય સાંભળ્યો, ત્યારે તેના હૃદયમાં કંપનો આવિર્ભાવ થયો તે પોતાના મનમાંને મનમાંજ બબડી ઉઠી કે:—"બસ, થઇ ગયું! બાજી બગડી ચૂકી! કરેલાં પાપનો અવધિ થયો! પ્રપંચના પાસા અવળા પડયા! ગજબ થયો! સત્યાનાશ વળી ગયો! શું કરૂં? કોની સલાહ લઉં? કેમ, કાંઇ સૂઝતું નથી! મારી ચપળ અને ચાલાક બુદ્ધિ કયાં ગઇ? શું મારી વિચાર શક્તિનો લોપ થયો! જેને હું મારા હાથમાં રમકડાંની પેઠે રમાડું છું, તેનો પણ મને અત્યારે આટલો બધો ભય શા કારણથી ઉપજવા માંડયો?"

આ પ્રમાણે ચિંતા કર્યા પછી તે પુનઃ તેમની બન્નેની વાતચીત સાંભળવા લાગી તેણે દ્વારના છિદ્રમાંથી જોયું કે, વીરભદ્ર અત્યારે ખરેખર મરણીયો થઇનેજ આવ્યો છે અને તેનાં વચનોએ હરગોવિંદના મનપર સચોટ અસર કરી છે. ત્યારે તે પાછી વિચારના પ્રવાહમાં તણાવા લાગી. પાપી માણસને શાંતિનો સમાગમ થવો મુશ્કિલ છે, એવી જે કહેવત કહેવામાં આવે છે, તેમાં અસત્યનો ગંધમાત્ર પણ નથી. એ વ્યક્તિની પણ એવીજ દશા થઇ. તેણે તરતજ પોતાના હૃદયોદ્‌ગાર વ્યકત કરવા માંડયાઃ—"ચિંતા નહિ! જો એક બાજીમાં દાવ ખાલી ગયો છે, તો બીજો અજમાવીશ, બીજામાં હારીશ, તો

શ્રીજીની સહાયતા લઇશ, પણ મારા સંકલ્પની સાધનાને પૂર્ણ કર્યા વિના રહીશ નહિ. જગતનાં લોકો કહે છે કે, પતિનો પરિત્યાગ કરી પરપુરુષમાં લુબ્ધ થનાર પ્રમદા મહાપાપિણી કહેવાય છે, તો શું એ વાર્ત્તા સત્ય છે? ના. કદાપિ નહિ. પાપ? પાપને ઉત્પન્ન કરનાર કોણ? મનુષ્ય! જ્યારે એ મનુષ્યજ પોતાના ઉત્પન્ન કરેલા પાપની સહાયતાથી પોતાની વૃત્તિને પૂર્ણ કરે, ત્યારે પછી પાપનો સવાલજ ક્યાં રહ્યો? ઠીક છે, જોઉં છું કે, હવે એ પાપનો વિજય થાય છે કે ધર્મરૂપ ધતીંગના આશ્રયમાં ગયેલા વીરભદ્રનો વિજય થાય છે! હમણાં જ જઇને નયનના બાણથી એ હરગોવિંદ કે જે બળાત્કારે મારો પતિ થયો છે અને મારો બંધુ હોવા છતાં જેણે મને પોતાની ભાર્યા બનાવી છે, તેને ઘાયલ કરી મારા પક્ષમાં લઇ લઉં છું. માયા શું નથી કરી શકતી? મનુષ્ય માત્ર માયાના ગુલામ છે, દેવતાઓને પણ માયાના પાશમાં બંધાવું પડયું છે, ત્યારે એ પામર હરગોવિંદ કે વીરભદ્રનું શું ગજું છે કે, તે મને લેશ માત્ર પણ ઇજા કરી શકે! મારામાં કેવી અજબ શક્તિ છે! કેવી મધુરી મોહિની છે! જમાનો જેમ ચલાવે તેમ ચાલવું એમાંજ આનંદ રહેલો છે. આજ કાલતો દુનિયામાં એવોજ પ્રકાર ચાલે છે. મેં જે કંઇ કર્યું છે, તેમાં શું ખોટું કર્યું છે. લોકો જે કહે છે તે ખરૂંજ છે કેઃ—

" જોયો જમાનો આ કલિનો પાપનો જયકાર છે;
જ્યાં ત્યાં જગતમાં પાપનો જામી રહ્યો અધિકાર છે;
સારાં બિચારાં ખાય ખત્તા, દુર્જનો પૂજાય છે;
મરવા પછી સદ્દગુણ ગણે દુનીઆ અજબ નાદાર છે;
સતયુગ જાતાં ધર્મને દ્વાપર જતાં યક્ષો ગયા;
ત્રેતા જતાં તીર્થો ગયાં કલિમાં કપટ ભંડાર છે;

માતા વિષયના પ્યારથી સુપુત્રને ચહાનાર છે;
જોયો જમાનો આ કલિનો પાપનો જયકાર છે. "

વાંચક! આ વ્યક્તિને તો તું ઓળખી શકયો હોઇશ, ન ઓળખી શકયો હો, તો સાંભળ, એ અન્ય કોઈ નહિ, પણ હરગોવિંદ શાસ્ત્રીના મામાની દીકરી બહેન, નહિ–નહિ, ભૂલ્યા, ભગિની નહિ, પણ ભાર્યા છટકેલી વિહંગિનીજ હતી. વિહંગિની આવા પ્રકારનો દૃઢ નિશ્ચય કરી ઝાંઝરનો ઝણકાર કરતી, નયનને નચાવતી તથા મુખપર કૃત્રિમ હાસ્યને દર્શાવતી એકાએક હરગોવિંદ શાસ્ત્રીના બેઠકખાનામાં આવી તેના હાથમાં પાન આપી પુનઃ ઉપરાસાપરી કટાક્ષ કરતી કહેવા લાગીઃ—"કેમ, જમવાનું તો કયારનુંય તૈયાર થઇ ગયું છે, છતાં હજી સુધી કેમ ઉઠતા નથી? બળ્યું આમ તે શું કરતા હશો? સંસારમાં રહેવું અને ખાવા પીવાનું પણ ભૂલી જવું, એ તે કાંઈ ચાલી શકતું હશે કે? તમારા માટે અમારે પણ ભૂખ્યા બેસી રહેવું પડે, એ તે કાંઈ વ્યાજબી કહેવાય કે? ઉઠો, પ્રાણેશ, મારા પ્રિયતમ, જમવા પધારો! ભોજન ઠંડુ થઇ જાય છે, રસોઇઓ વાટ જોતો બેઠો છે! હવે જે વાતો કરવી હોય, તે જમીને પરવાર્યા પછીજ કરજો. ચાલો, પ્રભુ–મારા શિરના તાજ, અંતરના આરામ, પધારો."

આમ કહીને એ લજ્જાહીના લલનાએ સ્હામે બેઠેલા વીરભદ્રની પણ લેશમાત્ર લજ્જા રાખ્યા સિવાય હરગોવિંદ શાસ્ત્રીનો હાથ ઝાલી ચુંબન કર્યું.

કામલોલુપ, ઇન્દ્રિયશિથિલ અને અસંયમી હરગોવિંદનો મનોભાવ એથી તરતજ બદલાઇ ગયો. વિહંગિનીનાં વચનોએ એના હૃદયમાં સુધાનો સંચાર કર્યો. વીરભદ્રની વાતથી તેના હૃદયમાં તેનાપર જે અસીમ ક્રોધ વ્યાપ્યો હતો, તે ક્રોધનું અવસાન આવ્યું. તેણે તરતજ

વિહંગિનીનો હાથ ઝાલી પાસેની એક કુરસીપર બેસાડી ઘણાજ મધુર સ્વરથી કહ્યું:—"વિહંગિની ! આજે હું તને એક એવી વાત પૂછવા માગું છું કે, જે સાંભળીને તારા હૃદયમાં કાંઇક ક્રોધનો સંચાર તો અવસ્ય થશેજ, તેમ છતાં પણ મારે તને સત્યતાની ખાતર પૂછવું પડે છે કે, તું જે વીરભદ્રને તારાપર બળાત્કાર કરનાર મહા અપરાધી ઠરાવતી હતી, તે વીરભદ્ર કે જે અત્યારે તારી સ્હામોજ બેઠો છે, તે સર્વ આરોપનું આરોપણ તારા શિરપરજ કરીને તને ભયંકર પાપી-યસી તરીકે સાબીત કરી આપવાને કબુલ થાય છે. એટલા માટે હું આજે ખરૂં અપરાધી કોણ છે, એ જાણવાના દૃઢ નિશ્ચયપર આવી ગયો છું. જ્યાં સુધી મારાથી એ વાર્ત્તાનું સત્ય રહસ્ય જાણી શકાશે નહિ, ત્યાં સુધી હું ભોજન પણ કરીશ નહિ."

"પ્રાણનાથ ! એક અપરાધી પુરુષ અપરાધ કર્યા પછી પોતાના અપરાધને કદાપિ કબૂલ કરતો હશે ખરો કે ? વીરભદ્ર એક ભયંકર ધૂર્ત્ત પુરુષ છે. એના વચનપર વિશ્વાસ મૂકવો એ પણ એક પ્રકારની મૂર્ખતાજ છે." વિહંગિનીએ ઉત્તર આપ્યો.

"હા, વિહંગિની ! એ પોતાના અપરાધને કબૂલ કરીને એમ પણ જણાવે છે કે, હું આ પહેલાં એક બે વાર વિહંગિનીની સાથે પાપમાર્ગમાં પ્રવૃત્ત થયો હતો, પરંતુ આ છેલ્લા અપરાધમાં તો મારો કશો પણ દોષજ નહોતો. વિહંગિનીએજ મને પાપના કૂપમાં ઘસડી જવાની કોશિશ કરી હતી, પણ મને સત્ય જ્ઞાનનો સમાગમ થવાથી મેં તેની તે વાસનાને પૂરી કરી નહોતી અને એના પરિણામેજ એ મહા ઉત્પાત ઉપસ્થિત થયો હતો."

"જૂઠી વાત, તદ્દન જૂઠી વાત ! અપરાધી પોતે હોવા છતાં એ પાપાત્મા મારાપર સર્વ આળ ઢોળી પાડે છે ? તેણેજ છુપી રીતે

મારા દીવાનખાનામાં રાત્રે પ્રવેશ કર્યો હતો અને મારી નિદ્રિતાવસ્થામાં મારાપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. જો તે સત્યવાદીજ છે, તો પછી તેને પ્રહરીનું ખૂન કરી મહાલયમાંથી પલાયન કરવાની શી જરૂર હતી ? વળી જે સમયે એ મહા ભયાનક કાંડ ઉપસ્થિત થયો, ત્યારે મારી દાસી યમુના પણ જાગી ઉઠી હતી અને જો તમને યાદ હોય, તો તે રાત્રે તમને ખબર આપવા પણ તેજ આવી હતી. યમુના સારી રીતે જાણે છે કે, અમારા બન્નેમાંથી ખરૂં અપરાધી કોણ છે ! જો તમારે ખાત્રી કરવી હોય, તો હું હમણાંજ યમુનાને બોલાવું છું."

આમ કહીને હરગોવિંદને બોલવાનો પણ અવકાશ ન આપતાં વિહંગિનીએ તરતજ 'યમુના' 'યમુના' કહીને બે ત્રણ બૂમો મારી. યમુના એક બડી બદમાશ અને લુચ્ચી સ્ત્રી હતી. તેની ઉમ્મર પાં-ત્રીસ--ચાળીસ વર્ષની હોવા છતાં તેના સ્વભાવમાં પ્રૌઢતાનું એક પણ લક્ષણ આવ્યું હતું. તે ઘણીજ ઉછાંછળી અને પૈસાની લાલચુ હતી. વિહંગિનીએ પ્રથમથી પાંચ પૈસા આપી તેને પઢાવી રાખી હતી અને વીરભદ્રના આવવાના સમાચાર સાંભળી પોતાના ઓરડામાંજ બોલાવી રાખી હતી. તે અત્યારે વિહંગિનીનો અવાજ સાંભળતાંની સાથેજં હર-ગોવિંદના બેઠકખાનામાં હાજર થઇ. તેના આવ્યા પછી હરગોવિંદ શાસ્ત્રીએ તેને ઉદ્દેશીને પૂછ્યું:—"કેમ યમુના ! વીરભદ્રે કરેલા ખૂનના મામલામાં તું શું જાણે છે ? જે કાંઈ જાણતી હોય, તે સર્વ સત્યજ જણાવી દે. પણ જો, જૂઠું બોલીશ, તો ચાબુકના મારથી ચામડું પણ ફાડી નાખીશ."

દાસી પ્રથમ તો સહજ કંપી ઉઠી. પણ પાછળથી વિહંગિનીનો ઇશારો થતાંની સાથેજ હૈયામાં હામ બીડીને વિહંગિનીના પઢાવ્યા પ્રમાણે કહેવા લાગી:—"હા, સરકાર ! એમાં આ સ્હામે બેઠેલા વીર-

ભદ્રનોજ સઘળો વાંક છે. તેણે મારી શેઠાણીના ઓરડામાં ઘોર અંધારી રાત્રે પ્રવેશ કર્યો, ત્યારે હું નજીકનાં ઓરડામાંજ સૂતી હતી. હજી મને પૂરી ઉંઘ પણ આવી નહોતી, એવામાં એકાએક હું મારી શેઠાણીની ભયભરેલ બૂમ સાંભળીને ચમકી ઉઠી. મેં તેમના ઓરડામાં જઇને જોયું કે, એ વખતે આ નરાધમ નિમકહરામ વીરભદ્રે મારી શેઠાણીનો હાથ પકડયો હતો અને તેના હાથમાંથી છૂટવા માટે તેઓ જીવતોડ મહેનત કરી બૂમેબૂમ મારી રહ્યાં હતાં. એ વખતે પ્રહરીએ આવીને તેને પકડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ વીરભદ્ર તેનું બંદૂકની ગોળીથી ખૂન કરીને એકદમ દરવાજા બહાર નીકળી પડયો હતો. ત્યાર પછી શું બન્યું હતું, તે હું કાંઈ જાણતી નથી."

"કેમ વીરભદ્ર ! આ દાસી શું કહે છે ? તું મારી પાસે તારી સત્યતાની વાતો તો મોટી મોટી કરતો હતો ! હું હવે બરાબર સમજી શકયો છું કે, તુંજ ખરો ગુન્હેગાર છે અને મારી દેવી જેવી પત્નીને વિનાકારણ સજા કરાવવાને તૈયાર થયો છે." હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું.

"પ્રાણેશ્વર ! જે પુરુષ પોતાના મુખેથી પોતાને નિર્દોષ ઠરાવવા માગે, તે શું કદાપિ નિર્દોષ હોઇ શકે ખરો કે? મેં આ દુરાત્માની નીચ વાસનાને તૃપ્ત ન કરતાં આપની પાસે તેના પાપના પોકળને ખુલ્લું કરી દીધું છે, એટલા માટેજ તે મારાપર આવો જૂઠો હડહડતો આરોપ ઓઢાડવાને તૈયાર થયો છે. દુનિયાનો એક રિવાજ એવો છે, એક ડૂબતો બીજાને ડૂબાડે ! એવોજ પ્રકાર આ પાપપ્રતિમા વીરભદ્રના સંબંધમાં પણ બન્યો છે. હું ધારું છું કે, મારા ઓરડામાંથી નીકળીને એ દુષ્ટજ કદાચ વનલતાનું હરણ કરી ગયો હશે. મારી સલાહ પ્રમાણે તો જયાં સુધી વનલતાનો કાંઇ પત્તો ન મળે, ત્યાં સુધી આ પાખંડીને સખ્ત કેદમાં રાખવાની જરૂર છે."

"ખરૂં છે, મારી શેઠાણીનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. આવા ખૂની, પરસ્ત્રીપરાયણ અને પર કન્યાનું અપહરણ કરનારા પાપાત્મા-ઓનો તો પૃથ્વીપરથી પ્રલય થવાનીજ જરૂર છે." યમુના દાસીએ પોતાની ભોળાભ્ર બુદ્ધિનો પરિચય કરાવી કહ્યું.

અત્યાર સુધી વીરભદ્ર સર્વ હકિકતને એકાગ્ર મનથી સાંભળી રહ્યો હતો. પણ એક બે બદામની તુચ્છ ગુલામડી યમુનાના મુખમાંથી પણ અત્યંત અપમાનસૂચક અને અસત્ય મિશ્રિત વચનો સાંભળીને તેનાં હાડેહાડ વીંધાઇ ગયાં. તેના શરીરની નસેનસમાં ઉષ્ણ લોહી ઉછળી આવ્યું. તે ગર્જના કરી ગંભીર અવાજથી બોલ્યોઃ—ચુપ કર, ચાંડાલિની વેસ્યા! હું તને ઘણી સારી રીતે ઓળખું છું. તારી શે-ઠાણીને વ્યભિચારના માર્ગમાં દોરી તેને ફાંકડા યારો શોધી આપ-વામાં તુંજ અગ્ર ભાગ ભજવે છે, એ મારાથી અજાણ્યું નથી. હું અત્યારે બરાબર સમજી શકયો છું કે તમારૂં બન્નેનું શયતાની ટોળું મારો સર્વનાશ કરવાનેજ તૈયાર થયું છે. પણ મને તમારા જેવો કામાંધ કૂતરીઓની લેશમાત્ર પણ ભીતિ નથી. જ્યારે જીવનની આ-શાને તદ્દન ત્યાગી દીધી છે, ત્યારે તમારાથી મને બીજું શું કરી શકાય તેમ છે? તમારા બન્નેનાં પાપો કાંઈ મારાથી છૂપાં નથી; પણ કેવળ ઈશ્વરના ડરથીજ હું કોઇનાં પાપ બોલવા માગતો નથી. પાપીને પોતાનાં પાપ ખાશે અને ધર્મીઓનો જય જશે."

"જોયું ને પ્રાણેશ! કેવો ઉદ્ધત અને અવિચારી યુવક છે! બોલવામાં કેવી સફાઈ બતાવે છે." નયનના કટાક્ષથી હરગોવિંદનું કાળજું વીંધી વિહંગિની કહેવા લાગીઃ—"મેં મારી આખી જિન્દગીમાં આવો તાલિમબાજ અને હાજરજવાબી પુરુષ જોયો નથી. પોતાનો વાંક બીજાપર ઢોળી દેવા માટે કેવી કાળજાંતોડ કોશિશ કરી રહ્યો

છે ! વાહ ચાલાકી તો ખુબ ચલાવે છેને શું ! પણ મૂર્ખ વીરભદ્ર તું મારા સ્વામીને છેક કાચા કાનના ન માનતો કે જેઓ તારી આ હડહડતી જૂઠી વાત સાંભળીને ભૂલાઇ જશે.”

“બરાબર છે, વીરભદ્ર ! તું એમ ન ધારતો કે તારા આ ફંદામાં ફસાઇને હું મારી પ્રાણાધિકા પત્નીને ગેરઇન્સાફ આપીશ. હાલ તરત હું તને જ્યાં સુધી તારા અપરાધને કબૂલ ન કરે ત્યાં સુધી મારા ખાનગી કારાગૃહની કાળકોટડીમાં કેદ રાખવા માગું છું.” આમ કહીને હરગોવિંદે યમુનાની મારફત તરતજ બે બળવાન પ્રહરીઓને બોલાવી મંગાવ્યા.

બન્ને હિન્દુસ્તાની પ્રહરીઓએ હરગોવિંદના બેઠકખાનામાં આવી તેને પ્રણામ કર્યા અને ત્યાર પછી તેઓ વીરભદ્રને લઇ જવાને તૈયાર થયા. એ વખતે વીરભદ્રે હરગોવિંદને સંબોધીને કહ્યું કેઃ—“સ્ત્રીના વચનમાં અંધ બની આવો અન્યાય ન કરો. જો મારા પર અવિશ્વાસ આવતો હોય તો જે રાત્રે હું તમારા મહેલમાં આવ્યો, તેજ રાત્રે તમારી આ સતી (!) કુલટા સ્ત્રીએ તમારી કન્યાને સુંદરી મોહનના સુંદરીવિહારમાં અભિસાર કરવા કપટથી મોકલી આપી હતી, તેને બોલાવીને પૂછી જૂઓ, એટલે સઘળું સત્ય રહસ્ય જણાઇ આવશે. તમારી કન્યાને કોઇ ઉપાડી ગયું નથી, પણ તમારી આ સ્ત્રીએજ વ્યભિચારની તક મેળવવા માટે તેને જમીનદાર સુંદરીમોહનના અડ્ડામાં મોકલાવી દીધી છે. તે બિચારી અત્યારે ત્યાંના એક અંધારા ગભારાવાળા ઓરડામાં ભૂખના દુઃખથી અત્યંત પીડાઇ રહી છે. ગઇ કાલેજ હું જે ગામમાં ગયો હતો, ત્યાં મને સુંદરીમોહનના માણસની મુલાકાત થઇ હતી. તે એમ પણ કહેતો હતો કે, સુંદરીમોહન તેને ઉપાડીને બે ચાર દિવસમાં બીજા દેશમાં ચાલ્યો જવાનો છે, માટે

એનો પત્તો મેળવી મારો ઇન્સાફ કરો."

"બહુ સારૂં, એમજ થશે. પ્રહરીઓ ! હાલ તરત તો એને કારાગૃહમાં લઇ જાઓ." પ્રહરીઓને આ પ્રમાણે આજ્ઞા આપી વિહંગિની તથા યમુનાસહિત હરગોવિંદ ન્યાયાધીશ ભોજનશાળા ભણી ચાલ્યો ગયો. પ્રહરીઓ પણ તરતજ વીરભદ્રને લઇને એક અંધારા કારાગૃહ ભણી ચાલ્યા. બિચારા વીરભદ્રપર ધર્મ કરતાં ધાડ ઉડી. સત્ય અસત્યથી ઢંકાઇ ગયું. ધર્મનો પરાજય અને પાપનો વિજય થયો.

---

## પ્રકરણ ૧૦ મું

---

### કામાંધ કામિનીની કપટકળા

દુનિઆ તણા દીવાના દિલભર મજાઓ લૂંટે;
તૂટે જીવનની દોરી આશ, છતાં ન છૂટે,
બાળક મટી યુવાની આવે ભલે દિવાની;
તન ધન મળે તરુણી આશા છતાં ન છૂટે;
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા?
રે'બાકી લાઠી લાળા આશા છતાં ન છૂટે;
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપિ;
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છૂટે."

કવિ પ્રભુલાલ

× × × ×

નિર્દોષ વીરભદ્રને હરગોવિંદ શાસ્ત્રીના કારાગૃહમાં કેદ થયાને

આજે બે માસનો સમય વ્યતીત થઈ ગયો હતો. એ બે માસના અવધિમાં અનેક જાણુવા જોગ બનાવો બની ગયા હતા. વીરભદ્રના કહેવા અનુસાર હરગોવિંદશાસ્ત્રી સુંદરીમોહન જમીનદારના સુંદરી વિહારમાં ગયો હતો અને ત્યાં જઇને તપાસ ચલાવવાથી તેને પોતાની પ્રાણાધિકા કન્યાને એ પાપાત્માના પાપભવનમાંથી છોડાવીને પોતાને ઘેર આણી હતી તથા કાજી સાહેબની સાથે મળી સુંદરીમોહનપર તેણે કન્યાનું અપહરણ કરવાનો આરોપ મૂકી છેવટે ભરી અદાલત વચ્ચે ત્રણ વરસની સખ્ત સજા કરાવીને તેને સરકારી જેલખાનામાં મોકલાવી દીધો હતો. તે ઉપરાંત તેણે પોતાના વૈરની બરાબર વસુલાત કરવા માટે તેનાપર સરકારી પાંચ લાખ રૂપિયા જેવડી મોટી રકમ લેણી કાઢી તેના ઘરબાર, મહેલ, માલમિલ્કત અને જમીન આદિ સર્વને મુગલાઇ સરકારમાં ખલ્લાસ કરાવીને તેને રસ્તાનો ભીખારી બનાવી દીધો હતો.

કહેવત છે કે, 'પાપીનું ધન પ્રલયે જાય ને કીડી સંચય તેતર ખાય' તથા 'પાપનો પૈસો પાણીમાં' એમાં જરા પણ ખોટું નથી. કારણ કે, તેણે અંબાલિકાની મિલ્કતપર તરાપ મારી ને જે હરગોવિંદ ન્યાયાધીશદ્વારા મોટી સાહિબી મેળવી હતી, તે સાહિબી તેજ હરગોવિંદના હાથથી રસાતળમાં ગઇ અને તે હતો તેવો ને તેવો બાવો બની ગયો

જેવી રીતે જમીનદાર નવલવિહારી મનોહરાના રૂપમાં મુગ્ધ થઇને સર્વ ત્યાગી થયો હતો, તેવીજ રીતે સુંદરીમોહન પણ વનલતાની પાછળ કારાગૃહનો કેદી બન્યો. જગતમાં કરેલી કરણીનું ફળ ભોગવ્યા વિના છૂટકોજ નથી. જે સુંદરીમોહને હજારો અબળાઓના ધર્મનો વિનાશ કર્યો હતો, તેના પાપનો ઘડો ફૂટી ગયો અને આખરે

આખી સમાજમાં નિંદાને પાત્ર થઇને બુરી રીતે કારાગૃહમાં પડવું પડયું. અસ્તુ.

હવે એ ઘટના બન્યા પછી બીજો એક ખાસ મહત્વનો બનાવ એ બન્યો હતો કે. જ્યારે હરગોવિંદ શાસ્ત્રીએ જાણ્યું કે, વનલતા હવે બરાબર વયમાં આવી ચુકી છે અને તેનો કન્યાકાળ પણ વીતી જવા આવ્યો છે, ત્યારે તેના મનમાં સ્વાભાવિકજ શંકા થઈ આવી કે, હજી સુધી તેનાં લગ્ન ન કરવામાં તેણે મહાગંભીર ભૂલ કરી છે. એવી સ્થિતિમાં કદાચ કન્યા કુમાર્ગગામિની થાય, તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. આ સર્વ વિચારો કરીને તેણે પોતાના અસલના વતનમાંથી એક તરુણને ઘર જમાઇ તરીકે રાખવાનો ઇરાદો કર્યો હતો. એ ઇરાદો પણ ઘણોજ ભેદ ભરેલો હતો. કારણ કે, હરગોવિંદની એવી ઇચ્છા હતી કે, જો પોતાને ત્યાં પુત્ર થાય તો તેજ તેની અખુટ મિલ્કતનો વારસ થશે, પણ દૈવયોગે તેવાં સૌભાગ્ય પ્રાપ્ત ન થાય, તો પછી એ ઘર જમાઇનેજ સર્વ મિલ્કતનો સ્વામી બનાવી દેવો કે જેથી મૃત્યુ સમયે બરાબર ચાકરીનો બંદોબસ્ત થઇ શકે. એ વિચારના પરિણામે તે લગભગ એકાદ માસમાં તેવો એક માબાપ વગરનો નિરાધાર અને ગરીબ યુવક શોધી લાવ્યો હતો. એ યુવકની ઉમ્મર વીસેક વર્ષની હતી. દેખાવમાં તે બહુ સુંદર નહોતો તેમ છેક કુરુપ પણ નહોતો. વનલતાના મનને હરણ કરનારી મોહિની શક્તિ તેનામાં નહોતી. તેના દિલને પસંદ કરવા અત્યંત મૃદુ કિંવા મંજુલ ભાષા પણ તે બોલી શકતો નહોતો. તેનું નામ 'વિજયમણિ શર્મા હતું.' તે એક સીધો સાદો અને સરળ પ્રકૃતિનો પુરુષ હતો. કોઇની સાથે બેસી ગામગપાટા મારવાની, સ્ત્રીઓની સુંદરતાની પરીક્ષા કરવાની, ફલાણી સ્ત્રીનું મુખ સુંદર છે, ફલાણીના

ગાલ ગુલાબી છે, ફલાણીની આંખો અણીદાર છે, ફલાણીના કુચ-યુગલની શોભા મનહરનારી છે અથવા અમુક અબળાના રૂપમાં આ-ટલી ખામી છે, અમુક લલનાના કંઠમાં આવી વિકૃતિ છે. એવી અનધિકાર ચર્ચા કરવાનો પણ તેને અભ્યાસ નહોતો. એક માસ થયાં તે હરગોવિંદના મહાલય તુલ્ય બંગલામાં આવ્યો હતો, છતાં હજી સુધી તેણે કોઇને પોતાનો મિત્ર બનાવ્યો નહોતો તેના ખરા મિત્રનું કામ તેનાં પુસ્તકોજ બજાવતાં હતાં. હરગોવિંદે વનલતાની સાથે તેનો દઢ પ્રેમ બંધાઇ જાય અને ભવિષ્યમાં એ દંપતિનું જીવન સુખી થાય, એવા આશયથી વચ્ચે વચ્ચે વનલતાની મુલાકાત લેવાની તેને છુટ આપી હતી અને વનલતાને પણ એ વાતથી વાકેફ કરી દીધી હતી.

વિજયમણિ સારી રીતે જાણતો હતો કે, આ વિશાળ વિશ્વમાં તેને પોતાનું કહેવા જેવું એક પણ માણસ રહ્યું નથી. ઊંચે આભ અને નીચે ધરતી સિવાય તેને કશો આધાર નથી, બચપણમાંજ કપટી કાકાએ સઘળી મિલ્કત છીનવી લઇને તેને રસ્તાનો ભીખારી બનાવ્યો છે, તથા થોડો ઘણો સંસ્કૃત તથા ફારસી અભ્યાસ પણ કરી શક્યો છે સંસારમાં હવે તેને પત્નીના સુખ સિવાય બીજા કશા પણ સુખની આશા રહી નથી. આ સર્વ કારણોથી તે વારંવાર વનલતા પાસે જતો અને તેના મનને પ્રસન્ન કરી પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરતો હતો. મનુષ્ય માત્રમાં ઇશ્વરે એક ગુણ તો અવસ્ય એવો અમૂલ્ય મૂકેલો હોય છે જ કે, જેના યોગે તે અ-ન્યનો પ્રીતિભાજન થઇ પડે છે અભ્યાસના પરિણામે વિજયમણિ પણ સંગીત અને કાવ્યના વિષયમાં સારૂં જ્ઞાન સંપાદન કરી શક્યો હતો.

એક દિવસ તે મહા કવિ કાલીદાસ કૃત મેઘદૂત લઇને વનલતાના આરામ ગૃહમાં ગયો. એ સમયે વનલતા એક કોચપર પડી પડી એક સામાન્ય કામોત્તેજક પુસ્તક વાંચતી હતી. તેણે વિજયમણિને પોતાના ઓરડામાં આવેલો જોવા છતાં પણ કશો આવકાર આપ્યો નહિ. વિજયમણિએ ધાર્યું કે, વનલતાનું મન પુસ્તકના વાંચનમાં તન્મય બની ગયું છે, તેથી કદાચ તેની અજાણતામાં આવો અવિનય થઈ ગયો હશે. એમ ધારીને તે વનલતાના કોચપર જઇ બેઠો .અને તેનો હાથ ઝાલીને બોલ્યો કેઃ—" કેમ, વનલતા એવા તે શા વાંચનમાં ગુંથાઇ ગયાં છો કે, મને આવકાર પણ આપતાં નથી.

"થયાં સાથી જીવનનાં તો પછી કાં રોષને ધારો;
'પધારો પ્રેમથી આવો' કહી સત્કાર દર્શાવો;
મૂકીને રોષ આ ખોટો, વદનનાં દ્વારને ખોલો;
મુખેથી 'પ્રિય' 'પ્યારો' કે રસીલો કહી તમે બોલો."

આ સાંભળી વનલતાના મુખપર કાંઇક ગંભીરતા છવાઇ ગઇ. ગંભીરતા છવાવાનું કારણ એ હતું કે, તે તેને લેશમાત્ર પણ ચહાતી નહોતી. વિજય જેવા એક સામાન્ય પુરુષના સામાન્ય સૌન્દર્યથી તેની લાલસા તૃપ્ત થઇ નહોતી. તેની ઇચ્છા તો કાર્ત્તિકય કે મદનરાજના જેવા મનોહર સ્વામીને મેળવવાની હતી; છતાં પિતાની આજ્ઞા તથા ઇચ્છાનો અનાદર કરવાનું સાહસ ન કરી શકવાથી વારંવાર તેને લાચારીથી તેની સાથે મુલાકાતો કરવી પડતી હતી. નિરુપાયે બે ચાર મીઠી વાતો પણ કહેવી પડતી હતી. પણ તે જે વાતો કહેતી તે કેવળ શુષ્ક અને રસહીનજ હતી. એથી વિજયમણિને લેશમાત્ર પણ રસ પડતો નહોતો. પરંતુ દુનિયાનો અનુભવહીન તે વિચારો વનલ-

તાના તે આશયને સમજી શકતો નહોતો. હરગોવિંદે તેની વિદ્યાથી મુગ્ધ થઇને તેને પ્રસંગોપાત વનલતાને કાંઇક શિક્ષણ આપવાની પણ સૂચના કરી હતી.

પરંતુ વનલતા ગમે તે ઉપાયે તેને દૂર કરવાની ગુપ્ત કોશિશ કર્યા કરતી હતી અને એ કોશિશમાં તેની કુટિલ વિમાતા વિહંગિનીએ પણું તેને બનતી મદદ આપવાનું કબુલ કર્યું હતું. આજે તે ગમે તેમ કરીને તેનો કાંઇપણુ દોષ કાઢવાના નિશ્ચયપર આવી ગઇ હતી. તેણે જે નિશ્ચય કર્યો હતો, તે વિજયમણિને માટે મહા ભયાનક હતો: તેણે ધાર્યું હતું કે, આજે 'વિજયમણિ' પોતાનું કહેવું માનતો નથી અને ઉલટો તેનાપર હુકમ બજાવે છે, એવી તેના પિતા પાસે જઇને ફરિયાદ કરવી, એથી સહજમાંજ તેનો કાંઇક રસ્તો થઇ જશે. તે એમ પણ ધારતી હતી કે, "પિતા તો મારા હાથનું રમકડું છે, હું જેમ કહું તેમ કરવાને તૈયાર છે, તો પછી આવા કુરુપ ગમાર સાથે લગ્ન કરીને આખી જીન્દગી સૂધી વિનાકારણુ સંતાપની જ્વાળાઓમાં દગ્ધ શા માટે થવું ? આ વિજયમણિને વિદાય કરી વિહંગિનીની સહાયતાથી બીજા કોઇ સારા મનમાન્યા ફાંકડા, રસીલા દિલ્દારને શા માટે ન મેળવવો ? વિહંગિની પણ મારા ઉપકાર તળે દબાયલી છે. વીરભદ્રના મામલામાં મેં ખોટી સાક્ષી આપી, તેનો જૂઠો પક્ષ ખેંચી મારા પિતા પાસે નિર્દોષ ઠરાવી છે, એટલે તેને હું જેમ કહીશ તેમ તે કરી આપશે."

આવાં અનેક કારણોથી વનલત્તાએ કહ્યું:—" આવો. સ્હામેના આસનપર બેસો. કોચપર મને સાંકડ પડે છે, બફારો થાય છે. તમારે જે કાંઇ કહેવું હોય, તે ત્યાં બેઠા બેઠાજ કહો, હું અહીં બેસીને બધું સાંભળું છું. "

બિચારો ભોળો, સરળ અને ભલો વિજયમણિ તેના આ વાક્યોના મર્મને સમજી શક્યો નહિ. તે કોચ પરથી ઉઠીને નજીકના એક ગાલીચાપર બેઠો. ગુરુજી નીચેના આસનપર અને વિદ્યાર્થિ ઉંચા આસનપર બેસે એવો પ્રકાર પ્રથમ પહેલાં અહીંજ જોવામાં આવ્યો. પતિ દેવતા એક સામાન્ય સ્થાનપર બેસે અને પત્ની સુંદર ભપકાદાર આસનપર બેસી પતિને એક સામાન્ય અનુચર ધારે; એવી ઘટનાનો અમોને અહીં પ્રથમ પહેલોજ સાક્ષાત્કાર થયો.

વિજયમણિ બીજી કાંઈ પણ ચર્ચા ન ચલાવતાં તરતજ 'મેઘદૂત' નું એક કાવ્ય કાઢીને તેની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કેઃ—"વનલતા ! પૂર્વના કવિઓની પ્રતિભા કેવી પ્રખર હતી. યુગોના યુગો વીતી જવા છતાં તેમનાં કાવ્યરત્નો ભવિષ્યની પ્રજાને કેવો અનુપમ બોધ, અનુપમ આનંદ આપી રહ્યાં છે ? અહા કયાં કવિકુલ ગુરુ કાલિદાસ, કયાં મહા કવિ માઘ, કયાં ભક્ત કવિ જયદેવ, કયાં સાધુ કવિ ભારવિ, કયાં સુકવિ ભાસ, કયાં પ્રસિદ્ધ કવિ શુદ્રક ! કયાં અલંકારિક કવિ બાણ, કયાં કવિ બલ્લાસેન, કયાં મહામુનિ વિદ્વાન શંકરાચાર્ય અને કયાં આજકાલના સ્વાર્થપરાયણ, દ્વેષબુદ્ધિસંપન્ન અને સંકુચિતવૃત્તિના સામાન્ય કવિઓ ! બન્ને પ્રકારના કવિઓમાં આકાશ અવનીનો પ્રભેદ પડી ગયો છે. આધુનિક સમયનાં કાવ્યોમાં નથી કાવ્યકળા, નથી કાવ્યનો સુંદર સદુપદેશ કે નથી રસનો ગંધ ! આમ થવાનું કારણ કેવળ અર્વાચીન કવિઓની પરસ્પરની દ્વેષબુદ્ધિનુંજ પરિણામ છે. કાળના વહન સાથે આર્યાવર્ત્તની અન્ય કળાઓનું જેવી રીતે અવસાન થયું છે, તેવી રીતે કાવ્ય કળાનું પણ અવસાન આવી ગયું છે. સામ્પ્રત સમયના કવિઓ એક બીજાને ઉત્તેજન આપવા

નથી, નવા થતા કવિઓની કદર કરતા નથી, તેમને પ્રોત્સાહન આપતા નથી, કેવળ તેમને તોડી પાડવાનોજ પ્રયત્ન કરે છે. પ્રથમના કવિઓમાં જેવો રીતે કાવ્ય કળાને ઉન્નત કરવાની હરિફાઇ ચાલતી હતી અને કવિજનો પોતાનાં કાવ્યોને ઉત્તમ કરવાના પ્રયત્નો કરતા હતા, તેવી હરિફાઈ આધુનિક કવિઓમાં રહી નથી. તેઓ તો સાચી ખોટી ટીકાનાં બાણો ચલાવી, નવીન કવિઓની કાવ્યકળાને જડમૂળથી છેદી નાખે છે. પ્રથમના કવિઓનાં કાવ્યોમાં સમસ્ત વિશ્વમાં પૂજનીય થઇ પડયાં છે અને આધુનિક કવિઓનાં કાવ્યો તદ્દન ખુણામાં પડી રહ્યાં છે, તેનું કારણ કેવળ તેમની અનુપમ કાવ્ય કળા, પરસ્પરની સહાનુભૂતિ અને ઉત્સાહજ છે. પણ એ સર્વ વિષયની ચર્ચા કરવાનું આ સ્થાન નથી વાતની વાતમાં હું મારા વિષયને ત્યાગીને અન્ય વિષયમાં ઉતરી પડયો છું. જો સાંભળ મહાકવિ કલિદાસ મેઘદૂત કાવ્યમાં એક સ્થળે કેવો મનોહર અને રસમય ઉપદેશ આપે છે. પત્નીવિરહી યક્ષ મેઘને પોતાની પત્નીને કેવો સુંદર સંદેશો કહેવડાવે છે.

આમ કહીને તેણે ઘણાજ સુરીલા સ્વરથી તે કાવ્યને ગાવા માંડયું. અમો આ સ્થળે અમારા વાંચકોને એ કાવ્યનો ભાવાર્થ વિદિત કરીએ છીએઃ—

“ શ્યામા વેષે નહિ નિચિ ઉંચી, કૂટડાં ગાત્રવાળી;
ઘાટે નાની, હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કણિઓ રત્ન જેવી જણાતી;
શોભે ઝીણી કળિ અધરની બિંબ શી રાતી રાતી;
ઊંડી નાભિ ઉદર વિલસે, પાતળી કેડ જેની;
ભારે ઊંચા સ્તનથી કટિમાં સેજ નીચી નમેલી;

શ્રોણી ભારે, મલપતી રુડી ચાલથી ધીમી ચાલે,
નારી રૂપે, પ્રથમ વિધિએ હોય નિર્મેલી જાણે;
નિશ્ચે, એની રડિ રડિ હશે આંખ સૂજી ગયેલી;
ફીકા લૂખા, અધર અરુણા, ઉષ્ણ નિશ્વાસ નાખી;
હાથે ઢાંકયું મુખ જરિ જરિ કેશમાંથી જણાતું;
મેઘે છાયું કલુષિત દિસે બિંબ શું ચંદ્રમાનું;
બેઠેલી એ નજર પડશે દેવ પૂજા વિષે કે,
કલ્પી મારી કૃશ છબી, હશે કાઢતી ચિત્રમાંહે;
કિંવા હોશે પુછતી, મધુરું બોલતી સારિકાને;
સંભારે છે અલિ! તું પિયુને લાડકી વ્હાલી હતી તે;
ઝાંખા અંગે વસન ધરીને, અંકમાં રાખિ વીણા;
મારા નામે પદ રચી, હશે ઈચ્છતી સૌમ્ય! ગાવા;
તંત્રી ભીની નયન જળથી, લૂછી નાંખી પરાણે;
આરંભેને ઘડી ઘડી વળે, મૂર્છના ભૂલી જાયે;

× × × ×

હું છું, તારા પ્રિયતમ તણો મિત્ર, સૌભાગ્યવંતી!
સંદેશો લૈ જલધર રૂપે, આવીયો પાસ તારી;
માર્ગે થાતાં અધિર, અબળા વેણીને છોડવાને;
પ્રેરું છું હું ગરજી મધુરૂં, થાકતા પાંથિકોને.
હે આયુષ્યમાન! મુજ વિનતિથી ને કૃતાર્થિ થવા ત્યાં;
કે'જે તારો પિયુ કુશળ છે, રામગિર્યાશ્રમોમાં;
પૂછાવે છે ખબર અબળા! તાહરી એ વિયોગી;
પેલી આવી ખબર પુછવી, પ્રાણિને દુઃખ ભોગી.

+ + + +

ભારે શોકે, પ્રથમ વિરહે ભાભીને દે દિલાસો;
ખુંદેલા એ ગિરિથી, શિવના નંદિએ, આવી પાછો;
ચિન્હો સાથે, કુશળ વચનો વ્હાલીનાં આણી આપી;
મારા કુન્દપ્રસુન સરખા પ્રાણ લેજે ઉગારી."

અહા! વનલતા! પત્ની વિરહી યક્ષનો પત્ની પ્રતિનો અનુરાગ દર્શાવવામાં તથા પતિ–પત્નીના પ્રણયનો તાદૃશ ચિતાર આપવામાં કવિએ કેવી કુશળતા દર્શાવી છે! સંસારમાં સ્ત્રી–પુરુષ કિંવા દંપતિ એક વિકલ્પિત યક્ષ–યક્ષિણીનાં જેવાંજ આદર્શ પ્રેમી હોવાં જોઇએ."

વિજયમણિએ આ વિસ્તૃત કાવ્ય કેવળ વનલતાના હૃદયમાં પ્રેમના આદર્શ સંસ્કાર પાડવાના તથા વિશુદ્ધ પ્રેમની મહત્તા દર્શાવવાના આશયથીજ ગાયું હતું. પણ વિહંગિની જેવી કામાંધ કામિનીના સહવાસમાં રહેનારી વનલતાએ તેનો સર્વથા વિરુદ્ધ અર્થ લઇને વિજયમણિને કેવળ સ્વાર્થી અને પ્રપંચીજ ધારી લીધો. તેણે ધાર્યું કે, વિજયમણિ પોતાના વિશાળ જ્ઞાનનો પરિચય કરાવવા માટેજ આવો આડંબર કરી રહ્યો છે.

જે મનુષ્યનું હૃદય અજ્ઞાનાંધકારથી ઢંકાઇ જાય છે, જેનાં ચક્ષુપર સ્વાર્થનો પડદો છવાઇ જાય છે અને જેની બુદ્ધિ વાસનાના રંગથી રંગાઇ જાય છે, તે મનુષ્ય કદાપિ ગુણીના ગુણનું મૂલ્ય આંકી શકતું નથી. તેવા સ્વભાવનાં માનવીઓ સમસ્ત સંસારનાં પ્રાણીઓને ક્ષુલ્લક અને ક્ષુદ્રજ ગણી કાઢે છે. વનલતા એકની એક કન્યા હતી, હરગોવિંદશાસ્ત્રીને બીજું કાંઇ પણ સંતાન ન હોવાથી તે પૂરા લાડમાં ઉછરી હતી, હરગોવિંદ તેનાં વચનોનું ઉલ્લંઘન કરી તેનું હૃદય દુભાવવાને જરા પણ રાજી નહોતો. વનલતા જે વસ્તુ માગે તે લાવી આપવાને તે અહર્નિશ તત્પર રહેતો હતો. તેની નવી માતા

પણ તેના કેટલાક ગુપ્ત ભેદોને તે જાણતી હોવાથી તેનાપર રીદ્દા રીદ્દા રહેતી હતી અને જેમ બને તેમ તેને રાજી રાખવાના કોશિશ કરતી હતી.

એક તો ધનવાન અને સત્તાવાન પુરુષની કન્યા, બીજું માતાના અભાવે પૂર્ણ કૃપા, ત્રીજું વિમાતાના ભેદો જાણવાથી તેની પણ સંપૂર્ણ સહાયતા, ચોથું યુવાનીના ઉછળતા તરંગો, પાંચમું જેવી જોઇએ તેથી પણ વિશેષ મળેલી સ્વતંત્રતા આદિ સર્વ સંજોગો એકી સાથે સાંપડવાથી વનલતા સમ્પૂર્ણ ઉચ્છૃંખલ બની ગઇ હતી. પતિ એટલે પોતાની ઇચ્છાનુસાર વર્તતી એક પત્થરની પૂતળી, એવી તેના મનની દૃઢ માન્યતા હતી. સ્ત્રી અને પુરુષ બન્નેનો જન્મદાતા એકજ ઇશ્વર છે. ઇશ્વરે બન્નેને સરખા હક્ક આપીને સંસારમાં મોકલ્યાં છે. તેમાંનું કોઇ કોઇના અધિકારમાં રહેવાને બંધાયલું નથી. આવા વિચારવાળી ઉદ્ધત સ્વભાવની વનલતાએ વિજયમણિના સુંદર કાવ્યની કાંઇ પણ કદર ન કરતાં તેને સંબોધીને કહ્યું: " ઠીક છે, કાવ્ય તો સારૂં છે, પણ વિજયમણિ! હાલ તરત તમે નજીકના બગીચામાંથી મને થોડાંક ગુલાબનાં ફૂલો લાવી આપો, મારે મારી વેણીમાં બાંધવા છે. જાઓ, વિલંબ ન કરો. જેમ બને તેમ જલ્દી પાછા આવજો. "

વિજયમણિ આ સાંભળીને અજાયબ થયો. તે વનલતાના વર્ત્તનને ઘણા સમય થયાં બારીકીથી જોતો આવતો હતો. વચ્ચમાં વચ્ચમાં તેના આવા અનેક હુકમોને બજાવતો આવતો હતો, પણ આજે આવા વિદ્યાધ્યયનના અમૂલ્ય સમયે પોતાને એક મામૂલી કામ માટે વનલતા મોકલવાને તૈયાર થઇ છે, એમ ધારીને તથા વનલતાને બે ચાર સારા શબ્દો કહેવાનો સંકલ્પ કરીને તેણે કહ્યું કે:—" વન-

લતા ! ઇશ્વર કૃપાથી તારા પિતાને ત્યાં નોકર ચાકરોની કશી પણ ખોટ નથી, છતાં તું વારંવાર મને આવા સામાન્ય કામો સોંપીને મારા અમૂલ્ય વિદ્યાધ્યયનના સમયને વિના કારણ શા માટે નષ્ટ કરે છે ? વળી તારા પિતા મને અહીં તારી તાબેદારી કે હુકમ ઉઠાવવાને લાવ્યા નથી. ગમે તેમ તો પણ હું તારો ભવિષ્યનો ભરથાર છું, તારે મને આવી આજ્ઞા ફરમાવવી ઉચિત નથી; ઉલટી તારે મારી આજ્ઞા બજાવવાની છે, મારી સેવા બજાવવાની છે. આર્ય શાસ્ત્રોમાં પતિને સ્ત્રીઓએ દેવ સમાન માની તેની પૂજા કરવાનું કહેલું છે. તું પોતે પણ વિદુષી છે, છતાં આવાં અનુચરોચિત કાર્યો મને શા માટે સોંપે છે ?"

અભિમાની અને ઉદ્ધત વનલતાનાં આ શબ્દોથી હાડે હાડ વીંધાઇ ગયાં. ગર્વની મારી તે થરથર કંપવા લાગી. તેણે સંપૂર્ણ રોષાવેશમાં આવીને કહ્યું કેઃ—" ચૂપ કરો, તમને આમ કહેવાનો કશો પણ અધિકાર નથી. તમે મારા દાસ છો, મારી આજ્ઞા ઉઠાવવાને બંધાયલા છો. મારા પિતા તમારા જેવા એક રાંક ભીખારીને પોતાનાં જમાઇ બનાવવાને તૈયાર થયા છે, એ ખરૂં, પરંતુ તમે ગમે તેમ તોપણ તેમના ઘર જમાઇ છો, તેમના અન્નના ટુકડા ખાઈ પેટ ભરનાર છો. તમને મને કાંઇ પણ કહેવાનો અધિકાર નથી. હજી હું તમારી સાથે લગનના સૂત્રમાં બંધાયલી પણ નથી. વળી જો કદાચ તમારી સાથે લગ્ન કરવાનો પ્રસંગ આવશે, તોપણ મારાથી તમારી તાબેદારી ઉઠાવાશે નહિં. તમારે મારા ગુલામ તાબેદાર થઇ રહેવું પડશે. "

" હેં શું ! આટલો બધો ગર્વ ! આટલું બધું અભિમાન ! વનલતા ! આ વ્યવહાર રાક્ષસીઓને માટે ઉચિત છે. નારીઓને

માટે નથી. સતી સ્ત્રીના મુખમાંથી આવા શબ્દ નીકળતા નથી, શંખણી કિંવા કુત્સિતા અબળાજ આવા પ્રકારના અધમતાભરેલા શબ્દો બોલી શકે છે. હું ગરીબ છું, રાંક છું, આ સંસારમાં સર્વથા નિરાધાર છું, એ સર્વ ખરૂં છે, પણ તેમ છતાં પણ કોઇનું અપમાન વેઠીને હું મારૂં ગુજરાન ચલાવવા માગતો નથી. તારા પિતા મને અહીં લાવ્યા છે, હું મારી ઇચ્છાથી આવ્યો નથી." વિજયમણિએ સહજ તપીને કહ્યું.

"ઠીક છે, જ્યારે મોટા લક્ષાધિપતિના પુત્ર છો અને મગજમાં આટલી બધી ખુમારી છે, ત્યારે પારકા ઘરનાં ટાઢા ટુકડા શા માટે આરોગો છો? જો શરીરમાં દ્રવ્ય પ્રાપ્ત કરવાની શક્તિ છે, તો પારકી સંપત્તિના સ્વામી થવાને અહીં શા માટે આવ્યા છો? તે ગમે તેમ હો, પણ તમે હમણાંને હમણાંજ બગીચામાં જઇને મારા માટે ફૂલ લાવી આપો, નકામી ઢીલ ન કરો. હવે મારો આ હુકમ બજાવવામાં એક ક્ષણનો પણ વિલંબ થશે, તો સખ્ત અપરાધી થશો અને આવતી કાલના ભોજનથી પણ વંચિત થશો." વનલતાએ ધમકી આપી કહ્યું.

"વનલતા! બહારથી તું સુંદરી છે ખરી, પરંતુ તારૂં અંતર અતિ કુત્સિત છે. બાહ્યિક સૌન્દર્ય એ ખરૂં સૌન્દર્ય નથી. જો તું સ્વરૂપવતીને બદલે સાધ્વી હોત, તો તારાથી આ શબ્દો કદાપિ બોલી શકાત નહિ! શું તું જાણતી નથી કે, હું તારો ભાવિ ભરથાર છું.? તારા ધન અને સૌન્દર્યેજ તને ઉન્મત્ત બનાવી દીધી છે અને તેજ એક દિવસે ને એક દિવસે તારા કાળરૂપ થઇ પડશે. હું પહેલાં જાણતો નહોતો કે, રમણીનું હૃદય આવું કઠિન પાષાણ જેવું હોતું હશે! હું તારો સ્વામી છું, પણ તું મને તારો ગુલામ ઠરાવવાને તૈયાર

થઇ છે, એજ તારી અધોગતિનું મૂળ કારણ છે. તારો આ સર્વ હઠ તનેજ નડવાનો છે. તારા પ્રેમને સંપાદન કરવા માટે મેં ઘણા ઘણા પ્રયત્નો કર્યા છે, પણ તારૂં હૃદય એવું તો સખ્ત છે કે, તે કોઇપણ રીતે પીંગળી શકે તેમ નથી.”

આ સાંભળીને વનલતા સ્ત્રીઓના સ્વાભાવિક સ્વભાવ પ્રમાણે મોટેથી રડવા માંડી અને મોટું ધાંધલ મચાવી ધમપછાડ કરવા લાગી. તેનો રડવાનો અવાજ સાંભળી વિહંગિની પણ એકદમ દોડી આવી. તેણે વનલતાને સાંત્વન આપવાના ઘણા પ્રયત્ન કર્યા. પણ તે દુરાગ્રહિણી દારા કોઇ પણ રીતે માની નહિ. આથી વિહંગિની એકદમ હરગોવિંદના બેઠકખાનામાં દોડી ગઇ અને અલ્પ સમયમાંજ તેને સાથે લઇને વનલતા પાસે પાછી આવી પહોંચી. વનલતાની ભીષણ મૂર્ત્તિ જોઇને હરગોવિંદના હૃદયપર સખ્ત આઘાત થયો. તે વનલતાની આંખોમાંથી વ્હેતી આંસૂની અવિરલ કૃત્રિમ ધારાઓ તથા છૂટા છવાયલા વાળો જોઇને ગભરાઈ ગયો. તેણે પાસે બેઠેલા વિજયને વનલતાના રોષ અને રુદનનું કારણ પૂછયું. પણ તે બિચારો શું જણાવે? તેનાથી કાંઇ પણ સંતોષકાર જવાબ આપી શકાયો નહિ. ત્યારે તેણે આખરે વનલતાને બહુ બહુ સમજાવીને તેના રડવાનું કારણ પૂછયું.

ધૂતારી, કૃત્રિમ રુદન કરનારી કામિની વનલતાએ કૃત્રિમરુદન કરતાં કરતાંજ ઉત્તર આપ્યો કે:—“તમે કોણ જાણે કયાંથી આ જમાઇને પકડી લાવ્યા છો કે, જે મને વારંવાર અનેક હુકમો ફરમાવ્યા કરે છે! આજે મારાથી તેનો હુકમ બજાવવામાં જરા વિલંબ થયો, તો તેણે મને ‘રાક્ષસી’ ‘વેશ્યા’ એવા એવા અનેક કુત્સિત શબ્દો કહી સંભળાવ્યા અને જો મારી આ માતા ન આવી ચઢયાં હોત, તો મારે એના હાથનો માર પણ ખાવો પડત. પિતા! આપે મારી

આખી ઝિન્દગીમાં મને આંગળી પણ ચીંધી નથી, મારી આ માતા વિમાતા હોવા છતાં તેણે મને ઉંચે સાદે પણ બોલાવી નથી અને આ તમારા જમાઇ વિનાકારણ ગાળો ભાંડે તથા માર મારવાને પણ તૈયાર થાય એ શે સ્હેવાય ?"

આમ કહીને ઢોંગી વનલતા ફરીવાર પોતાના ચોદ પુરુષોનું સ્મરણ કરી, આખા બંગલાને ગજાવી મોટેથી રડવા માંડી. આથી હરગોવિંદ વિજયમણિપર અત્યંત કોપિત થયો. તેણે તેને સંબોધીને પૂછ્યું કેઃ—"નાદાન, પામર, ભીખારી ! વિજય ! મારે ત્યાં રહીને આવો દમામ નહિ ચાલે. મેં તને મારો ઘરજમાઇ બનાવ્યો છે, તે કાંઇ મારી કન્યાને માર મારવા કે ગાળો ભાંડવા બનાવ્યો નથી. તારા પિતા પાસે મારા દશ હજાર રૂપિયા લેણા નીકળતા હતા, તે લેણા બદલ મેં તને અહીં રાખ્યો છે. તારે મારો જમાઇ થવા છતાં પણ મારી કન્યાની તાબેદારી ઉઠાવવી પડશે, તેને તારાથી એક શબ્દ પણ કહી શકાશે નહિ. તું તેની દરેકે દરેક આજ્ઞા ઉઠાવવાને બંધાયલો છે. હવે પછી જો આવો કાંઇ પણ અન્યાય કરીશ, તો સખ્ત સજાને પાત્ર થઇશ."

નિર્દોષ વિજયમણિ આ અણધારી આપત્તિ આવી પડેલી જોઇને ગભરાઇ ગયો. તેને તેની આખી ઝિન્દગીમાં આવી કપટકળાનો કદાપિ અનુભવ થયો નહોતો. તે બિચારો પોતાની નિર્દોષતા પ્રકટ કરવાના આશયથી બોલ્યો કેઃ—"કૃપાનાથ ! આપ બરાબર તપાસ કર્યા વિના મને આમ દોષીત ન ઠરાવો. અત્યારે વનલતા મારાપર જે આરોપ મૂકે છે, તેમાં સર્વ દોષ તેનો પોતાનોજ છે. પોતે દૂષિત હોવા છતાં તે મને અપરાધી ઠરાવવાનો પ્રયત્ન કરી રહી છે. તેણે મને પોતાની વેણીમાં બાંધવા માટે બગીચામાંથી ગુલાબનાં ફૂલ લાવી

આપવાનું કહ્યું, ત્યારે મેં તેને સમજાવ્યું કે, આર્યશાસ્ત્રમાં પતિને આજ્ઞા ફરમાવવાની પત્નિને માટે સખ્ત મના કરેલી છે. બસ, એથી ફરીનેજ આજે આ મોટો ઝગડો જામ્યો છે અને વનલતા મારૂં આવું ભનાયક અપમાન કરવાને તૈયાર થઇ છે. આનાથી વિશેષ બીજું કશું પણ બન્યું નથી."

"બહુ સારૂં, તું તદ્દન નિર્દોષ છે અને મારી કન્યાજ ગુન્હેગાર છે. તે ગમે તેમ હો, પણ હું આજથી તને સખ્ત હુકમ ફરમાવું છું કે તારે તેની તાબેદારી ઉઠાવવા માટે હમેશાં તત્પર રહેવું પડશે અને તેમાં જો કાંઈ પણ ખલલ પડશે તો સખ્ત પગલાં ભરવામાં આવશે.

"મારાથી એક સ્ત્રીની તાબેદારી ઉઠાવી શકાશે નહિ." વિજયમણિએ કહ્યું.

"ઉઠાવવીજ પડશે. તારા પિતાના દેણાના દશ હજાર રૂપિયા પેટે તારે મારી સ્ત્રીની તથા કન્યાની સખ્ત તાબેદારી ઉઠાવવી પડશે." આમ કહી હરગોવિંદે એક પ્રહરીને સંબોધીને કહ્યું:—"રામૂ! આ વિજય અહીંથી છટકવા ન પામે તેનો બરાબર બંદોબસ્ત રાખજે. તેને બંગલામાંથી બહાર જવા દઇશ નહિ." આમ કહીને હરગોવિંદ, વનલતા તથા વિહંગિની લઇને પોતાના દીવાનખાનામાં ચાલ્યો ગયો. વિજય વિચારમાંજ બેસી રહ્યો.

—o—

# પ્રકરણ ૧૧ મું

## આ પણ એક નવી નવાઇ !

સમય જો હોય સારો તો સકળ સંસાર સારો છે;
સમય સારો સિધાવ્યો ત્યાં સહુ સંસાર તારો છે;
સમયપર જે મહારાજા સમયપર તે ધરે ભગવા;
સમયપર ખાય છે ખત્તા, સમયનો રંગ ન્યારો છે;
ચડે વાદળી ચડે ભરતી ચડે જોબન વધે લક્ષ્મી;
ઘડીમાં તે પડી જાતાં સમયનો રંગ ન્યારો છે;
સમય સારે ન સારૂં જે કરે તે સહુ ગમારો છે;
અભાગી ખાય તે ખત્તા સમયનો રંગ ન્યારો છે.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને આજે પંદર દિવસ વીતી ગયા છે. સંધ્યા વીતી ગઇ છે. આકાશમાં ચંદ્રનો ઉદય થયો છે. પૂર્ણ ચંદ્રની પૂર્ણકલા પૃથ્વીને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરી રહી છે. નક્ષત્રની ક્ષીણ જ્યોતિથી તારાપતિ દૂર સુધી દીપ્તિ મેળવી રહ્યો છે. નિશાપતિએ આજે પૂર્ણાવયવે નિશારંજન સૌન્દર્ય ધારણ કર્યું છે, એમ ધારીને તારાઓ સપત્નીના વિદ્વેષથી મરણ તોલ થઈ પડી છે. સરોવરની જળ સપાટીપર નવ્ય વેશવાળી કુમુદિની પ્રિય વિભાકરનો સમાગમ થવાથી પૂર્ણ હાસ્યમયી બની ગઇ છે.

આ સમયે હરગોવિંદ શાસ્ત્રીની પત્ની વિહંગિની પોતાના દી-

વાનખાનાની અગાસીપર બેસી સહચરી તુલ્ય વનલતાના આગમનની વાટ જોઇ રહી છે. રાત્રિનો પહેલો પ્રહર વીતી જવા આવ્યો છે. હરગોવિંદ શાસ્ત્રી આજે એક મિત્રને ત્યાં આમંત્રણ મળવાથી ઘરમાંથી બહાર નીકળી પડયો છે અને તે સાથે વિહંગિનીને એમ પણ જણાવી ગયો છે કે, હું આજે એક મોટી મિજલસમાં જવાનો છું અને સવાર સુધી મારાથી મકાનપર આવી શકાય તેમ નથી. આથી વિહંગિની એક પ્રકારે નિશ્ચિંત થઇ બેઠી છે. વનલતાના આગમનમાં અત્યંત વિલંબ થતો જોઇને તે એક સુંદર સારંગી લઈ પોતાના કોઇ અત્યંત પુરાતન ઉપપતિ કિંવા યારને સંબોધીને હમણાં એક મનોહર ગાયન ગાવા લાગી:—

મધુકર પુષ્પના પ્રેમી ભૂલ્યો શું ભાન પુષ્પોમાં;
અરે આશું તને લાગ્યું સુધારસતાન પુષ્પોમાં;
હતો ઉપવન નિવાસી તું, યતિ સંસાર ન્યારી તું;
ભૂલ્યો શું ભાન માયામાં, થયો શું વિષયવાસી તું;
અરે ચંદ્રા ખીલેલી તે, ઘડી ભરમાં ડૂબી જાશે;
ઉદયભાનુ તણો થાતાં કુમુદ આ સર્વ બીડાશે;
પૂરાશે તું, મુંઝાશે તું, વિષમ પંકે પડી જાશે;
અધૂરૂં કામ સૌ રહેશે, પછી તું પૂર્ણ પસ્તાશે;
સંભાળી લે પ્રિયા તારી, પીવાડી દે પ્રીતિવારિ,
હૃદયની રહી જશે હૃદયે અને આશા જશે તારી."

આ ગાયન સાંભળીને વિહંગિની તથા વનલતાના દીવાનખાનની વચ્ચે જે એક ત્રીજું દીવાનખાનું નિર્માણ કરવામાં આવ્યું હતું અને જેમાં હમણાં હરગોવિંદનો ઘરજમાઇ વિજયમણિ વસતો હતો, તે દીવાનખાનાની એક બારીમાંથી એક યુવકે મુખ બહાર કાઢીને જોયું.

એ યુવક વિહંગિનીના ગાનથી વિમોહિત થયો અને બારીમાં ઉભો ઉભોજ વિહંગિનીના તે ગાનને સાંભળવા લાગ્યો, હજી ગાયન સમાપ્ત થયું નહોતું, એવામાં નુપૂરનો ઝણકાર કરતી, ધરણીને ધ્રૂજાવતી વનલતા ત્યાં આવી પહોંચી. વિહંગિનીએ ગાયન ગાતાં ગાતાંજ વનલતાને બેસવાનો ઇશારો કર્યો. વનલતા પાસેના એક આસનપર બેસી ગઇ. ગાયન પૂરૂં થયા પછી યુવતી વિહંગિનીએ વનલતાને સંબોધીને કહ્યું કેઃ–"વનલતા ! તું અત્યાર સુધી શું કરતી હતી, ક્યાં ગઇ હતી?"

વનલતાએ જવાબ આપ્યોઃ–"એક પુસ્તકનાં બે ચાર પાનાં, વાંચવાનાં અધૂરાં હતાં, તેને પૂરાં કરવામાં રોકાયલી હોવાથી, મને આવવામાં જરા વિલંબ થયો છે, તો ક્ષમા કરશો."

"તું રોજ રાતના બબ્બે વાગ્યા સુધી ઉજાગરા કરી પુસ્તક વાંચવામાંજ પ્રવૃત્ત રહે છે, તો શું તને ઉંઘ પણ નથી આવતી ?" વિહંગિનીએ એક નવો સવાલ રજૂ કર્યો !

"ઊંઘ ! ઊંઘ તે ક્યાંથી આવે ? ઊંઘ તો મારી વૈરી બની છે, જ્યારથી મારા પિતા તમારા આ નવા ઘરજમાઇને પકડી લાવ્યા છે, ત્યારથી ચિંતામાં ને ચિંતામાંજ હું અર્ધી મરવા પડી છું. મને રાત્રે પૂરી ઉંઘ પણ આવતી નથી. એવા ગમાર પુરુષની સાથે ઝિન્દગીનો સંબંધ બાંધવામાં મારા પિતાએ મોટી ભૂલ કરી છે." વનલતાએ કહ્યું.

આથી બારીમાં ઉભેલા યુવકનું ચિત્ત અત્યંત ઉત્સુક બની ગયું; પણ તેની ઉત્સુકતામાં ભયંકર વિઘ્ન આવી પડયું. વિહંગિનીએ વનલતાને એક સુંદર ગાયન ગાવાનો આગ્રહ કર્યો. વનલતાના સુરીલા કંઠપર તે રીઝી હતી, એથી વારંવાર તેના પાસે ગાયન ગવડાવવામાં આનંદ માનતી હતી અને ગવડાવવાનો પુષ્કળ પ્રયત્ન પણ કરતી

હતી. વનલતા ગાયન ગાવાને કબૂલ થઇ ખરી, પણ તેણે કહ્યું:—"હું ગાવાને તૈયાર છું, પણ મને એકવાર તમારા એ જમાઇના ઘરમાં જઇને જોઇ આવવા દો કે, તે ઉંઘી ગયો છે કે જાગે છે, જો તે જાગતો હશે, તો મારાથી ગાઈ શકાશે નહિ." આમ કહીને તે તે ઓરડા તરફ ગઇ. એ જોઇને યુવક તેને પોતાના ઓરડામાં આવતાં પહેલાંજ પોતાની પથારીપર જઈ સૂઇ ગયો અને જાણે ખરેખર ઉંઘી ગયો હોયની ! એવો ઢોંગ કરી પડી રહ્યો. વનલતાએ તેના ઓરડામાં જઇને જોયું તો તેને તે ભર ઉંઘમાં પડેલો જણાયો, એથી તે તરતજ ત્યાંથી પાછી ફરી અને વિહંગિની પાસે આવી લાગી. યુવક પણ પાછો બારીમાં આવી ગુપ્ત રીતે આજનો સર્વ બનાવ જોવા તથા સાંભળવા લાગ્યો. વનલતાએ વિહંગિનીની પાસે બેસી પોતાના સુમધુર અને સુમૃદુ સ્વરથી સપ્ત લોકને ગજાવી દે તેવા પહાડી રાગથી એક ગાયન ગાવાની શરૂઆત કરી. તે ગાવા લાગી કે:—

"વીજળી ઝબકે આજ વાદળી આકાશે ચડી,
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહુકા મીઠા
વિયોગી રસિક નાર વાટ જોતી ઝરૂખે ચઢી;
અષાડી વાદળીને પૂછે સખી પંથે મારા કંથ દીઠા;
બોલી પિયુ પિયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપૈયા;
મેઘનું નીર ને શીત સમીર કરે મયુરી નૃત તાતત્ થૈયા;
પૂછો વાદળીને વિરહાનળથી બળતી વળતી જુવે બ્હાવરી બાળા;
જોઇ સખી પરિરંભણ પામતી જામતી અંતર જોબન જવાળા;
વાટ જોતી થાકીને પીયુનાવિયા
સત જાગી પોઢે પરભાતરે ત્યાં
આવે નાવલીયો નિંદમાં.

સ્વપ્નમાં કેલી રહી રસઘેલી ત્યાં ઘેલી થકી ઘનશ્યામ રીસાયા;
એક નિમેષ વિષે હૃશીકેશજ કુંજ નિકુંજ મહીં લપટાયા,
ગોતી રહી લળી જોતી રહી કહી મનોહર આહીરે જાયા;
અંતર્યામી એ સાદ સુણી સલુણી સમીપે પ્રગટયા જગરાયા;
આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળીરે;
'પ્રભુ આવ્યા કે પ્રભાત, કહી ભેટી ભલીભાત."

વનલતાનું આ ગાયન અત્યંત મંજુલતામય હતું. જે યુવક બારીમાં ઉભો ઉભો છુપી રીતે સાંભળી રહ્યો હતો, તે યુવક અન્ય કોઈ નહિ પણ વનલતાનો સ્વામી વિજયમણિજ હતો. વિજયમણિ આ ગાયનથી વિમોહિત થયો. તેણે અત્યાર સુધી વનલતાના કંઠથી આવું ગાયન સાંભળ્યું નહોતું. તેનું વનલતાએ અત્યંત અપમાન કર્યું હતું, પરંતુ તે અપમાનની જ્વાળાને પણ આ સંગીતની સુધાધારાએ શીતળ કરી દીધી. સંગીતની મોહિની શક્તિથી તેના મનમાં પુનઃ આશાનો સંચાર થયો. તે મનમાંજ બોલ્યો:—" અહા! ઇશ્વરે જેને અનુપમ રૂપ આપ્યું છે, તેવીજ કંઠની મધુરતા પણ આપી છે. આવી સુંદરતાનો ઉપભોગ કરવાનું મારા ભાગ્યમાં કયાંથી લખાયું હશે? અહા! જેમ ગુલાબમાં કંટક હોય છે, તેમ આનામાં પણ કેવળ એકજ દુર્ગુણ છે કે, તે મને ધિક્કારે છે! શું વિધાતા મને આ સુંદરીનો સ્વામી નહિ બનાવે? કોકિલ સમાન કંઠવાળી આ વનિતા વનલતા ખરેખર સંગીતની દેવીજ છે."

જ્યારે યુવક વિજયમણિ આ પ્રમાણે વિચારમાં પડી ગયો હતો, ત્યારે વિહંગિની અને વનલતા વચ્ચે આ પ્રમાણે વાતચીત થવા લાગી. પ્રથમ વિહંગિનીએ વનલતાને સંબોધીને કહ્યું:—" વનલતા!

સંગીત વિદ્યામાં તો તેં ખરેખર અદ્વિતીય કુશળતા સંપાદન કરી છે. હું જ્યારે જ્યારે તારા કોકિલ કંઠના મંજુલ સંગીતને શ્રવણ કરૂં છું, ત્યારે મારા અંતરમાં જે આનંદ ઉભરાઇ આવે છે તેનું શબ્દદ્વારા મારાથી વર્ણન પણ કરી શકાય તેમ નથી."

"માતા ! એ પ્રશંસાને હવે આટલેથીજ અટકાવો અને કહો કે, 'અત્યારે મને અહીં બોલાવવામાં તમારો શો ઉદ્દેશ સમાયલો છે વારૂ ?" વનલતાએ કહ્યું.

"વનલતા ! હું એમ જાણવા માગું છું કે, તું જમીનદાર સુંદરીમોહનના 'સુંદરીવિહાર' નામના મકાનમાં ગઇ હતી, ત્યાં લગભગ પંદર દિવસ સુધી શા કારણથી રોકાઇ રહી હતી વારૂ ?" વિહંગિનીએ એક પ્રકારની ઉત્સુકતાને આધીન થઇને પૂછયું.

"હા—મારી ઇચ્છા ઘણા દિવસ થયા તમને એ વાત જણાવવાની હતી, પણ એવો કોઇ સંજોગ ન મળવાથી હું હજી સુધી કહી શકી નથી. સાંભળો, એ દુરાત્મા તો અનેક સ્ત્રીઓનો સર્વનાશ કરનાર જીવતો જાગતો શયતાન છે. તમે મને જ્યારે અહીંથી 'અભિસાર' માટે તેની પાસે મોકલી, ત્યારે મેં તેના મહાલયમાં મેં જે પ્રકાર જોયો હતો, તે જોઇને મારૂં તો કાળજુંજ કંપી ઉઠયું હતું. એ પાખંડી પિશાચ એક અન્ય અબળાપર અસહ્ય અત્યાચાર ચલાવી રહ્યો હતો. એ જોઇને મનમાં અત્યંત ઘૃણા ઉત્પન્ન થઈ આવી હતી મેં ધાર્યું હતું કે, જે પુરૂષ અનેક અબળાઓનો અનુગામી હોય, તેના તરફથી પ્રીતિ પ્રાપ્ત કરવાની કાંઇ સંભાવનાજ રહેતી નથી. આથી મેં તેના પ્રેમનો સ્વીકાર કરવાનો પ્રબળ પ્રતિકાર કરીને તેને જણાવ્યું કે, તારા જેવા વ્યભિચારી કૂતરાના પ્રણયની મને કશી પણ અપેક્ષા નથી. આથી તેણે મને બંદિની બનાવીને એક કારાગૃહમાં

ધકેલી દીધી. એક દિવસ એ દુરાચારી દારુથી ચીકાર થઇ, દીવાનો બની મારા ધર્મનો નાશ કરવાની તૈયારીમાં હતો, એ દરમ્યાન મારા પિતા બે ચાર માણસો સહિત ત્યાં આવી ચઢયા અને મને એ દુષ્ટાત્માના સપાટામાંથી છોડાવીને ઘેર લઇ આવ્યા. તે દુરાચારીને તેમણે તેજ દિવસે રાત્રે સરકારી જેલમાં મોકલી આપ્યો અને બીજે દિવસે જ્યારે મારા પિતા ઘેર આવ્યા, ત્યારે મેં તેમના મુખથી સાંભળ્યું કે, તે શયતાનને ત્રણ વર્ષની સખ્ત સજા ફરમાવવામાં આવી છે."

આ સાંભળીને યુવકનું મન વધારે ઉત્સુક થયું. તે વિશેષ આતુરતાથી બારીમાં ગુપચૂપ ઉભો ઉભો તેમની બન્નેની વાતચીતને સાંભળવા લાગ્યો. વિહંગિનીએ પુનઃ વનલતાને સંબોધીને કહ્યું કેઃ—"વારૂ વનલતા! ત્યાર પછી તારા પિતાએ તને મારા અને વીરભદ્રના સંબંધમાં કાંઈપણ પૂછયું હતું ખરૂં કે?"

"હા, પૂછયું હતું કે, વીરભદ્ર અને તારી માતાના સંબંધમાં તું શું જાણે છે? મેં જણાવ્યું હતું કે, વીરભદ્ર એક મહા કામાંધ અને નાલાયક પુરુષ છે. જે દિવસે જમીનદાર સુંદરીમોહન મને ઉપાડી ગયો, તે દિવસે બપોરેજ એ વીરભદ્રે મારી સાથે બે ચાર ખોટી વાતો કરી હતી. મેં તમને એ વાત રાત્રે જણાવવાની ઇચ્છા કરી હતી, પણ એજ રાત્રે શયતાન સુંદરીમોહન મારૂં હરણ કરી જવાથી મને એ વાત કહેવાનો અવસર પણ મળ્યો નહોતો. ગમે તેમ હો, પણ મારી વિમાતા વિહંગિની એક આદર્શ સતી છે. તેના આજ સુધીના સહવાસપરથી હું ઘણી સારી રીતે જાણી શકી છું, કે તે તમારામાંજ ખરેખરી અનુરક્ત છે. બીજા પુરુષના મ્હોં સ્હામું પણ તે જોતી નથી. આમ કહીને મેં મારા પિતાની આંખમાં ધૂળ નાખી તેમના વિષમ સંશયનું નિવારણ કર્યું હતું. કેમ, મેં જે કાંઈ કર્યું

છે, તેમાં કાંઇ અનુચિત તો નથી કર્યું–ને ?" વનલતાએ પૂછ્યું.

"ના–ના, તું જે કાંઇ કરે તે અનુચિત કિંવા અયોગ્ય હોય ખરૂં કે ? તેં ખરેખર મારાપર મોટો ઉપકાર કરીને મને મૃત્યુના મુખમાંથી બચાવી લીધી છે. તારા આ ઉપકારને હું કદાપિ વિસરી શકું તેમ નથી." વિહંગિનીએ કહ્યું.

"પણ એ ઉપકારના બદલામાં તમારે મારૂં એક કામ કરી આપવું પડશે." વનલતા બોલી.

"કયું કામ ? તું જે કહે તે કરી આપવાને તૈયાર છું. મારાપર તેં જે ઉપકાર કર્યો છે, એના બદલામાં હું મારો જીવ પણ કુરબાન કરી શકું તેમ છું. કહે તારી જે કાંઇ ઇચ્છા હોય, તે સત્વર જ-ણાવી દે." વિહંગિનીએ પ્રસન્ન મુખથી કહ્યું.

"મારી ઇચ્છા મારા પિતાએ મારા માટે જે પતિને પસંદ કરી ઘરમાં લાવી રાખ્યો છે, તેની સાથે લગ્ન કરવાની નથી. કારણ કે, એના શરીરમાં સુંદરતા નથી, વાણીમાં મીઠાશ નથી, મુખપર પ્રસન્નતા નથી. રાત્રિ દિવસ પુસ્તકનાં પોથાં વાંચવામાંજ તે નિમગ્ન રહે છે. એની સાથે લગ્ન કરવાથી મારા જીવનની એક પણ આશા પૂર્ણ થાય તેમ નથી. તે મારી વાસનાને તૃપ્ત કરી શકે તેમ નથી. કારણ કે;

"નથી જ્યાં સાર જીવનમાં, નથી રસની કશી આશા;
નથી જ્યાં ભાવ પ્રીતિનો, નથી જ્યાં પ્રેમની આશા;
વસ્યો જ્યાં ભાવ ભેદોને, પડયાં અંતર જૂદાં જેનાં;
હૃદય સંધાય કહો કયાંથી ? પ્રેમીને અપ્રેમીનાં;
નથી તે કામને વ્હાતો, રહે છે જ્ઞાનમાં માતો;
નથી હું જ્ઞાનને વ્હાતી, મને તો કામ છે વ્હાલો;

અમારા તન અને મનમાં ભરી છે ભેદની વાતો;
કહો સંધાય ત્યાં કયાંથી હૃદય વીણા તણા તારો."

આ સાંભળીને વિહંગિનીએ કહ્યું:–"ઓહો! એમાં તે શું મોટું કામ કરવાનું હતું?"

"કેમ, મારા પિતા તેની વિદ્યાપર મુગ્ધ છે અને તેઓ તેના ખરા અંતરથી ચાહે છે. તેમની ઇચ્છા કોઇ પણ રીતે તેને અહીંથી વિદાય કરવાની નથી. આવી સ્થિતિમાં તેને દૂર કરવો એ કોઇ નાની સૂની વાત નથી." વનલતાએ કહ્યું.

"પણ જો સદાને માટે તેને દૂર કરવામાં આવે તો કેમ?" વિહંગિનીએ પૂછયું.

"એટલે? સદાને માટે શી રીતે દૂર કરવા માગો છો વારૂ?" વનલતા આતુરતાથી બોલી.

"તેની જીવનદોરીને વિષરૂપી શસ્ત્રથી કાપી નાખવી અને તેની હયાતીને દુનિયામાંથી નાબૂદ કરી નાખવી." રાક્ષસી વિહંગિનીએ એક નવો ઇલાજ બતાવ્યો.

"શું ત્યારે તમે તેને ઝેર દઇને મારી નાખવાની ઇચ્છા ધરાવો છો?"

"હા, એના જેવો સરળ ઇલાજ બીજો એક પણ નથી. કાલે સવારમાં દૂધની સાથે ઝેર મેળવીને દાસી દ્વારા મોકલાવી દેવું એટલે દૂત પીતાંની સાથેજ તેની જીવનલીલા સમાપ્ત થઇ જશે અને તારા મનમાં ઉપજેલી ભયાનક ચિંતાનું સદાને માટે નિવારણ થઇ જશે."

"પણ આ વાત કદાચ કોઇના જાણવામાં આવી જશે તો?" વનલતાએ ડરીને પૂછયું.

"તો પણ શું નુકશાન થવાનું છે? તારા પિતાને સમ-

જાવવા એતો આપણા હાથમાંજ છે. વળી આપણા બન્નેના સિવાય બીજું કોણ એ વાતને જાણી શકે તેમ છે ?"

"બહુ સારૂં, ત્યારે આવતી કાલના પ્રભાતમાંજ એ પામરનું પરલોકમાં. પ્રયાણ કરાવી દઇશું. પણ જો જો, આ વાત બીજા કોઇના જાણવામાં ન આવે, તેની ખાસ સંભાળ રાખજો."

"એ વિષયમાં તું તદ્દન નિશ્ચિંત રહેજે. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી બીજું કોઇ પણ મનુષ્ય એ વાતને કદાપિ જાણી શકશે નહિ. પણ જા, હવે રાત્રિ ઘણીજ વીતી ગઈ છે. હું પણ જાઉં છું. આજે તારા પિતા મિજલસમાં ગયા છે. એટલે સવાર સુધી પાછા આવવાના નથી." વિહંગિનીએ વનલતાને વિદાય થવાની સૂચના કરી.

વનલતા તરતજ "કાલની વાતને ભૂલી ન જશો." કહીને તરતજ ચાલી ગઇ. યુવક વિજયમણિ પોતાનો સર્વનાશ થવાની વાત સાંભળીને કંપી ઊઠયો. તે બિચારો પોતાના ઓરડાની પથારીપર શૂન્ય મનથી જઇ પડયો. વિહંગિની તરતજ અગાસી પરથી નીચે ઉતરી આવી અને બગીચાના દ્વાર પાસે ઉભી ઉભી કોઇના આવવાની વાટ જોવા લાગી.

યુવક વિજયમણિ પોતાના ઓરડામાં પથારીપર પડતો પડયો તરફડીયાં ખાવા લાગ્યો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે:—"હાય ! નારી જાતિનો વિશ્વાસ શો કરવો ? 'વિષકુમ્ભ પયોમુખં' એવું જે કહેવામાં આવે છે, તે સર્વથા સત્યજ છે. આ સંસારમાં મારૂં કોણ છે ? કોઇ નહિ, જે મારી થવાની આશા હતી, તે તો મારા પ્રાણ લેવાને તૈયાર થઇ છે. મેં તેનો શો અપરાધ કર્યો છે ? શું વિધાતાએ મને સૌન્દર્ય નથી આપ્યું, તેથી હું વિશ્વમાં રહેવાને પણ યોગ્ય નથી ?

હાય વિશ્વ ! દગાબાજ દુનિયા ! મેં આ ઘરના જેવા ભવાડા તો બીજે ક્યાંય પણ જોયા નથી. હરગોવિંદ શાસ્ત્રી જેવી રીતે મિજલસનાં બહાનાં બતાવી વારાંગનાઓના પ્યારમાં પડયો રહ્યો છે અને રાતોની રાતો વેશ્યાઓના ઘરમાં ગાળી આવે છે, તેવી રીતે તેની પુત્રી તથા પત્ની પણ પાછળથી તેવોજ પ્રકાર ચલાવી અનેક યારોની સાથે વ્યભિચારની બહાર લૂંટે છે ! વાહ દુનિયા ! આ પણ એક અજબ તમાશો ! બસ, મારી ઝિન્ગીનો અંત આવતી કાલના પ્રભાતમાંજ થવાનો છે. હશે જેમ પરમાત્માએ ધાર્યું હશે તેમ થશે. પણ રાક્ષસી વનલતા મને જીવજાનથી મારી નાખશે ? શા માટે મારી નાખશે ? કેવળ તેની વિષય વાસનાને તૃપ્ત કરવા માટેજ ! હાય, હાય ! હું આવો દુર્ભાગી થઇને પૃથ્વીપર શામાટે જનમ્યો ? મારે જીવીને શું કરવું છે ! કોના માટે જીવવું છે ! જીવનની સર્વ આશાઓ તો બળીને ખાક થઈ ગઇ છે. ”

જ્યારે યુવક વિજયમણિ આ પ્રમાણે વિચાર સાગરમાં ડૂબી રહ્યો હતો, ત્યારે વિહંગિની બગીચાના પાછલા ગુપ્તદ્વાર પાસે ઊભી ઊભી એકીટસે બગીચા તરફ જોઇ રહી હતી, એવામાં એક સ્ત્રી અવગુંઠનથી પોતાના આખા શરીરને આચ્છાદિત કરી ત્યાં આવી પહોચી. સ્ત્રીને જોઇને વિહંગિની એકદમ તેને ભેટી પડી અને પોતાની સાથે લઇને તે પાછી દીવાનખાના ભણી ચાલી. દીવાનખાનાના દાદરપર ચઢતી વેળાયે તેમનાં બન્નેનાં પગલાંનો અવાજ સાંભળીને યુવક વિજયમણિ ચમકી ઉઠયો. તે સાવચેતીથી પથારીપરથી ઉઠીને પુનઃ બારીમાં આવી ઉભો રહ્યો. તેણે જોયું કે વિહંગિની એક સ્ત્રીને પોતાની સાથે લઇને સીડીપર ચઢી રહી છે. થોડીવારમાંજ વિહંગિની તે સ્ત્રીસહિત પોતાના દીવાનખાનામાં દાખલ થઇ અને તે સાથે ત-

રતજ તેણે દીવાનખાનાનાં દ્વાર વાસી દીધાં આથી યુવકને ઘણી અ-જાયબી પેદા થઇ. તે પોતાના શયનગૃહના દ્વારને ધીમેથી ખોલીને ધીમે ધીમે બહાર આવ્યો. બહાર આવ્યા પછી તે તે દ્વારના છિદ્રમાંથી જોવા લાગ્યો. તેણે જોયું કે વિહંગિની તે આગંતુક સ્ત્રીના ગળામાં હાથ નાખી બેઠી હતી અને આવનાર સ્ત્રી તેના મુખપર ચુંબન કરતી હતી ! આથી યુવક મનમાંને મનમાંજ બોલ્યો:—"હેં આશું ! સ્ત્રી હોવા છતાં સ્ત્રીને ચુંબન કરનાર આ કોણ હશે ! અવશ્ય આમાં કાંઇક છુપો ભેદ સમાયલો છે. ગમે તેમ હો, પણ આજે આ વિષયનો પૂરતો પત્તો મેળવવો જોઇશે."

આ પ્રમાણે વિચાર કરીને યુવક વિહંગિનીના દિવાનખાનામાં બનતો બનાવ જોવાને વ્યાકુળ બની ગયો. તેણે વિચાર્યું કે, આ દરવાજાના કાણામાંથી તો અંદરનો દેખાવ બરાબર જોઇ શકાતો નથી. હવે શી રીતે આ બધા ભેદનો પત્તો મેળવવો !"

વિચાર કરતાં તેની નજર વિહંગિનીના દિવાનખાનામાં સળગતા દીપકની રોશનીથી તે દીવાનખાનામાંની નીચે ઉતરવાની જે એક સીડી હતી, તેનાપર પડી. તેણે જોયું કે, દૈવયોગે આજે આ સીડીનો દરવાજો ઉઘાડો રહી ગયો છે, માટે જો નીચે ઉતરી ધીમેથી દરવાજો ખોલી સીડીપર જઈ પહોંચીશ તો બધો બનાવ બહુ સારી રીતે જોઇ શકાશે.

આવો વિચાર કરીને તે ધીમે ધીમે જે સીડીપરથી વિહંગિની દીવાનખાનામાં ચઢી આવી હતી, તે સીડીપરથી નીચે ઉતરી, નીચેના એક બે ઓરડા ઓળંગીને વિહંગિનીના દીવાનખાનામાં દાખલ થવાની જે સીડી હતી, ત્યાં ગયો. પણ ત્યાં અત્યારે એટલો બધો અંધકાર વ્યાપેલો હતો કે, સહજમાં કોઇનાથી દાખલ થવાનું સાહસ થઈ શકે

તેમ નહોતું, આથી ફરીનેજ વિહંગિની ઉપરની બીજી ખુલ્લી સીડી દ્વારા દીવાનખાનામાં દાખલં થઈ હતી. યુવક હૃદયમાં હામ બીડી ધીમે ધીમે વિહંગિનીના દીવાનખાનાની સીડીપર ચઢી ઉપરનો બધો બનાવ જોવા લાગ્યો.

તેણે જોયું કે સ્ત્રીના વેશમાં આવનાર સ્ત્રી ખરી રીતે સ્ત્રી ન હોતી, કારણ કે વિહંગિની તેને 'પ્રિયતમ' 'પ્યારા' કહીને વારંવાર સંબોધી રહી હતી. થોડી વાર પછી વિજયમણિએ સાંભળ્યું કે, સ્ત્રીના વેશમાં આવનાર પુરૂષ વિહંગિનીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—"પ્યારી ! તારી દાસી યમુના એક ઘણી ચાલાક ચપળા છે. તે હમેશાં પોતાનો પોશાક આપી મને તારી સાથે મેળવી આપે છે. તારા મકાનમાં દાખલ થવું એ પણ કાંઇ નાની સૂની વાત નથી. પણ તું આજે મને આ ઉપરના દીવાનખાનામાં કેમ લાવી છે ? શું તારો પતિ ક્યાંય બહાર ગયો છે ? તે આજે રાત્રે અહીં પાછો આવવાનો નથી ?"

યમુનાને તો વાંચક ઓળખી ગયા હશે કે જે વીરભદ્રની વિરૂદ્ધમાં વિહંગિનીની સાક્ષી પૂરી હરગોવિંદ પાસે વીરભદ્રને કેદ કરાંવવાને તૈયાર થઇ હતી, તે યમુનાના પ્રતાપેજ વિહંગિનીની વારંવાર અત્યારે આવેલા ઉપપતિની સાથે મુલાકાત થતી હતી. તે હમેશાં જ્યારે હરગોવિંદ ઊંઘી જતો, ત્યારે વિહંગિની પાસે તેને બેહોશીની દવા સુંઘાડાવી બેહોશ બનાવી આ યારને ત્યાં જઇ પોતાનાં વસ્ત્ર આપી આવતી અને પહેરેગીરને કહી જતી કે, હું રાત્રિના અમુક સમયે પાછી આવીશ. પણ ખરી રીતે તે વિહંગિનીના આ યારને વસ્ત્ર આપી પરબારી પોતાને ઘેરજ ચાલી જતી અને સવાર થતાં હરગોવિંદને ત્યાં આવી દર્શન આપતી.

આગંતુક ઉપપતિની વાત સાંભળી વિહંગિનીએ કહ્યું કેઃ—"હા, યમુનાના પ્રતાપેજ આપણો આ ગુપ્ત અભિસાર ચાલી રહ્યો છે. હું તેની આ ચાલાકીથી તેને વારંવાર બક્ષિસ પણ આપું છું. પણ વચ્ચમાં તમે બે દિવસ કેમ આવ્યા નહોતા વારૂ ?"

"શું કહું પ્યારી ! આજકાલ પૈસાની એટલી બધી તંગી પડી છે કે, જેની વાત પણ થઇ શકે તેમ નથી. રાત દિવસ મેહનત કરૂં છું, પણ એક જણનું બે હજાર રૂપિયાનું કરજ પતાવી શકાતું નથી. જો બે દિવસમાં મારાથી મારા લેણદારનું કરજ પતાવી શકાશે નહિ. તો આખરે મારે જેલમાં જવું પડશે અને તે સાથે તારી સાથે આમ રાત્રે મુલાકાત કરવાનું પણ બંધ પડી જશે." વિહંગિનીના ઉપપતિએ કહ્યું.

"ચિંતા નહિ, હું હમણાંજ તમારી તે ચિંતાને દૂર કરૂં છું. તમારી યારી કાંઇ આજકાલની નથી જયારથી હું સમજવા શીખી, ત્યારથીજ તમે મારી સાથે પ્યારમાં પડયા છો અને એ પ્યારને બરાબર નિભાવતા આવ્યા છો ! મદનલાલ તમે પૈસાની બાબતમાં બિલ્કુલ ચિંતા ન કરો." વિહંગિની આમ કહીને તરતજ તેના બાહુ બંધનમાંથી મુકત થઇ એક પેટી પાસે જઇ પહોંચી અને પેટીમાંથી એક કીમતી હાર બહાર કાઢી પાછી યુવક મદનલાલ પાસે આવીને તે બોલી કેઃ-"લો, આ તમારી પ્રીતિનો ઉપહાર. આ હારની કિંમત ઓછામાં ઓછી પાંચ હજાર રૂપિયા છે. માટે એ વેચીને તમારૂં બે હજાર રૂપિયાનું દેણું પતાવી બાકીના રૂપિયા તમારી પાસે રાખજો. મારા પતિ આજે મિજલસનું બહાનું બતાવી કોઇ રાંડને ત્યાં ગયો છે, તે સવાર સુધી પાછો આવે તેમ નથી, માટે તમે કોઇ પણ જાતનો ભય ન રાખો, સુખેથી આનંદમાં મગ્ન થાઓ."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી બન્ને જણાં ઘણી વાર સુધી પ્રેમની ચેષ્ટાઓ કરતાં રહ્યાં અને છેવટે એક પલંગપર બન્ને જણાં એકી સાથે એક બીજાના ગળામાં હાથ નાખી સુઇ ગયાં. વિજયમણિએ એ સમયે જે ભયાનક દશ્ય જોયું! તે જોઇને તેને વિહંગિની, તથા તે પુરુષપર સખ્ત નફરત આવી! એ દશ્યનો ચિતાર કરાવવાને અમારી લેખિની લેશ માત્ર પણ તત્પર નથી, એથી અમો પણ એનો ઉલ્લેખ કરવા ઇચ્છતા નથી.

આજે વિહંગિની તથા આવનાર યુવક મદનલાલ બન્ને હરગોવિંદના બહાર જવાથી નિશ્ચિંત થયાં હતાં,' એથી તેમની પાપ ક્રીડામાંથી નિવૃત્ત થયા પછી તેઓ વાતોમાંને વાતોમાં આખરે નિદ્રાવશ થયાં. પ્રેમની મસ્તીમાં કોઇને કશું ભાન પણ ન રહ્યું.

વિજયમણિએ જ્યારે જોયું કે, બન્ને પાપી પ્રાણીઓ ઘોર નિદ્રામાં આવી પડયાં છે, ત્યારે તેના મનમાં એક નવો વિચાર ઉગી આવ્યો. તે તરતજ પોતાના ઓરડામાં જઈ બેહોશીની દવાની એક ડબ્બી લઇ આવ્યો અને તેમના બન્નેના નાકપર સુંઘાડી તેમને છેક બેભાન બનાવી દીધાં. આ કાર્યમાંથી પરવાર્યા પછી તે પાસેના બગીચામાં જે એક નાનો કૂવો હતો, તે કૂવાના કિનારા પરથી એક દોરડું લઈ આવ્યો અને એ દોરડાંથી તેમને બન્નેને બરાબર મજબૂત રીતે કસકસાવીને બાંધી દીધાં.

ત્યાર પછી તેણે તે દીવાનખાનામાં પડેલા હરગોવિંદના ટેબલના ખાનામાંથી એક કાગળ બહાર કાઢી તેમાં નીચે પ્રમાણે લખ્યું કે:—

“ શાસ્ત્રિ હરગોવિંદ !

તમારી આ કુલટા કામિની આવતી કાલે પ્રભાતમાં મને ઝેર દઇને મારી નાખવાના નિશ્ચયપર આવી ચૂકી હતી, તમારી કન્યા

વનલતાએ પણ તેમાં સંપૂર્ણ સમ્મતિ આપી હતી, પરંતુ ઇશ્વરે મને બચાવી લીધો છે અને તમારી આ પાપીયસી પ્રમદાના પાપને જાહિર કરી દીધું છે. આજે હું તેને તેના યાર સહિત મજબૂત દોરડાંથી બાંધીને તેની પાપલીલાને તમારી પાસે પ્રકટ કરતો જાઉં છું. તમારા કુટુંબમાં રહેવાથી ભવિષ્યમાં હું કદાચ સુખી થઇ શકીશ એવી મારા મનમાં આશા હતી, પણ એ આશાને તમારી પત્ની તથા પુત્રીના આજના વ્યવહારે જડમૂળથી કાપી નાખી છે. તમે જે વીરભદ્ર તથા સુંદરીમોહન નામના બે માણસોને વિના કારણ સ્ત્રીનાં વચનપરજ વિશ્વાસ રાખીને કેદ કર્યા છે, એમાં મોટી ભૂલ કરી છે. તેઓ તદ્દન નિર્દોષ છે અને તમારી પત્ની તથા પુત્રીજ સર્વ પ્રકારે દોષીત છે, એવું મને તેમની આજ રાત્રિની વાતચીતપરથી સ્પષ્ટ જણાઇ આવ્યું છે. તમે જેવી રીતે બીજાઓની સ્ત્રીઓના સતીત્વનાશમાં નિરંતર પ્રવૃત્ત રહો છો, તેવી રીતે તમારી કુલકામિનીઓ કુલટા તરીકે અન્ય પુરુષોના પ્યારમાં પડી તમારી ઇજ્જતનું લીલામ કરે છે. આજનો તમારા મકાનનો બનાવ જોઇને મારા મનમાં સખ્ત નફરત આવી ગઇ છે અને એથી હું સદાને માટે તમારા મકાનને છોડી ચાલ્યો જાઉંછું. ક્યાં જાઉં છું, તેનો કશો નિશ્ચય નથી, છતાં તમારી સાથે હવે મારી મુલાકાત થઇ શકશે નહિ. મારૂં જીવન પણ આ વિશ્વમાં ઝાઝા દિવસ રહેશે નહિ, માટે મારી તપાસ ચલાવશો નહિ.”

વિજયમણિ શર્મા ”

આ પ્રમાણે પત્ર લખી હરગોવિંદના ટેબલપર મૂકી એક કાચના કકડા તળે કાગળને દબાવી તે વનલતાના ઓરડામાં દાખલ થયો. વનલતા તે સમયે ગાઢ નિદ્રામાં પડી હતી. એના મુખપર આવતી

કાલે વિજયનો નાશ કરવાની આશાથી એક પ્રકારના આનંદની છાયા ઝળકી રહી હતી. આ જોઇને વિજયમણિ એક કુરસી પર બેસી પોતાના ભાગ્યને હજારો વાર ધિક્કાર આપતો મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો કેઃ—" હે કરુણાસિંધુ! આવી રીતેજ શું મારે મારી આખી જિન્દગી વીતાડવી પડશે? હું મારા જીવનમાં શું એક દિવસને માટે પણ સુખનો સ્વાદ નહિ લઇ શકું? ધિક્કાર છે, મારા જીવનને! ખરેખર હું એક ખરીદેલો ગુલામ છું. ગુલામને પણ જે સ્વતંત્રતા મળી શકે છે, તે સ્વતંત્રતા મારા ભાગ્યમાં રહી નથી? શું સ્ત્રીનો હુકમ બજાવી, ખુશામત કરી હું મારા પાપી પેટનું પોષણ કરૂં નહિ—નહિ. કદાપિ નહિ. એવા પાપમય જીવનને ધારણ કરી રાખવામાં સાર પણ શો? આવી સ્વતંત્રતા આપીને હરગોવિંદ શાસ્ત્રીએ વનલતાના જીવનને હલાહલમય કરી દીધું છે. આવી રીતે કોમળ વયની બાળાઓને યથેચ્છાચાર કરવા દેવો, એ પણ એક મહા પરિતાપનો વિષય છે. શું આ સારો રિવાજ કહી શકાય ખરો કે? ના—આનું નામજ કુધારો કહેવામાં આવે તો તેમાં કશો પ્રત્યવાય નથી. આવા કુધારાના પરિણામેજ દેશમાં સર્વત્ર સર્વનાશની છાયા છવાઇ ગઇ છે. કુધારો એ મહા ભયાનક વસ્તુ છે. સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની જરૂર છે ખરી, પણ તે સાથે તે ઉચ્છૃંખલ, ઉદ્ધત કે અવિચારી ન બની જાય, તેની પણ ખાસ સંભાળ રાખવાની છે. આવા કુધારાના સંબંધમાં કોઇ એક અનુભવી વ્યક્તિએ ખરૂંજ કહ્યું છે કેઃ—

કુધારે હિન્દવાસીના હૃદયનો ગર્વ ગાળ્યો છે;
ઝગકતા હિન્દ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે;
અભણ અજ્ઞાની મા બાપો મહત્તા આબરૂ માટે;
સુતાના શત્રુઓ થઇને પિતા પુત્રી બગાડે છે;

વિચાર્યા વીણું હૃદય–વચને મરી મિથ્યા ગુમાનીમાં;
જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં;
ગયાં તે બ્રહ્મચર્યોને પ્રીતિ લગ્નો ગયાં જ્યાંથી;
પ્રજા તે વીર શું પાકે પછી ઉદ્ધાર તે ક્યાંથી?"

'બસ થઇ ચુક્યું, વનલતા ! હું આજે તારા ઝેર ભરેલા મીઠા મુખને છેલ્લી વાર જોઇ લેઉં છું. આજથી તારા અને મારા સમાગમની સમાપ્તિ થાય છે. અહા ! તું આવી ભયંકર હોઇશ, એની મને કલ્પના પણ નહોતી. તારા હૃદયમાં વિષમ હલાહલ ભર્યું હશે એ હું અત્યાર સુધી જાણુંતો પણ નહોતો. ખરેખરૂં:–

"તું ભામિનીના નામને શરમાવતી ભુજંગી છે;
તુજ દેહ છે પાપી ખરે, હૈયું અતિ ઉત્તાપી છે;
જવાળા દહે જે દેહને, તુજ મુખમાં આવી વસી;
નારી નહિ તું કારી છે કાળી કટારી છે નકી."

તારા જીવનનું અવસાન થવુંજ અધિક ઉચિત છે. ધિક્કાર છે તને અને તારી પાપીયસી સંગી વિમાતા વિહંગિની ! સ્ત્રીઓનાં જે હૃદય અત્યંત કોમળ ગણાય છે, તેજ હૃદયમાં આ ભયાનક દગાબાજી !"

આ પ્રમાણે વિચાર કરી તેણે વનલતાને પણ ઊંઘમાંથી જાગી ઉઠવાની દહેશતથી બેભાન કરી દીધી. પણ તેને મજબુત દોરડાંથી બંધનયુક્ત કરવાની ઉદારતા દર્શાવી નહિ. તે નિશ્ચિંતપણે વનલતાના ટેબલપર બેસી એક પત્ર લખવા લાગ્યો. પત્ર લખાઇ રહ્યો. પૂરો થાય પછી તે પુનઃ તેને વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કેઃ—

**અભિમાની, ઉદ્ધત અને સ્વચ્છંદિની અબળા !**

"અબળાનું હૃદય આવું સબળ અને કઠિન હશે, એ હું આ પહેલાં જાણુતો નહોતો, એટલુંજ નહિ પણ મારા મનમાં એવી ક-

લ્પના પણ આવી નહોતી. હવે મારો તે ભ્રમ દૂર થયો છે. તું નથી જાણી શકતો કે તારા જેવી વજ્ર તુલ્ય કઠિન હૃદયની કામિનીઓ વિધાતાની સૃષ્ટિમાં બીજી કેટલીક છે? હું તારો સ્વામી હતો, પરંતુ એટલી બધી નિષ્ઠુર-નિર્દય નિવડી છે કે હું કેવળ આ એક માસના અવધિમાં રાત્રિ દિવસ તારી પ્રીતિને સંપાદન કરવા માટે પ્રયત્નશીલ રહેતો હતો, તારા માટે મારી જિન્દગી પણ કુરબાન કરવાને તૈયાર થયો હતો, તથાપિ તે દરમ્યાન તેં પ્રીતિરસનું પાન કરાવવાની વાત તો દૂર રહી પણ, મને કદાપિ એક મીઠો શબ્દ પણ કહી સંભળાવ્યો નથી! તેં તારા ઘરના નોકર સાથે પણ જે અધમ અને નિર્દયતા ભરેલો વ્યવહાર ચલાવ્યો નથી, તે મારી સાથે ચલાવ્યો છે. મારૂં તારાથી બને તેટલું અપમાન કરવામાં પણ તેં કશી ખામી રહેવા દીધી નથી. વેશ્યાનું હૃદય પણ હું ધારૂં છું કે, તારા કરતાં દયાળુ હશે. ધિક્કાર છે, પાપીયસી પ્રમદા! છેવટે તું ઝેર પાઇને મારા જેવા એક નિરાધારનો વિનાશ કરવાના નિશ્ચયપર આવી ગઇ, શું તારા દિલમાં જરા દયા પણ ન આવી? ધિક્કાર છે તારા એ પાપમય સંકલ્પને!"

"તું વેશ્યાથી પણ અધમ છે! સુંદરીમોહનના સંબંધમાં તેં જે કપટની બાજી બિછાવી હતી. એ પણ મારાથી અજાણી રહેવા પામી નથી. શું સંપતિના અભિમાનથી સર્વ પ્રકારના સદ્દવિવેકનો ત્યાગ કરીને પોતાના પતિનો પણ પ્રતિકાર કરવો એ એક આર્ય અબળાને માટે કોઇ પણ પ્રકારે ઉચિત ગણાય ખરૂં કે? ના-કદાપિ નહિ. જીવન ક્ષણિક છે, એ ક્ષણિક જીવનની લાલસામાં પડીને સર્વ પ્રકારની નીતિનો પરિત્યાગ કરવો એ કુળકામિનીને માટે ભૂષણીય ગણાય ખરૂં કે? વનલતા! તું નારી કુળમાં રાક્ષસી છે! તારા સમાન દગા-

બાજ તારી મારા જોવામાં હજી સુધી આવી નથી. જે વસ્તુ ક્ષણિક છે, તે વસ્તુને સ્થાયી માનીને તું તારો પોતાનો સર્વનાશ કરવાને તૈયાર થઇ છે. ધિક્કાર છે તને અને તારા આવા કુવિચારને! તું વિધાતાના બનાવેલા જીવોમાં એક તદ્દન નવીન પ્રકારનો જીવ છે. ધનવાનની કન્યા હોવાનો તથા તું પોતાને એક અદ્વિતીય સુંદરી હોવાનો ગર્વ કરીને જગતમાં કોઇને પણ તારા સમાન ધારતી નથી. સર્વ પ્રાણીમાત્રને તું તુચ્છ ધારે છે. પરંતુ તું તારા મનમાં ચોક્કસ યાદ રાખજે એ ગર્વ સદા સર્વદા ટકી શકશે નહિ. સ્મરણમાં રાખજે કે, મનુષ્યનું ધન, સંપદ, રૂપ કે યૌવન આદિ કશું પણ ચિરસ્થાયી રહેતું નથી. વળી ખાસ કરીને પાપથી પેદા કરેલી મિલ્કતની તો કાંઈ વાતજ કહી શકાય તેમ નથી. હું જો સદ્બ્રાહ્મણનો પુત્ર હોઇશ, તો એક દિવસે ને એક દિવસે આ અપમાનનો બદલો લઇશ અને તને બતાવી આપીશ કે નિર્દોષનું અપમાન કરવા જતાં કેવું વિષમ પરિણામ ભોગવવું પડે છે. હમણાં તું રૂપ—યૌવનની અધીશ્વરી અને સુપ્રસિદ્ધ ન્યાયાધીશની કન્યા છે, ભલે ખુશીથી હો, એની મને જરા પણ ભીતિ નથી. તારા તથા તારા પિતાના ક્રોધથી મને કશું પણ નુકસાન થવાનું નથી. તારી સાથે સર્વ સંબંધનો હું આજથી ત્યાગ કરૂં છું. આજથી તારા અને મારા સર્વ સંબંધનો અંત આવે છે. તારા અહંકારને હું ચૂર્ણ કરીશ. તારા પિતાને પણ બતાવી આપીશ કે મોટું કોણ છે, પુત્ર કે કન્યા? પિશાચિની! તારા વ્યવહારથી મારૂં હૃદય રાત્રિ દિવસ સળગ્યા કરે છે, પણ યાદ રાખજે કે એવી જ રીતે ઇશ્વર પણ એક દિવસ તારાં અંતરને સળગાવશે. જ્યારે તારી પિશાચિની માતા વિહંગિનીજ તને અનીતિના માર્ગમાં દોરવાને તૈયાર થઇ છે, ત્યારે હવે તારા ભાગ્યની દશા તારાથી સર્વથા વિપ-

રીતજ થવા બેઠી છે. આવા તુચ્છ જીવનમાં પણ તું જે આનંદ માની રહી છે, એજ તારી મૂર્ખતાને સ્પષ્ટ બતાવી આપે છે. જ્યારે તું જોઇશ કે તારૂં ધન ગયું છે, તારૂં રુપ તથા યૌવન પણ ચાલ્યું ગયું છે, ત્યારેજ તારો મારી સાથે મેળાપ થઇ શકશે. હું આજે પ્રભાતમાંજ અહીંથી ગમે ત્યાં ચાલ્યો જઇશ. આજથી તને સુનીતિના માર્ગપર લાવવાના પ્રયત્નમાંજ ગુંથાઇ જઇશ, મારી ભયંકર પ્રતિજ્ઞા છે કે, જ્યાં સૂધી હું તને નીતિના માર્ગપર આવેલી જોઇ શકીશ નહિ, ત્યાં સૂધી હું સુખપૂર્વક મરી શકીશ નહિ. તું બીજા કોઇપણ પતિની સાથે લગ્ન કરીશ, તો તેમાં મને કશી હાનિ થશે નહિ. પણ તે સાથે તને વ્યભિચારના માર્ગમાં દોરાયલી પણ મારાથી જોઇ શકાશે નહિ. તારી માતા તથા તેના ઉપપતિને હું આજે બંધનયુક્ત કરી તેમના પ્રકાશમાં લાવી તારા આ પાપસદનમાંથી સદાને માટે વિદાય થાઉં છું. હજી પણ તને મારી શિખામણ છે કે, તું નીતિના માર્ગપર આવી આ તારી કાયાનું કલ્યાણ કરવાને પ્રયત્નશીલ રહેજે, ઈશ્વર એથી તારૂં કલ્યાણ કરશે.

વિજયમણિ શર્મા

આવી રીતે બન્ને જૂદા જૂદા પત્રો લખીને તે તરતજ ત્યાંથી વિદાય થયો. હરગોવિંદનો ઘરજમાઇ હોવાથી પ્રહરીઓ હમેશાં તેનું સારૂં સન્માન સાચવતા હતા. તેમજ વિજયમણિનો હમેશાં ચાર વાગે મધુમતિમાં સ્નાન કરવા જવાનો નિયમ હતો. આથી અત્યારે કોઇ પણ પ્રહરીએ તેને જતો અટકાવ્યો નહિ. તે તરતજ તે પાપપૂરીનો ત્યાગ કરીને સદાને માટે ચાલ્યો ગયો.

× × × ×

બીજે દિવસે સવારમાં સાત વાગે હરગોવિંદ પોતાના મકાનપર પાછો આવ્યો. તેણે આવી જોયું કે, એ સમયે તેના દીવા-

નખાનાનું દ્વાર બંધ હતું આથી તે નીચેના ઓરડાઓમાંની ગુપ્ત સીડીદ્વારા દીવાનખાનામાં દાખલ થયો, દાખલ થયા પછી તેણે જે કાંઇ જોયું તે જોઇને તે દિગ્મૂઢ બની ગયો, તેણે જોયું કે, તેની પત્ની વિહંગિની તથા તેનો યાર મદનલાલ બન્ને જણાં એક મજબૂત દોરડાથી બંધાઇને બેભાન અવસ્થામાં પડયાં હતાં. આથી તેનું હૃદય કંપી ઉઠયું. તેનું આખું શરીર લાલચોળ થઇ ગયું. એવામાં અચાનક તેની નજર તેના ટેબલપર કાચના કકડા તળે દબાવેલા વિજયમણિના પત્ર તરફ પડી. પત્રને જોતાંની સાથે તેણે ઉપાડીને વાંચવા માંડયો. પત્ર વાંચતાં વાંચતાં તેનાં રૂંવેરૂંવાં ઉભાં થઇ આવ્યાં. તે તરતજ વનલતાના ઓરડામાં દાખલ થયો, તો વનલતાની પણ તેવીજ દશા તેના જોવામાં આવી. તેના ઓરડામાંથી પણ તેને વિજયમણિનો લખેલો પત્ર મળી આવ્યો. વનલતાપર લખેલા વિજયમણિના એ અનુપમ ઉપદેશવાળા પત્રને વાંચીને હરગોવિંદ જાણે અત્યંત ક્રોધિત બની ગયો એને શું કરવું, આ પામરોને શી સજા કરવી, તેના વિચારમાં પડી ગયો. એ સર્વ બેભાન થયેલાંઓને શુદ્ધિમાં આવતાં સુધી તે ઘરના નોકર ચાકરોને બોલાવીને ધમપછાડ કરવા લાગ્યો. તેણે પેલી જૂઠી સાક્ષી પૂરનાર યમુનાની પણ તપાસ કરાવી, પરંતુ એ તો એ વખતે પોતાને ઘેર પધારી હોવાથી, એનો કશો પણ જવાબ મળી શકયો નહિ. આથી હરગોવિંદના મસ્તકપર વજ્રપાત થયો. તે જેવો ભયંકર વ્યભિચારી હતો, તેવુંજ તેનું આખું ઘર વ્યભિચારી બની ગયું છે, એમ જાણીને તેના અંતરમાં પ્રચંડ પશ્ચાતાપનો પાવક પ્રજળી ઉઠયો. નિરુપાયે તે તે સર્વપાપીઓને શુદ્ધિમાં આવતાં સુધી પોતાના દીવાનખાનામાં ચૂપચાપ બેસી રહ્યો.



# પ્રકરણ ૧૨ મું

## સુંદરી કે સિંહી ?

અકળ અવિદ્યાની જાળમાં રે, પડિયા પંડિત શૂર;
જ્ઞાની વૈરાગી જોગિ જતીરે, ચાવી કર્યા ચકચૂર;
સ્ત્રી એજ મોટી મોહનીરે, બીજું સહુ એની હેઠ;
પહોંચેલાને પણ પાડે પલકમાં છેલી સીડી લગી હેઠ;
× × × ×
ઇંદ્ર ચંદ્ર પારાશર મુનિરે, એકલશંગ મુખ્ય;
શિવ બ્રહ્માદિક ભૂલ્યારે, એથી મોટા કોણ અન્ય;
મન તો ભ્રષ્ટ બધા વિશ્વનું રે, નવ રહેવું સ્ત્રીપાસ;
ધીરાને ચંચળ કરે રે, ઘાલે સત્યાનાશ.

**દયારામ**



જે સમયે લૂટારા સરદાર મોનાહાતિના ભયાનક ભોંયરામાં આવીને એક બળવાન યુવકે પિસ્તોલની ગોળીથી મોનાહાતિને ઠાર કર્યો, ત્યારે ભોંયરામાં મહા ભયાનક કોલાહલ મચી ગયો. સરદારના મૃત્યુથી સર્વ લૂટારાઓ એકી સાથે એ વીરપુરુષના શરીરપર તૂટી પડયા. પરંતુ તેણે લેશમાત્ર પણ વિચલિત ન થતાં દઢતાથી ખૂલી તલ્વારે તેમની સાથે યુદ્ધ કરવા માંડયું. જ્યારે તેણે જોયું કે, તે દુર્દાન્ત દસ્યુઓથી ચોમેર ઘેરાઇ ગયો છે અને ક્ષણવારમાંજ તેના જીવનની સમાપ્તિ થવા આવી છે, ત્યારે તેણે એકદમ પોતાના ખીસામાંથી એક

સિસોટી બહાર કાઢીને જોરથી વગાડવા માંડી. સિસોટીનો અવાજ સાંભળતાંની સાથેજ એકાએક પચાસ હથિયારબંધ સૈનિકો તે ભોંયરામાં આવી પહોંચ્યા. સૈનિકોના આવતાંની સાથેજ લૂટારાઓ તેમના ડંડા લઇને તેમનીપર કૂદી પડયા; પરંતુ સુશિક્ષિત સૈનિકોની બંદૂકના મ્હોં આગળ તેમનું કશું પણ ચાલી શકયું નહિ. તેમાંના કેટલાક કાયર અને કેવળ પગારની આશાથીજ નોકરી કરનારા લૂટારાઓ જીવ જવાની દહેશતથી જ્યાં લાગ મળ્યો ત્યાં ન્હાસવા લાગ્યા. લૂટારાઓના ભોંયરામાં મોટું ધમસાણ મચી ગયું. આ તકરારનો લાભ લઇને આપણી ચાલાક મેનાએ પ્રથમ જણાવેલા પુરોહિત પ્રમોદરંજન તથા બલિદાન માટે ભોંયરામાં કેદ થયેલી મૃગાંકલેખાને ભોંયરાના એક એકાંતવાળા ઓરડામાંથી બહાર કાઢીને એકદમ પોતાની સાથે ચાલવાની સૂચના કરી. એ વખતે એ ચાલાક ચપળાએ મૃગાકલેખાને પુરુષનો પોશાક પહેરાવી દીધો. જ્યારે તેઓ બન્ને બરાબર તૈયાર થઇ ગયાં, ત્યારે તેમને સાથે લઇને મેના ભોંયરાના જે માર્ગથી સરદાર મહમ્મદની સાથે ભોંયરામાં દાખલ થઇ હતી, તે તરફ ચાલવા લાગી. સર્વ લૂટારાઓ એ સમયે આગંતુક વીરપુરુષની સાથે પોતાના સરદારના ખૂનનો બદલો લેવા માટે તનમનથી ઝઝુમી રહ્યા હતા અને કેટલાક કાયર અને બાયલા લૂટારાઓ પોતપોતાના પ્રાણ બચાવવાની પંચાતમાં પડયા હતા, એથી તેમના તરફ કોઇએ કશું પણ ધ્યાન આપ્યું નહિ.

મેના, પ્રમોદરંજન તથા મૃગાંકલેખાને લઇને બનતી ઉતાવળે ભોંયરામાંથી બહાર નીકળીને પ્રથમ જણાવેલા જંગલમાં આવી પહોંચી. જંગલમાં આવ્યા પછી તે પ્રમોદ તથા મૃગાંક બન્નેને એક વૃક્ષ તળે બેસાડી કહેવા લાગી કે:–"પ્રમોદરંજન ! હું ઘણા વખત

થયાં જોતી આવું છું કે, જ્યારથી પાપાત્મા લૂટારાઓએ તમને બન્નેને આ ભોંયરામાં લાવી કેદ કર્યાં, ત્યારથી તમારા બન્નેના હૃદયમાં પ્રેમનાં બીજ રોપાઇ ગયાં છે અને તમો બન્ને એક બીજાને ખરા દિલથી ચહાવા માંડયાં છો, આજે તમારા પ્રેમને ચરિતાર્થ કરવાનો પરમાત્માએ સુપ્રસંગ આપ્યો છે. જે લૂટારો મોનાહાતિ આખા દેશને પાયમાલ કરી રહ્યો હતો, તેનો આજે એક વીરપુરુષે આવીને વિનાશ કર્યો છે. એ વીરપુરુષ કોણ છે, એ હું બરાબર કહી શકતી નથી. છતાં મને એવું સ્મરણ તો અવશ્ય થઇ આવે છે કે, મેં એને ભૂષણાનગરીમાં અવશ્ય જોયો છે. કયારે અને કયે ઠેકાણે જોયો છે, એ મને અત્યારે બરાબર યાદ નથી, છતાં જોયો છે, એવું તો મારૂં હૃદય પણ મને સાક્ષી આપે છે. તે ગમે તેમ હો, પણ હવે મારાથી તમારાથી સાથે આવી શકાશે નહિ. કારણકે, હજી મારે હતભાગિની ઇંદુમતીનો બચાવ કરવાનો છે. તે પણ એક બિચારી ભલી અને સાધ્વી સ્ત્રી છે. તેનો પિતા અમારા શહેરનો એક પ્રતિષ્ઠિત અને ધર્માત્મા વહેપારી છે. ઇંદુમતિને જ્યાં સુધી મારાથી મુક્ત કરી શકાશે નહિ, ત્યાં સુધી મારા મનને જરા પણ આરામ મળશે નહિ. પણ હવે, મારે તમને જે કાંઇ ખાસ કહેવાનું છે, તે બરાબર સાંભળો, પ્રમોદરંજન તમે હવે તમારા પિતાના ઘર તરફ ન જતાં આ મૃગાંકલેખાની સાથે અમદાવાદ તરફ જાઓ. અમદાવાદમાં તેના પિતાની મોટી મિલ્કત છે, તેથી તમારૂં બન્નેનું ઘણી સારી રીતે ગુજરાન ચાલી શકશે. હાલ તરત બંગાળામાં રહેવું એ તમારા બન્નેના માટે સહીસલામત નથી. કારણકે, સરદાર મોનાહાતિના મૃત્યુથીજ સર્વ લૂટારાઓનો નાશ થયો છે અને દેશની આબાદીનાં દ્વાર ખુલ્લાં થયાં છે, એમ તમારે માની લેવાનું નથી. હજી વીરવર રતનદાસ કે જેની

વીરહાકથી આખો હિન્દુસ્તાન ગાજી રહ્યો છે, તે જીવતો જાગતો બેઠો છે, તેના અત્યાચારનું અવસાન આવ્યું નથી. તેમજ સરદાર મોનાહાતિના બે વીર સરદારો જેસલ તથા જાલિમસિંહ પણ કાંઇ જેવા તેવા પરાક્રમી નથી. સરદાર જેસલ અત્યારે પોતાના સરદારને મારનાર યુવકની સાથે જે ભયંકર યુદ્ધ કરી રહ્યો છે, તે તો તમારી નજરોનજર જોઇ શકયાં છો, તેવોજ તેનો બીજો સરદાર જાલિમસિંહ પણ મહા ભયાનક છે, તે અત્યારે પોતાનાં પચાસ માણસો સાથે પાસેના એક ગામમાં લૂટ કરવા માટે ગયો છે, જ્યારે તેના જાણવામાં મોનાહાતિના મરણની વાત આવશે, ત્યારે તે પણ કાંઇ ઓછો ઉત્પાત્ત કર્યા વિના રહેશે નહિ. આ સર્વ કારણોથી તમો અમદાવાદ તરફ ચાલ્યાં જાઓ. અમદાવાદ ગયા પછી, જ્યારે તમો બરાબર શાંતિથી રહી શકો, ત્યારે તમારા પિતાને પણ બંગાળામાંથી ત્યાં બોલાવી લેજો. મારી માન્યતા પ્રમાણે ત્યાં ગુજરાતમાં આવવામાં તમારા પિતા પણ કશો વાંધો ઉઠાવશે નહિ, કારણકે, તેઓ મૂળ ગુજરાતનાજ વતની છે."

"એમ કરવાને હું તૈયાર છું, પણ અહીંથી અમારે શી રીતે ગુજરાત તરફ જવું? અમારી પાસે અત્યારે એક પૈસો પણ નથી; તેમજ અમો અહીંના રસ્તાનાં પણ જાણીતાં નથી. આવી હાલતમાં અમારે શું કરવું? મેના બહેન! મને તો આ વિષયમાં કશી પણ સમજણ પડતી નથી." પ્રમોદરંજન પુરોહિતે પોતાના ભયનું કારણ દર્શાવ્યું.

"ચિંતા ન કરો. જૂઓ મારી આ મૃગાંક બહેનના ગળામાં હજી એક સોનાનો હાર બાકી રહી ગયો છે, લૂંટારાઓએ એ હારને

લૂંટી લીધો નથી, એ પણ તમારા સૌભાગ્યનોજ વિષય છે. હું ધારૂં છું કે, એ હારની કિમ્મત ઓછામાં ઓછી આઠસો નવસો રૂપિયાની છે, માટે એ વેચીને તમો ઘણીજ ખુશીની સાથે ગુજરાતમાં પહોંચી શકશો. વળી રસ્તાને માટે પણ કાંઇ દહેશત જેવું નથી. તમો અહીંથી ભૂષણાનગરીના બંદરપર જશો, એટલે ત્યાંથી સૂરત તરફ જવાનાં ઘણાં વહાણો મળી આવશે.” મેનાએ ઉપદેશ આપ્યો.

“હા, બહેન ! હવે અમારા માટે એ ઉપાયજ અધિક પ્રશસ્ત જણાય છે. એ પાષાણ હૃદયના પિશાચો અમોને બંગાળામાં જંપીને બેસવા દે તેમ નથી.” મેનાનો અત્યંત ઉપકાર માનીને પ્રમોદરંજન કહેવા લાગ્યો:—“પણ બહેન ! તમારા આ ઉપકારને અમો કોઇ કાળે પણ વિસરી શકીશું નહિ. તમે જ અમો બન્નેને જીવતદાન આપ્યું છે, અમારા ધર્મને બચાવ્યો છે. તમારા એ અનુપમ ઉપકારની કાંઇ તુલનાજ કરી શકાય તેમ નથી. ખરેખર દુનિયામાં જો તમારા જેવાં પરમાર્થ પરાયણ મનુષ્યો ન વસતાં હોત, તો આ દુનિયાં કદાપિ ટકી શકત નહિ. પણ હવે લેશમાત્ર પણ વિલંબ ન કરો. તમે જે ઈન્દુમતીને બચાવવાની ઇચ્છા ધરાવો છો, તેનું જીવન અત્યારે સંપૂર્ણ રીતે આફતમાં આવી ગયું છે. લૂંટારાઓના યુદ્ધમાં તે બિચારી ક્યાંક હણાઇ જશે; તો તેનું પાપ અમારા શિરપર આવી ચઢશે. અમો હવે અહીંથી ભૂષણાનગરીમાં દાખલ થઇ આ હાર વેચી તેના પૈસાદ્વારા સુરત તરફ ખુશીથી રવાના થઇ શકીશું. જાઓ, કર્તવ્યપરાયણતામાં પ્રવૃત થાઓ.”

આ સમયે મૌનવ્રત ધારણ કરી ઉભેલી મૃગાંકલેખાએ કહ્યું:—“બહેન ! હવે તમારી સાથે અમારો મેળાપ ક્યારે થશે ? શું આપણે હવે આખી ઝિન્દગીને માટે વિખુટાં થઈશું ? ના—ના. ઇશ્વર એવો

પ્રસંગ ન લાવે. જો કદાચ ગુજરાત ભણી આવવાનું થાય તો અમદાવાદ શહેરમાં રાયપુર જિલ્લામાં આવી મારા પિતા 'વિશુદ્ધાનંદ'નું નામ પૂછજો એટલે તમોને તરતજ મારો પત્તો મળી આવશે. મારા પિતા અમદાવાદના એક નામાંકિત પંડિત હતા! પણ હાય! લૂંટારાઓના હાથથી આજે તેઓ પરલોકના પ્રવાસી બની ગયા છે! હાય પિતા! શું હું તમારી એવી નિર્માલ્ય કન્યા છું કે, તમારા વૈરનો બદલો પણ ન વાળી શકી?"

આમ કહેતાં કહેતાં મૃગાંકલેખાની આંખો ઉષ્ણ આંસુથી ઉભરાઇ આવી. તે એક શબ્દ પણ બોલી શકી નહિ. એ જોઇને મેનાના હૃદયમાં પણ સ્ત્રીઓના સ્વાભાવિક દયાળુ સ્વભાવાનુસાર દયાનો સંચાર થયો. તે કોમળતા ભરેલા સ્વરથી બોલી:—"મૃગાંકલેખા! હૃદયને વિના કારણ દુઃખી ન કર. હું તારા પિતાના વૈરનો બરાબર બદલો વાળીશ. જ્યાં સુધી એ શયતાન લૂંટારાઓનાં નામોનિશાનને ધરાના ધામપરથી હું નાબુદ કરી શકીશ નહિ. ત્યાંસુધી મારી ભયંકર પ્રતિજ્ઞા છે કે:—

"ભેષણ વૈરાગ્ય ધારીને કરીશ કલ્યાણ કાયાનું;
વિલાસી વૃત્તિને ત્યાગી ધરીશ હું ધ્યાન ધાતાનું;
વિહારી પાપી આ સઘળા, સજીશ શૃંગાર હું અંગે;
પતિનો પ્રેમ પામીને રહીશ હું પિયુની સંગે."

મારાથી જ્યાં સુધી દુર્દાન્ત દાનવોનો નાશ થઇ શકશે નહિ, ત્યાં સુધી લગ્ન પણ થઇ શકશે નહિ. જા, મૃગાંકલેખા! હવે સત્વર વિદાય! મારે હજી તારા જેવીજ બીજી એક અબળાનો દુરાચારી દસ્યુઓના પંજામાંથી બચાવ કરવાનો છે. તેના શીલ, ધર્મને રક્ષવાનો છે."

"પણ મેના બહેન !" મૃગાંકલેખાએ આંસુ ભરી આંખોથી કહ્યું:—" પણ, પણુ બહેન ! એ સિવાય તેં તારી આ કૌમાર્યાવસ્થાને બીજા કયા માર્ગમાં કાળ ગાળવાનો વિચાર કર્યો છે. તને છોડીને જતાં મારૂં મન માનતું નથી." મૃગાંકલેખાએ કહ્યું.

"મેનાએ જવાબ આપ્યો:—"બહેન ! તું મારા માટે કશી પણુ ચિંતા ન કર. ભગવાન મારી રક્ષા કરશે. વળી હું વીર રાજપૂતની કન્યા છું. મને શો ભય છે ! કયા નાદાન નરમાં એવી તાકાત છે કે મારા તરફ કોઇ આંગળી પણુ ચીંધી શકે ? તું એ વિષયમાં સર્વથા નિર્ભય રહેજે મારા જીવનને માટે જે ધ્યેય ધાર્યું છે, તે અતિ અમૂલ્ય છે. ભારતભૂમિ, મારી જન્મભૂમિ આજકાલ તેનાં સંતાનોની ફાટફૂટથી જે જે અસહ્ય અનુતાપ ભોગવી રહી છે, ભારતમાં જે અન્યાય, અત્યાચાર વ્યાપી રહ્યો છે, ભારતનાં નિર્દોષ સંતાનોને જે વિજાતીય પ્રજા પીડી રહી છે, તે સર્વને અટકાવવાનો હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. તથા જે સ્ત્રીજાતિ સંસારમાં સર્વથા શક્તિ શૂન્ય ગણાય છે, તે સ્ત્રીઓજ સર્વ સત્કર્મો કરી દેશોદ્ધારના પવિત્ર કાર્યને પણ અવશ્ય કરી શકે છે, એમ આખી આલમને બતાવો આપીશ. મૃગાંકલેખા ! આપણે સાક્ષાત શક્તિમાતાની અંશભૂતાઓ છીએ, આપણામાં સમસ્ત વિશ્વ–બ્રહ્માંડને ડોલાવવાની શક્તિ છે. જે અનસૂયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બાળકના સ્વરૂપમાં પરિણત કરી દીધા હતા, જે દમયંતી દેવીએ નિજ તપોબળથી કલિને પણ પોકારાવી દીધો હતો, જે સીતા દેવીએ અખિલ બ્રહ્માંડને સતીત્વનો પ્રભાવ બતાવી દીધો હતો, તેમનીજ આપણે દુહિતાઓ છીએ. આપણુને શો ભય છે ? તું મારી લેશમાત્ર પણુ ચિંતા ન કરીશ. તું જરા વિચાર કરી જો. આજે ભારતવર્ષની જે અધમ સ્થિતિ આવી

પડી છે, તે સ્થિથિમાં જો સ્ત્રીઓ પણ ભાગ નહિ લે, તો તેની શી દશા થશે ! હાય ! મારી વ્હાલી ભારત માતા ! તારી આ શી દશા ? હાય, તારી આધુનિક સ્થિતિનું એક વિદ્વાને યથાર્થજ દિગ્દર્શન કરાવ્યું છે. મૃગાંકલેખા ! સાંભળ ! ભારત માતાના સંબંધમાં સુજ્ઞ કવિજનો પણ શું કહે છે ?

છે જન્મભૂમિ જયકારીરે જય ભારતી માત અમારી,
ગૌરવ કરીએ નરનારીરે ભારતી માત અમારી;
હરિશ્ચંદ્રને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી;
સતી સીતા, તારા, સાવિત્રી, સતીઓ અહરનારીરે;
કયાં તે અનુપમ રત્ન અમારાં કયાં સતીઓ સન્નારી;
કયાં તે પ્રાચીન ગૌરવ સઘળું કયાં આ દશા બિચારી-રે;
દેશ તણી લવલેશ દયાધર દિલમાં વિશ્વ વિહારી;
કુસંપ ઇર્ષા દ્વેષ ટળેને વસે એકતા પ્યારી રે;
થાય ઘેર ઘેર આર્ય ભગિનીઓ ધર્મ નીતિ ધરનારી;
દેશભક્ત સહુ થાવ બંધુઓ એ અભિલાષ અમારી.

આવી સ્થિતિમાં પોતાથી બને તે રીતે પ્રત્યેક ભારતવાસીએ ભારતમાતાની સેવા બજાવવાને પ્રયત્નશીલ થવુંજ જોઇએ. આ સંસારમાં મારે મારા વૃદ્ધ પિતા વિના બીજું કોઈપણ સંબંધી નથી. એ પિતા પણ જીવતા છે કે નહિ; તેનો પણ કશો નિશ્ચય નથી. આથી મેં તો માગ મનમાં દેશ સેવાનોજ દૃઢ નિશ્ચય કરી લીધો છે. દેશમાં અત્યારે ઘેર ઘેર વ્યભિચારના અખાડા સ્થપાયા છે, ખૂનની નદીઓ વહી રહી છે, દગો, પ્રપંચ અને પ્રતારણાનું પૂર્ણ જોર જામી ગયું છે, આથી મેં તથા મારી એક ગુપ્ત સંગિનીએ એવોજ નિશ્ચય કરી લીધો છે કે:—

"અમારા દેશને માટે અમે સહુ પ્રાણુ આપીશું;
હૃદયને મેળવી લઇશું, સદા સંપે અમે ધાશું;
અમારા દેશબંધુને નીતિના સાથીઓ કરશું;
તજાવી મોહ જૂઠાને સદા સન્માર્ગમાં ધરશું."

પણ હવે બ્હેન ! સમય ઘણો વીતી ગયો છે, માટે હું વિદાય થાઉં છું અને તે સાથે તને છેવટની એક શિખામણ આપતી જાઉં છું કે, તું તારા આ પ્રિયતમની સાથે હમેશાં પૂર્ણ પ્રેમપૂર્વક વર્તજે. તેમના મનને કોઇ પણ પ્રકારે દુઃખી થવા દઇશ નહિ. સ્ત્રીઓને માટે આ સંસારમાં પતિ સમાન બીજો દેવતા છેજ નહિ." આમ કહી મેનાએ પ્રમોદરંજન તરફ મુખ ફેરવીને કહ્યું:—"પ્રમોદભાઇ ! તમે પણ મારી આ મૃગાંકલેખાને દુઃખી થવા દેશો નહિ. તે બિચારીનો હવે આ વિશ્વમાં તમારા સિવાય બીજો કોઇ પણ આધાર રહ્યો નથી."

પ્રમોદ તથા મૃગાંક બન્નેએ આંખો નમાવી મેનાના કથનને અનુમોદન આપી એકી સાથે કહ્યું:—"મેના બ્હેન ! સંસારમાંથી ખરા વિશુદ્ધ સ્નેહનો કદાપિ નાશ થતો નથી; અમારો જ્યા સુધી અમારા શરીરમાં પ્રાણ હશે, ત્યાં સુધી કદાપિ એકબીજાના અંતરને દુઃખી થવા દઇશું નહિ. જાઓ, તમે નિશ્ચિંતપણે તમારા કાર્યમાં પ્રવૃત્ત થાઓ, ઇશ્વર તમારા જેવી પરોપકારિણી પ્રમદાનું સદા સર્વદા કલ્યાણ કરો, એવો અમારા દુઃખી હૃદયનો આશીર્વાદ છે. દુનિયામાં તમેજ તમારા જીવનનું ખરૂં સાર્થક્ય કરી શક્યાં છો."

આમ કહેતાં કહેતાં બન્નેની આંખો આંસુથી ઉભરાઇ આવી. સ્નેહમયી મેનાના વિયોગનો પ્રસંગ તેમને શલ્ય સમાન સાલવા લાગ્યો.

મેના પણ આંખમાંથી આંસૂ વરસાવી ક્ષણનો પણ વિલંબ ન કરતાં પુનઃ લૂટારાઓના ભોંયરા તરફ હતભાગિની ઇન્દુનો ઉદ્ધાર કરવા માટે ચાલી ગઇ. મેનાના જવા પછી ઘણીવારે પ્રમોદરંજને સહજ સ્વસ્થ થઈ પ્રિયતમા મૃગાંકલેખાને સંબોધીને કહ્યું:-"મૃગાંકલેખા! હવે વિનાકારણ શોક શા માટે કરે છે! વ્હાલાઓનો વિયોગ થવો, એતો આ સંસારનો એક સદાનો સ્થાયી નિયમજ છે. હવે આપણે નવી દુનિયામાં પ્રવેશ કરવાનો છે. આપણા ગૃહસૂત્રને આપણે હસ્તમાં ધારણ કરવાનું છે. પણ એ સર્વ વિચારો કરવાનું આ સ્થાન નથી. જ્યારે પરોપકારિણી મેનાએ રાક્ષસી લૂટારાઓના પંજામાંથી આપણને બચાવ્યાં છે, ત્યારે આપણે હવે આપણા જીવનને બચાવવાનો પ્રયત્ન અવશ્ય કરવોજ જોઇએ. મેનાના કહેવા મુજબ હવે આપણા માટે અમદાવાદ તરફ પ્રયાણ કરવું એજ વિશેષ હિતકર થઇ પડશે. આ પાપભૂમિમાં રહેવામાં હવે કશો સાર નથી. કારણકે, લૂટારા સરદાર મોનાહાતિના મરણથી તેના દરેક માણસો છૂટા છવાયા લૂટફાટનો ધંધો કરવા માંડશે અને તેમનું દમન થવું મહા કઠિન થઇ પડશે."

"હા, મારી પણ એવીજ ઇચ્છા છે. ચાલો, મધ્યાન્હ વીતી જવા આવ્યો છે. સૂર્યનો તાપ પણ કાંઇક ઓછો થયો છે, માટે ચાલવામાં કશી હરકત આવશે નહિ. પ્રથમ ભૂષણાનગરીમાં જઈ આ હાર વેચી આપણે આપણા માટે ખાવા પીવાની સર્વ વસ્તુઓ ખરીદી લઇએ. કારણકે, અહીંથી સૂરત પહોંચતાં ઓછામાં ઓછા ચાર દિવસ લાગશે, એથી એ ચાર દિવસનો ખોરાક સાથે લેવાવી ખાસ જરૂર છે. વળી રાત્રિના સમયે બંદરપર જઈ કોઈ સારા ખલાસીની તપાસ કરી સૂરત સુધીનું સારૂં વહાણ બાંધી લઇશું. તો આપણને બીજું કોઇ જોઇ પણ શકશે નહિ."

આ પ્રમાણે સલાહ કરી બન્ને પ્રેમિકો તરતજ ભૂપાણાનગરી તરફ ચાલ્યાં. સાંજ થતાં પહેલાં થોડીવારે તેઓ શહેરમાં આવી પહોંચ્યાં. શહેરમાં આવી તેમણે પોતાનો હાર વેચી નવસો રૂપિયાની રકમ મેળવી. એ રકમમાંથી જોઈતી વસ્તુઓ ખરીદી, રાત્રિના આઠેક વાગ્યાના શુમારે બંદરપર આવીને તેમણે ખલાસીઓની તપાસ ચલાવી. પણ, કોઇ પણ ખલાસી તેમના જોવામાં આવ્યો નહિ. કેવળ કેટલીક નાની નૌકાઓ તેમની નજરે પડી. નૌકામાં બેસી સુરત તરફ જેમ બને તેમ જલ્દી રવાના થવાની તેમની પરમ ઇચ્છા હતી, એથી પ્રમોદરંજન આખા બંદરપર ફરી આવ્યો પણ કોઇ પણ ખલાસીએ સૂરત સુધી આવવાની ઈચ્છા દર્શાવી નહિ. બંદરના જે વિભાગમાં તેઓ આવ્યાં હતાં, તે વિભાગ તદ્દન નિરાળો હતો. ત્યાં માણુસોની આવજાવ બહુજ ઓછી હતી. એથી પ્રમોદરંજને વિચાર્યું કે, નૌકા ચલાવવામાં તો હું મહા બાહોશ છું, તો પછી ખલાસીની વાટ જોવાની શી જરૂર છે. જો કદાચ લૂટારાઓની સાથે મુલાકાત થઇ જશે અને તેઓ અમોને ઓળખી જશે, તો મોટી આફત આવી પડશે. માટે ઈશ્વરપર આધાર રાખી આમાંની કોઇ સારી નૌકામાં બેસી રવાના થવું એજ વધારે ઉત્તમ છે.”

આ પ્રમાણે વિચાર કરી પ્રમોદરંજને મૃગાંકલેખાને સંબોધીને કહ્યું કેઃ—“ મૃગાંકલેખા ! હવે ચિંતા કે શોક ન કરતાં પરમાત્માનું સ્મરણ કરી આ કિનારાપરની કોઇ સારી નૌકામાં બેસી જા, નૌકા ચલાવવામાં કશી હરકત આવશે નહિ. ઈશ્વરકૃપાથી મને એ વિષયમાં સારો અભ્યાસ પડી ગયો છે. હવે આ સ્થળે લેશમાત્ર પણ વિલંબ કરવો ઉચિત નથી.”

"પણ, આ નૌકા કોની હશે ? કદાચ એનો માલિક ચઢી આવશે તો ?" મૃગાંકલેખાએ વચમાંજ અજાંયબી ભરેલો શંકાનો સવાલ ઉઠાવીને પૂછ્યું.

"ત્યારે જે થવાનું હશે તે થઇ રહેશે. અત્યારે તો આટલામાં બીજું કોઈ પણ જણાતું નથી. ઈશ્વરપર આધાર રાખી કોઇ પણ કાર્યનો પ્રારંભ કરવામાં આવે તો તેમાં વિઘ્ન આવવાનો સંભવ ઘણો ઓછો રહે છે. તું હવે એ સર્વ શંકાનો ત્યાગ કરીને આ નૌકામાં બેસી જા."

મૃગાંગલેખા પ્રમોદરંજનની ઇચ્છા વિરુદ્ધ કશું પણ ન બોલતાં જગદીશ્વરનું સ્મરણ કરી કિનારાપર નાંગરેલી નૌકામાં બેસી ગઇ. મૃગાંકલેખાના બેઠા પછી પ્રમોદરંજન પણ તરતજ નૌકાપર જઇ ચઢયો. તેણે નૌકાનું સૂત્ર હાથમાં ઝાલી ઇશ્વરનું સ્મરણ કરી, નૌકાને વિશાળ વારિધિના વક્ષપર વેગપૂર્વક હંકારી મૂકી. ઈશ્વર અનુકૂળ હોય છે, ત્યારે મનુષ્યની પ્રત્યેક કામના સિદ્ધ થઇ શકે છે. તેઓ બન્ને નૌકામાં બેસી ત્રણ ચાર કોશ જેટલા દૂર નીકળી પડયાં. ધીમે ધીમે ભૂષણાનગરી તેમનાથી આઠેક ગાઉ જેટલી પાછળ રહી ગઇ. પવન દેવતા સાનુકૂળ હોવાથી તેમને જવામાં ઘણીજ સુગમતા થઇ પડી.

આ સ્થળે જણાવવાની ખાસ જરૂર છે કે, ભૂષણાનગરીથી વીસ ગાઉ સુધી ખાડીમાં થઇને નૌકામાર્ગે સૂરત તરફ જવાનું હતું. એ વીસ ગાઉનો માર્ગ કાપ્યા પછી સમુદ્ર આવતો હતો અને એ સમુદ્ર દ્વારા સૂરત સહેલાઇથી પહોંચી શકાતું હતું.

પ્રમોદરંજન અને મૃગાંકલેખા જે ખાડીમાં મુસાફરી કરી રહ્યાં હતાં. તે ખાડીનો મધુમતીના પ્રબળ પ્રવાહ સાથે સંગમ થતો હતો. તેઓ ખાડીમાં દશેક ગાઉની મજલ કરી ચૂકયાં હતાં, એ સમયે

આકાશમાં ચંદ્રદેવ સંપૂર્ણ ખીલી ઊઠયો હતો. ખાડીમાં તેનો પુષ્કળ પ્રકાશ પડી રહ્યો હતો. પ્રિયતમ પ્રિયતમા હવે લેશમાત્ર પણ ભીતિ રાખ્યા વિના નિર્ભયતાથી નૌકા ચલાવી રહ્યાં હતાં. વાયુ પણ મંદ મંદ વ્હાઇને તેમના ગમનમાં અનુકૂળતા કરી રહ્યો હતો.

નૌકા ચલાવતાં ચલાવતાંજ પ્રમોદરંજને મૃગાંકલેખાને સંબોધીને કહ્યું કેઃ—" પ્રાણેશ્વરી ! પરમાત્મા કેવો દયાળુ છે. જે ભયાનક ભોંયરામાં આપણને મહિનાઓનાં મહિના સુધી ચંદ્ર દેવનાં દર્શન પણ થતાં નહોતાં, તે ચંદ્રમા આજે આપણા પર પ્રસન્ન થઇ કેવી મનોહર સુધા ધારા વરસાવી રહ્યો છે. અહા ! પ્રકૃતિની શોભા તો કાંઇક ન્યારીજ છે."

" વિધાતાની આ સૃષ્ટિમાં મનુષ્યને કેવા કેવા અદ્‌ભુત અનુભવો કરવા પડે છે. મનુષ્ય જન્મે છે, ત્યારથીજ તેને હમેશાં નવી નવી વસ્તુઓનો, નવાં નવાં સુખો કે દુઃખોનો સાક્ષાત્કાર થાય છે. આપણા પૂર્વજન્મનાં કૃત્યોનું ફળ મળી જવાથી હવે આપણે મુક્ત થયાં છીએ. પરમાત્માએ આપણા પર કૃપા કરી છે અને આપણા સર્વ દુઃખોનો અવધિ આવ્યો છે."

"પ્રિયા ! આવા સુંદર સમયે તો મને તારા સુંદર કંઠમાંથી નીકળતા કોઈ એક મધુર ગાયનને સાંભળવાની પ્રબળ ઇચ્છા થઇ આવી છે, માટે એકવાર પેલું ભોંયરામાં ગાયું હતું, તે ગાયન ગાઇ સંભળાવ જોઇએ." પ્રમોદરંજને ભયમાંથી મુક્ત થવાથી ગાયન સાંભળવાની ઉત્કૃટ ઇચ્છા દર્શાવી.

માનિની મૃગાંકલેખા પ્રિયતમના મનને રંજિત કરવાના ઉદ્દેશથી લેશમાત્ર પણ આગ્રહ કે પ્રતિકાર કર્યા સિવાય પરિબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કરી એક સુંદર ગાયન ગાવા લાગીઃ—

"પ્રેમની પીડા તે કોને કહિયે રે, હો મધુકર, પ્રેમની પીડા તે૦
થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે;
હાથનાં કીધાં તે વાગ્યાં હૃદયે રે; હો મધુકર.
જેને કહિયે તે તો સરવે કહે મૂરખ;
પસ્તાવો પામી સહિ રહિયે રે; હો મધુકર.
ધાંકીયે ઢાંક્યાં રાત દિવસ અંતરમાં;
ભૂખ નિદ્રામાં નવ લહિયે રે. હો મધુકર.
દાઝયા ઉપેર લૂણ દીધું એ દામોદરે;
સોકલડિ સુણિને કાળજ દહિયેરે. હો મધુકર.
અબળાનો અવતાર તે પરાધીન,
રંક કલ્પીએ પણ કહાં જઇયે રે. હો મધુકર.
સ્નેહનો દઝાડયો ઘણો મર્ણ થકી માઠો;
શું કરિયે વાઢયાં તે વહિયે રે. હો મધુકર;
દયા પ્રભુ આવે તો પ્રસિદ્ધ સુખ થાયે;
દુઃખ દીધું નંદજીને છૈયે રે. હો મધુકર.

જ્યારે મૃગાંકલેખા સંગીતમાં એકાગ્ર મનથી તન્મય બની ગઇ હતી અને પ્રમોદરંજન તેના શ્રવણમાં ગુલ્તાન બની રહ્યો હતો, ત્યારે એકાએક પાછળથી એક નાની હોડી તેમના તરફ સપાટાબંધ આવી રહી હોય, એમ તેમને જણાવા લાગ્યું. હજી તેઓ તે સંબંધમાં કશી કલ્પના પણ કરી શક્યાં નહોતાં, એવામાં તો એ હોડી છેક તેમની નજીકમાં આવી લાગી. તેમણે જોયું કે, હોડીમાં કેવળ એકજ પુરુષ બેઠો હતો, પણ એ પુરુષ મહા બળવાન કદાવર અને હથિયારબંધ હતો. તેને જોઇને તેમનાં બન્નેનાં હૃદય કંપી ઉઠયાં. તેઓ ઉંડા વિચારમાં પડી ગયાં. થોડીવારમાંજ આવનાર પુરુષ એકદમ પોતાની

હોડોને પ્રમોદરંજનની નૌકા સાથે અડકાડી દીધી અને તે એક કૂદકો મારીને તેની નોકાપર ચઢી ગયો. નૌકાપર ચઢતાંની સાથેજ તેણે હાથમાં એક ભયાનક છૂરો ઝાલી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પ્રમોદરંજનના હાથમાંથી નૌકાનું સુકાન છોડાવી દીધું. સુકાની વિનાની નૌકા ડોલવા લાગી. આવનાર પુરુષે તરતજ પ્રમોદરંજનને ઉપાડીને ખાડીના ઉંડા પાણીમાં ફેંકી દીધો તથા નૌકાના સુકાનને પોતાના હાથમાં ઝાલી લીધું.

આ જોઇને મૃગાંકલેખા અજાયબીની મારી અધીરી થઈ ઉઠી. તેણે ગભરાઇને ભયથી થરથર કંપતાં કંપતાં કહ્યું:—"હાય ! શું કર્યું પિશાચ ! મારા પ્રાણેશ્વરને પાણીમાં શા માટે ફેંકી દીધા ? તેમણે તારો શો અપરાધ કર્યો હતો ? હાય ! મારા સૌભાગ્યના આધાર ! તમારી આ શી દશા થઇ ?"

આમ કહેતી કહેતી મૃગાંકલેખા મોટેથી રડી પડી. પાણીમાં ડુબતા પ્રમોદરંજને તરતાં તરતાં એક ચીત્કાર કરીને કહ્યું:—"મૃગાંક-લેખા ! તારા ધર્મમાં તું બરાબર દઢ રહેજે ! આ પિશાચને તાબે ન થજે. ઇશ્વર મારો બચાવ અવશ્ય કરશે. તું ચિંતા ન કરીશ."

આ સાંભળીને મૃગાંકલેખાના હૃદયમાં ઉત્સાહ ઉભરાઇ આવ્યો. તેણે ક્રોધમાં આવી સિંહણની પેઠે ગર્જના કરી કહ્યું:—"ચંડાળ ! તું કોણ છે અને અત્યારે અહીં શા માટે આવ્યો છે."

આવનાર પુરુષે સહજ હસીને કહ્યું:—"મધુરી માશુક ! રોષે ન ભરાવ, હું તમારા વદન મંડળનું ચુંબન કરવાની ઇચ્છા ધરાવનાર રસભોગી પુરુષ છું અને તમારી પ્રીતિને સંપાદન કરવાની આશાથી આવ્યો છું. જ્યારથી—"

"બસ ચૂપ કર, પાપાત્મા ! તારી પાપમયી રસનાને આટલેથીજ બોલતી બંધ કર. હું તારૂં કહેવું સાંભળવા માગતી નથી. તારા આ કાળા મોઢાને અહીંથી સત્વર દૂર કર. હું તને સારી રીતે ઓળખી ગઇ છું. તું સરદાર મોનાહાતિનો તાબેદાર ગુલામ જાલિમસિંહ છે ! ધિક્કાર છે, પાપીઓ ! જ્યારે તારો સરદાર મોતના મુખમાં આવી પડ્યો છે અને તારા આખા મંડળનો વિનાશ થવા બેઠો છે, ત્યારે તું આવી રીતે એક સતી સાધ્વીનો સ્નેહ સંપાદન કરવાને તૈયાર થયો છે ?" મૃગાંકલેખા એ પુરુષે ગુપ્તવેશ ધારણ કરવા છતાં પણ તેના સ્વરપરથી તેને ઓળખી ગઇ.

મૃગાંકલેખાનાં આવાં તીવ્ર વાક્યો સાંભળીને સરદાર જાલિમસિંહે કહ્યું:—"ના, ના, એમ ધારવામાં તારી ભૂલ થાય છે, મારા સરદારના મૃત્યુના સંવાદ સાંભળીને હું બાજૂના ગામમાંથી લૂટ કરવા ગયો હતો, ત્યાંથી તરતજ પાછો ફર્યો છું અને મારી સાથેના પચાસ લૂટારાઓને મેં સરદારનું મૃત્યુ કરનાર પામર પુરુષનો વિનાશ કરવા માટે મોકલી આપ્યા છે. રસ્તામાં મને તારા તથા તારા આ યારના ન્હાસી છૂટવાના સમાચાર મળવાથી, તપાસ કરતો હું તારી પાછળ અહીં સુધી આવી પહોંચ્યો છું. મને આ પહેલાં ઘણા સમય થયાં તારા પ્રતિ આશક્તિ ઉત્પન્ન થઇ હતી, પણ કેવળ મારા સરદારના ભયથીજ મેં તારી પાસે મારી ઇચ્છા જણાવી નથી. હવે મારી એ આશાને પૂર્ણ કરવાનો મને સુઅવસર મળ્યો છે."

મૃગાંકલેખાએ ધાર્યું કે, હવે આ શયતાનના સપાટામાંથી કોઇ પણ પ્રકારે તેનો બચાવ થઇ શકે તેમ નથી, ત્યારે તેણે છેવટે એક પ્રકારનું કપટભરેલું કટાક્ષમિશ્રિત હાસ્ય કરી કહ્યું:—"ત્યારે શું તમે મને તમારી પ્રિયતમા કરવા માગો છો ?"

આ મીઠાં વચનોથી પામર જાલિમસિંહ અંધ બની ગયો અને તે એકદમ નૌકાનું સુકાન છોડીને તેને આલિંગન આપવા માટે દોડી ગયો. મૃગાંકલેખાએ એ સમયે બરાબર યોગ મળેલો જોઈ આલિંગન આપવાનું બહાનું બતાવી બન્ને હાથ પ્રસાર્યા અને જેવો જાલિમસિંહ તેને ભેટી પડવા આવ્યો કે, તરતજ નૌકાના કાંઠાપર સરી જઇને તેને નૌકા પરથી ખાડીના ઉંડા પાણીમાં ધકેલી દીધો. જાલિમસિંહ તરફડીયાં ખાતો ફરીવાર નૌકાના કાંઠા પાસે આવી પહોંચ્યો, પણ ચાલાક મૃગાંકલેખાએ તરતજ નૌકાનો ચાટવો ઉપાડીને એવા જોરથી તેના માથાપર માર્યો કે, જેથી તે બેભાન થઇને ખાયમાં તણાવા લાગ્યો. એ સમયે મૃગાંકલેખાએ નૌકાનું સુકાન ઝાલી ચોમેર પોતાના પતિ પ્રમોદરંજનની તપાસ કરવા માંડી, પરંતુ તેનો અથવા તો જાલિમસિંહની નૌકાનો કશો પણ પત્તો મળ્યો નહિ. એ પરથી તેણે વિચાર્યું કે, કદાચ તે તે હોડીમાં બેસીને ક્યાંક ચાલ્યો ગયો હશે.



## પ્રકરણ ૧૩ મું

## વિજય અને કોકિલ

ભાવ દિખાવત નેંન નચાવત, લેત બલૈયાં મેરીરે;
ઔર સખિન કો જાંને દેત, એક રાખત હેં મોહે ઘેરી;
હાર દેખન મીસ હીય રે, પરસે દેખત હેં સબ દુનિયા;
બોલૂં નહીં તબ ગારી સુનાવે, બચન કહે મન ભાયેરે;
કૈસી બચેગી બાલા મોંસો, હોરિ કે દિન આગે.
બાબાકી સોં તોકું ન છોડું, તેરે મેરે આય બનિયાં;
સખી કહે સુન અલી મેરી, બાત માન લે એતી રે;
આખર યાંસું બચેગી નાં મીલી, જોડગો પ્રીતમ દયાકો;
રસીલો છેલ છગનિયાં.



દયારામ

“એ ગીત ફરીવાર ગા જોઇએ. ફરીવાર એ મધુરતાથી આ દગ્ધ હૃદયમાં અમૃતનો સંચાર કર જોઇએ. પુનઃ એકવાર આ ભીષણ ધરણીમાં એવાજ વસન્તનો આવિર્ભાવ કર જોઇએ. વિશુષ્ક વૃક્ષપર પુનઃ રૂપનાં પુષ્પો ખીલાવ જોઇએ. તે ગીત ક્યાં ? અને કોકિલ તારૂં ગીત ક્યાં ? તારા ગીતની તે અમૃત સંચારિણી શક્તિ ક્યાં ગઈ ? તે વસંત ક્યાં ગયો ? તે અતુલનીય સન્મોહન સૌન્દર્ય ક્યાં ગયું ? આ તારા ગીતમાં તે ગીતત્વનો આભાસ આજે શાથી જણાય છે ? મારી તે મનોહારિણી, કે જે ગીતના ધ્વનિથી આ વિશ્વ-સં-

સારને પ્લાવિત કરતી હતી, કોકિલ તારા ગાનમાં શું એવું માધુર્ય સમાયલું છે ખરૂં કે? હું ધારૂં છું કે, તે માધુર્ય તારા ગીતમાં નથી. હું જોઇ શકયો છું કે, એ મધુરતાનો આવિર્ભાવ કરવાની જાણે કોઇનામાં કરી શકિતજ નથી. તે માધુર્ય તેના વિના બીજા કોઇનામાં પણ નથી. ત્યારે હું તેના માટે આવી ચિંતા કેમ કરી રહ્યો છું તેનું સ્મરણ મને શાથી થવા લાગ્યું છે? મનમાં એવું કેમ થઈ આવે છે, હું તેને ભૂલી શકીશ નહિ! ભૂલવા છતાં પણ ભૂલી શકીશ નહિ. આ દગ્ધ હૃદય એ પ્રશ્નનો કશો ઉત્તર પણ આપી શકતો નથી.”

“ઘણા પ્રદેશોમાં લગભગ દશબાર માસ થયાં એનું વિસ્મરણ કરવાના ઉદ્દેશથીજ ભટકી રહ્યો છું, તેના વિયોગે આ સંસારની સકળ આશાઓનો ત્યાગ કરીને મેં આવો સંન્યાસ ધારણ કરી લીધો છે. સંન્યાસી થવા છતાં પણ મારી વાસનાની નિવૃત્તિ કેમ થતી નથી? વનલતા! વનલતા! તેં મારા પ્રતિ અસહ્ય અત્યાચાર કર્યો છે, અપમાનની દારુણ જ્વાળાથી મારા હૃદયનાં પડેપડ બાળીને ભસ્મીભૂત કરી નાખ્યાં છે, છતાં પણ હું તને હજી સુધી કેમ વિસરી શકતો નથી? શું મારો આ સંન્યાસ કેવળ આડંબર દર્શાવવાના આશયથીજ મેં ધારણ કર્યો છે! ના—ના—વનલતા! તારા વિસ્મરણને માટેજ આ નિરાધાર હતભાગી વિજય આજે સંસાર ત્યાગી સંન્યાસી બન્યો છે. આજે આ ભૂવિખ્યાત આબૂ પર્વતના એકાંત પ્રદેશમાં તપશ્ચર્યા કરી રહ્યો છે. પરંતુ વનલતા! આ કોકિલે પોતાના મંજુલ સ્વરથી મધુર ગાન ગાઇને મારા હૃદયમાં સ્મૃતિની જ્વાળા સળગાવી દીધી છે! હું મારા અંતરને કાંઇક વશીભૂત કરી તારૂં વિસ્મરણ કરી શકયો હતો, પણ પુનઃ આ કોકિલે મારા એ સર્વ

પ્રયત્નપર પાણી ફેરવી દીધું છે! મારા હૃદયમાં તારા સ્મરણનું વિષમ દર્દ ઉપજાવી દીધું છે.”

પ્રિય પાઠક! ઉપર્યુક્ત પ્રલાપો કરનાર સાધુના વેશમાં રહેલો યુવક અન્ય કોઇ નહિ, પરંતુ આપણો પૂર્વ પરિચિત, હરગોવિંદ શાસ્ત્રીનો જમાઇ વિજયમણિજ હતો. વનલતાએ જ્યારથી તેનું અત્યંત અપમાન કર્યું, ત્યારથી તે તેનું ઘર છોડી ચાલ્યો ગયો હતો અને સંન્યાસીનો વેશ ધારણ કરી સર્વત્ર વિચર્યા કરતો હતો. તેની ઇચ્છા હવે વનલતાનું સર્વથા વિસ્મરણ કરી કેવળ વિશુદ્ધ અને સત્ય સ્વરૂપ સચ્ચિદાનંદના સ્વરૂપમાંજ લીન થઈ જવાની હતી, પરંતુ તેના મનની વાસના તેના તે માર્ગમાં પ્રબળ અંતરાયરૂપ થઇ પડતી હતી. તે જેમ જેમ વનલતાનું વિસ્મરણ કરવાનો પ્રયત્ન કરતો હતો, તેમ તેમ તેની સ્મૃતિની જ્વાળા તેના હૃદયને બાળીને ભસ્મ કરતી હતી. હમણાં એકાદ માસ થયાં તે દેશ વિખ્યાત આબુ પર્વત પર આવી અંબિકા દેવીનાં દર્શન કરી આબુના એક એકાંત પ્રદેશમાં ઘોર તપશ્ચર્યા કરી રહ્યો હતો. એવામાં એક દિવસ કોકિલનો સુંદર સ્વર સાંભળીને તેને જે દિવસે રાત્રે વનલતા તથા વિહંગિનીએ ઝેર દેવાનો નિશ્ચય કર્યો હતો અને વનલતાએ જે ગાયન ગાયું હતું; તે ગાયનનું તેને સ્મરણ થઇ આવ્યું. એથી અત્યારે ઉપર જણાવ્યા મૂજબ કોકિલ તથા વનલતા ઉભયની તુલના કરી રહ્યો હતો. આ પ્રમાણે તુલના કરી થોડીવાર મૌન રહ્યા પછી યુવક પુનઃ કહેવા લાગ્યો કેઃ—

તે સુંદરી, તે ભુવનમોહિની, જેવું ગાતી હતી, તેવું ગાન હવે સાંભળી શકીશ નહિ. જગતમાં એવું અપૂર્વ સંગીત બીજા કોઇના કંઠમાંથી પણ બહાર નીકળી શકે તેમ નથી. પરંતુ તે ગાતી તેથી

મને શું ? તે મારી કોણ છે ? તેની ચિંતા મારો ત્યાગ શા માટે કરતી નથી ? તે સુમધુર સંગીતનો સુમધુર ધ્વનિને આ માનવવિહીન ઘોર અરણ્યમાં પણ મારૂં અંતર કેમ ભૂલતું નથી ? એ પાપની સ્મૃતિ હજી સુધી મને કેમ સળગાવી રહી છે ? જે વ્યક્તિ વાસના વિહીન, સંસાર–ત્યાગી અને પુણ્યાશ્રમની નિવાસી થઇ છે, તેને પણ કયા પાપથી એ સ્મૃતિની જ્વાળા અનંત કાળ સૂધી દગ્ધ કર્યા કરશે વારૂ ?"

"સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યો છે, વિષયવાસનાને જલાંજલિ આપી છે, સંસારના કોઇ પણ સુખ તરફ કશું પણ લક્ષ્યજ રાખ્યું નથી; તેમ છતાં ભગવન્ ! હું એ સ્મૃતિનો શા કારણથી ત્યાગ કરી શકતો નથી ? આ ઘોર જટા ભાર, આ વલ્કલ, આ ભસ્મ, આ કમંડલુ આદિ કદાપિ કલ્પનામાં પણ ન આવેલી વસ્તુઓને ધારણ કરી હું દેશોદેશમાં, વનેવનમાં અને પ્રત્યેક પવિત્ર સ્થાનોમાં ફર્યા કરૂં છું, છતાં પણ એ સ્મરણના વેગને શા કારણથી અટકાવી શકતો નથી ? આ ઝરણાંના જળથી તરસનું નિવારણ કરતાં શિખ્યો છું, આ વૃક્ષ અને વેલીઓપર ઉત્પન્ન થતાં ફળ–ફૂલ ખાઇને પેટની જ્વાળાને મટાડવાનો અભ્યાસી થયો છું, આ વિશાળ વૃક્ષની છાયા તળે શયન કરી તૃપ્ત થતાં શીખ્યો છું, આ સૂકું ઘાસ, પત્ર અને લતા આદિ જેની સુકોમળ શય્યાની ખોટ પૂરી રહ્યાં છે, અથવા સંક્ષેપમાં જે વ્યક્તિ સંસારના સમસ્ત મોહ અને લાલસાથી વિસ્મૃત થતાં શીખી છે, તે શા કારણથી આ પાપ–સ્મૃતિનો પરિત્યાગ કરી શકતી નથી ?"

તે ગીત, તે ગીતને ફરીવાર સાંભળીશ, એવી આશાને હું આરો જીવ જતાં સુધી પણ છોડી શકીશ નહિ. તે મધુમય કંઠમાંથી

નીકળેલા અમૃતમય સંગીત ધ્વનિને આ જીવનમાં ભૂલી શકીશ નહિ. હા ! હજી સુધી એ સંગીત કાન સાથે સંભળાઈ રહ્યું છે. તે સંગીતના સુમધુર ધ્વનિને હું ભૂલી શકીશ નહિ.”

આમ કહી યુવક થોડીવાર સુધી પુનઃ ચૂપ રહ્યો; એવામાં પર્વતની કન્દરાના વૃક્ષોના ઘટાદાર સમૂહમાંથી પુનઃ એક કોકિલા ટહુકાર કરી ‘પિયુ પિયુ’નો પોકાર કરી ઊઠી. એ સાંભળીને યુવક વિજયનું ચિત્ત પુનઃ ઉત્તેજિત થઇ ઉઠયું. તે પુનઃ કહેવા લાગ્યો કે:—

' પરંતુ કોકિલા ! તારૂંજ ગીત ઉત્તમ છે. ઉત્તમ કેમ છે, તે કહું છું. તારૂં ગાન તારા સરળ હૃદયમાંથી ઉદ્‌ભવેલું છે. તારા ગાનમાં કોઇ માનવીય શઠતા નથી. તારા ગાન કરતાં મજાનું બીજું એક પણ ગાન નથી, તારા ગાન જેવું તન્મય કરનાર બીજું કોઇનું પણ ગાન નથી. તારૂં ગાનજ સર્વથી સુંદર અને ઉત્તમ છે. અને એ પેલું ગાન કોકિલ ! ઓહ ! ઘણુંજ ભયાનક છે ! હાય ! અમૃતમાં વિષ વસતું હશે, એવું કોણે ધાર્યું હતું ? કોણ જાણી શકે કે, કુસુમ કિંવા પુષ્પનું કાનન કાંટાઓથી છવાયલું રહેશે ? કોનાથી જાણી શકાય તેમ છે, કોકિલા ! કે એવું ભુવનમોહન સૌન્દર્ય કપટતાના ખજાનારૂપ હશે વારૂ ? ઓહ ! તારૂં જે ગાન, તારૂં જે અતુલનીય ગાન, કોકિલા મેં સાંભળ્યું છે, તે શું આ જીવનમાં કદાપિ તારા હૃદયમાંથી દૂર થઇ શકશે ખરૂં કે ? વનલતા ! તારા આ ગાનમાં અને આ કોકિલાના ગાનમાં ઘણો પ્રભેદ છે ! તારૂં ગાન કપટ ભરેલું હતું, ત્યારે આ કોકિલાનું ગાન સરળતાભરેલું છે. આ જીવનરૂપ અરણ્યમાં હવે તે સુખરૂપી મારુતની મંદ મંદ લહરીઓ વહેશે નહિ, આ પાપ સરોવરમાં તે પવિત્ર કમલ વિકસિત થશે નહિ. આ અંધકારમય ગૃહમાં હવે એ જગતની જીવનરૂપ જયોતિ પુનઃ દૃષ્ટિગોચર થશે નહિ. હવે

એ ગાયન નહિ સાંભળામાં આવે, તો તેમાં મને દુઃખ પણ શું થવાનું હતું ? તે પાપી ગાન સાંભળવાની હવે શી જરૂર છે ? હાય ! જેનામાં હૃદય નથી, જેનામાં સરળતા નથી, જેનામાં સ્વભાવનો વિકાશ નથી તેજ પાપી છે, તે પાપીથી પણ પાપી છે. હું શું ફરીવાર એજ પાપીણીને માટે રડી રહ્યો છું ?"

"પરંતુ તે એવી શા માટે થઈ ? મારૂં અકારણ એટલું બધું અપમાન તેણે શાથી કર્યું છે ? તે તેની પાપિણી વિમાતા વિહંગિનીના સંગમાં પડી પાપના માર્ગમાં શાથી પ્રવૃત્ત થઇ ? તે **'विषकुम्भ पयोमुखं'** । શા માટે થઇ ? તે ભૂમિના લોકોને દુર્લભ એવા અતુલનીય સૌન્દર્યના સાગરમાં પાપના કીડાઓનો નિવાસ કેમ થયો ? તે મધુમય શબ્દથી સાથે સરળતાનું સિંચન શાથી થયું ? તે એવી નિષ્ઠુર શાથી થઇ ? આ હું કે જે તેને માટે સંસારત્યાગી અને ઘોર અરણ્યનો નિવાસી થયો છું; એ પણ કેવળ તેના માટેજ અત્યારે હું આ એકાંત વગડામાં બેશી આંખમાંથી આંસુની ધારા વરસાવી રહ્યો છું, એ પણ એ વનલતાને માટેજ. પણ એ સર્વ શું તેના જાણવામાં આવ્યું હશે ? અરે, એવી કલ્પના પણ તેના મનમાં ઉપજી હશે ? તે પાપીયસી તો અત્યારે કદાચ સુખ અને ભોગવિલાસમાં તન્મય બની ગઇ હશે. એ દુરાચારિણી કદાચ તાંબુલના રંગથી રંગાયલા હોઠથી પોતાની અન્ય કોઈ પ્રિયતમની સાથે વાર્ત્તાવિનોદ કરી રહી હશે. મારી આ અવસ્થાનો એ પાપીયસીને શું ભૂલે ચૂકે પણ ખ્યાલ આવતો હશે ખરો કે ? તેનું હૃદય પાપના પુંજથી ભરેલું છે. તે આવી જાલિમ કેમ થઇ ?"

યુવક જ્યારે આ પ્રમાણે વિચાર કરી મોટેથી પ્રલાપો કરી રહ્યો, ત્યારે એકાએક ફાટયાં તૂટયાં કપડાંવાળી, શરીરમાં ઠેકઠેકાણે

લોહીથી ખરડાયલી દીવાની જેવી એક અબળા તેની પાછળના ઝાડ તળે જઇને ઉભી રહી તથા વૃક્ષના ઓથમાં તે યુવક ન દેખી શકે, તેવી રીતે છુપાઇને તેના પ્રલાપોને સાંભળવા લાગી.

યુવક ઘણીવાર સુધી શાન્ત રહ્યા પછી પાછો બોલવા લાગ્યોઃ—

“મનુષ્યનું હૃદય આવી ભયાનકતાની જન્મભૂમિ હશે, એવો ભ્રમથી પણ વિચાર કરવાની ઈચ્છા થતી નથી. નરકના પૂરીશરાશિથી મનુષ્ય—હૃદય ઘડાયલું છે, એવો સિદ્ધાંત જ્યારે મનમાં ઉગી આવે છે, ત્યારે આપોઆપ હૃદયમાં કંપારી વછૂટે છે. પરંતુ એક વનલતાના દોષથીજ સઘ મનુષ્યોપર એવો આક્ષેપ મૂકી દેવો, એ ન્યાયથી વિરૂદ્ધ છે તે એકજ ખરાબ છે, તેનો આત્માજ હલાહલથી ભરેલો છે, તેનું અંતરજ પાપનું આલય છે, તેનું જીવન જઘન્યતાનો આધાર છે; પરંતુ એના એકના માટેજ હું આજે સર્વ જનસમાજને શા માટે દોષીત ઠરાવી રહ્યો છું. એકના પાપથી બીજાને કડવાં વચન કહેવાં એ કદાપિ ઉચિત નથી. આ મારો ભ્રમ હશે કે નહિ, એ પણ મારાથી શી રીતે કહી શકાય ? આજે હું તેની જેટલી વાતોની ચર્ચા કરૂં છું, તેના અપમાન અને વેદનાભરેલા વ્યવહારને સંભારૂં છું તથા તેનાં ભ્રમણા ભરેલાં કામોનો વિચાર કરૂં છું, તેટલીજ મનુષ્ય પ્રતિની મારી સર્વ શ્રદ્ધા ઉઠતી જાય છે, તેમ તેમ મને જણાય છે કે, આ સંસાર પાપ, તાપ અને કલેશનોજ આધારરૂપ છે, તેમ તેમ મને એવો વિચાર થઇ આવે છે કે, મનુષ્ય માત્ર ઘોર પાતકી છે, નરકના નિવાસીઓથીં પણ ભયાનક છે! હરગોવિંદ, તેની પત્ની વિહંગિની તથા પુત્રી વનલતા આદિ સર્વ પાપમાર્ગના પ્રવાસીઓ એકી સાથે એકજ ઘરમાં આવીને એકઠાં થયાં છે. એના જેવો ભયાનક પ્રકાર આખી આલમમાં બીજે ક્યાંય પણ મારા જોવામાં આવ્યો નથી.”

વૃક્ષના ઓથ પાછળ ઉભેલી સંન્યાસીએ યુવકના આ હૃદયભેદક શબ્દો સાંભળીને એક ઉંડો નિઃશ્વાસ મૂકયો. યુવક પણ ક્ષણવારને માટે વિચારમગ્ન બની ગયો. તેના મનના આવેગને દબાવવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ કોઇ પણ પ્રકારે તે તેમ કરવામાં ફળીભૂત થયો નહિ. અંતરમાં વ્યાપેલા વિષમ વ્યાધિની જ્વાળાને તે શાંતિનું સિંચન કરી હોલવી શકયો નહિ. પુનઃ પહેલાંના પેઠેજ તે મર્મવિદારક પ્રલાપો કરી બોલવા લાગ્યોઃ—

"આ દુનિયામાં દિલસોજી દર્શાવે તેવો એક પણ જીવ નથી, એવું મને એ અભિમાની વનલતાના દૃષ્ટાંતપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આ જગત્માં પ્રીતિ નથી, પ્રેમ નથી, કેવળ અંતરની વાસનાને નિવૃત્ત કરવાનેજ જગતના સર્વ જીવો તત્પર રહે છે. પ્રેમ એ તો આજકાલ મોઢાની વાતરૂપજ થઇ પડયો છે. પ્રણય એ કેવળ કવિના કલ્પનાજ છે, નિદ્રિતાવસ્થાનું નિષ્ફળ સ્વપ્નજ છે. મરુભૂમિની મરિચિકા છે અથવા તો તદ્દન જૂઠી બનાવટી દગાની બાજીજ છે. હાય! જ્યારે વનલતાની વાત યાદ આવે છે, ત્યારે મારા રોમેરોમ સળગી ઉઠે છે. જ્યારે મને તે દુષ્ટા વિહંગિનીની મને ઝેર આપવાની સલાહ મારા સ્મરણમાં આવે છે, ત્યારે મને એવું થઇ આવે છે કે, આ જગત્માં મનુષ્યને ઉત્પન્ન કરવામાં વિધાતાને શો લાભ થયો હશે? તેણે આ માયાવી સંસાર રચીને મહા ભયાનક ઉપદ્રવને શા માટે મચાવી મૂકયો હશે?"

"આ પાપ, તાપ અને કલેશ ભોગવવા, જગત્માં માનવનામક ભયાનક જીવને રચવાનું વિધાતાને શું પ્રયોજન પડયું હશે? આ સંસાર એક દિવસ અનંત સાગરના ગર્ભમાં શા માટે નથી ડૂબી જતો? ભયાનક ભૂકંપ થઇને આ સૃષ્ટિનું અસ્તિત્વ કેમ નષ્ટ

થતું નથી ? મહા વિષમ દુષ્કાળ પડીને સંસારના સમસ્ત જીવોનો ભૂખના દુઃખથી કેમ લય થઇ જતો નથી ? એક દિવસ ઉચ્ચું આકાશ તૂટી પડીને સમસ્ત માનવોનો શા માટે ધ્વંસ કરી નાખતું નથી ! મનુષ્ય હૃદયહીન છે, મનુષ્ય પશુના કરતાં પણ અધમ જીવ છે ! આ અવનીમાં મનુષ્યને રહેવાની આવશ્યકતાજ નથી."

"પરંતુ કોકિલા ! હું એ વનલતાની આવી નિંદા તારી પાસે કરી રહ્યો છે, એ નિંદા શા કારણથી કરૂં છું, એ હું પોતે પણ જાણતો નથી, પરંતુ તેના માટે મારૂં હૃદય હજી પણ રડી પડે છે ! શા કારણથી રડી પડે છે, એ હું પોતે પણ જાણતો નથી. મારૂં હૃદય તેને સંભારતાં હજી પણ ભડ ભડ શબ્દે સળગી રહ્યું છે. ગમે તેમ કહે કોકિલા ! તેની નિંદા કરતાં મને જે કષ્ટ થાય છે, તે હું પોતેજ જાણું છું. બીજું કોણ જાણી શકે તેમ છે ? કોણ આ હૃદયના અંતરતમ પ્રદેશમાં પ્રવેશ કરીને ત્યાં શાંતિવારિનું સિંચન કરે તેમ છે ! જે શાંતિ આપવા આવશે, તેનાથી કદાપિ એ સળગતા હૈયાને શાન્ત કરી શકાશે નહિં, કારણકે, ત્યાં યંત્રણાની આગ એટલી બધી સળગી ઉઠી છે કે, તે શાંત થવાની હવે કાંઇ આશાજ નથી. વળી એવી શાંતિની આશા પણ હું કોના તરફથી રાખી શકું તેમ છું ! આ જગતમાં મારી ભયાનક વેદનાનું નિવારણ કરે એવું તો બીજું કોઇ પણ મારા જોવામાં આવતું નથી. મારા આ વ્યાધિનું શું કાંઇ પણ ઔષધ છે ખરૂં કે ? હા—મૃત્યુ એજ સર્વથી શ્રેષ્ઠ ઔષધ છે ?"

"આવી અસહ્ય યાતના ભોગવતાં ભોગવતાં દિવસે દિવસે તિલ તિલ કરીને મરવા કરતાં એકજ દિવસે મરી જવું એ શું સારૂં નથી ? આ કષ્ટના કરતાં મરવુંજ બહેતર છે. આ બોજાવાળા જીવનને બ-

આવવા કરતાં, સત્વર એનો વિનાશ કરવોજ ઉત્તમ છે. એક શ્રેણીના લોકો આત્મહત્યાને એક મહા પાપ માને છે. ખરેખર આવો ભયાનક કલેશ તેમને એક દિવસ પણ નહિ ભોગવવો પડયો હોય, આ સંસારની આવી યમ–યાતના તેઓ એક દિવસને માટે નહિ જાણી શક્યા હોય, જો આ અસીમ દુઃખના ઢગલાને દિવસની એક પળને માટે પણ તે આત્મહત્યાના વિરોધીઓને પોતાના શિરપર ધારણ કરવો પડયો હોત, તો હું તેમના હૃદયની પ્રશંસા કર્યા વિના રહી શકત નહિ. તેઓ દારુણ હૃદયહીન છે. નહિ તો તેઓ વેદનાથી પીડાયલા માનવની આ મહાશાંતિના વિરોધી શા માટે થાય ? તેમની વાતને હવે કાનપર ધરવાની જરૂર નથી. મારા માટે મરણુજ ઉત્તમ છે. હું મારી આ ઘોર વેદનાવાળી ઝિન્દગીને અહીંજ પૂરી કરીશ. હું આપઘાત કરીશ. સંસારમાં મારે જીવીને શું કરવું છે ?”

જ્યારે યુવક વિજયમણિ આ પ્રમાણે મૃત્યુના વિચારમાં નિમગ્ન હતો, જ્યારે ફાટયાં તૂટયાં વસ્ત્રવાળી રમણી વૃક્ષના ઓથમાં છુપાઇને યુવકના આ પ્રલાપોને સાંભળી રહી હતી, ત્યારે એક વૃદ્ધ સંન્યાસી કે જેની ઉમ્મર લગભગ એંસી વર્ષ ઉપરાંતની હતી, જેની શ્વેત દાઢી છાતી સુધી લંબાયલી હતી, મસ્તકપર મોટી જટા શોભી રહી હતી, લલાટમાં ભસ્મ વિરાજી રહી હતી અને જેને જોતાં સાક્ષાત્ પૂર્વ સમયના કોઇ એક મહાત્મા મુનિનો ભાસ થઇ આવતો હતો, તે આવીને યુવકની પાછળ આવેલા એક ઝાડના ઝુંડમાં છુપાઇ ગયો અને બેઠો બેઠો યુવકના પ્રલાપો સાંભળવા લાગ્યો. યુવક વિજયમણિ અથવા દીવાની રમણી એમાંથી કોઇપણ વ્યક્તિ તે મહા પુરુષને જોઇ શકી નહિ. કારણકે યુવક તે સમયે પોતાની ચિંતામાં એટલો બધો

તન્મય બની ગયો હતો કે, પૃથ્વીનો પ્રલય થાય, તો તેનું પણ તેને ભાન રહે તેમ નહોતું, યુવતીની પણ એવીજ દશા થઇ હતી.

સંન્યાસી એકાગ્રતાથી એક આસન વાળી બેસી ગયો અને એકીટસે તે યુવક તથા યુવતીની ચેષ્ટાઓને જોવા તથા સાંભળવા લાગ્યો.

"બસ, આત્મહત્યા એજ મારા માટે શ્રેયસ્કર છે. જો તેમાં પાપ હોય, તો પણ હરકત નહિ. મારા જીવવાથી વનલતા રાજી નથી; તેથી તેની નારાજીને મટાડતાં જો કદાચ મારે પાપ કરવું પડે, તો તે પણ મને કબુલ છે. હું તે પાપથી જરા પણ ડરતો નથી. જે મનુષ્ય દુઃખ ભોગવવા માટેજ જન્મ્યો છે, જીવન જેના માટે ભયાનક વેદના ભરેલું છે, પળે ને પળે જેના હૃદયમાં અવનવાં તુફાનો જાગ્યા કરે છે, જેનો નાશ કરવા માટે વનલતા તથા વિહંગિની વિષપ્રયોગ કરવા ચાહે છે, તેને જીવીને શું કરવું છે? વિધાતા પણ તેને માટે તો કરુણાહીનજ છે. વિચાર-વિહીન વિધાતાના ભયથી તે લેશ માત્ર પણ ડરતી નથી. વિધાતાની પ્રશંસા પણ તેનાથી કરી શકાય તેમ નથી. મારી આ અવસ્થામાં જો મારે મરણનું પાપ વ્હોરવું પડશે, તો પણ હું તેથી પાછો પડીશ નહિ. પાપ પુણ્યનો શું કાંઇ ઇન્સાફ છે? જો પાપ પુણ્યનો ઇન્સાફ હોત, જો જગતમાં ન્યાયનું શાસન હોત, તો આ હતભાગી મૃત્યુને પ્રાર્થના માટે આટલો બધો વ્યાકુળ થાત નહિ; તો માનવસમાજ મને આટલો બધો વિષમતા ભરેલો ભાસત નહિ. આ જગતમાં હિતાહિત કે ન્યાય અન્યાયનો કશો પણ વિચારજ નથી. આ જગત્ પાપની પૂરી છે. અહીં પુણ્યના કરતાં પાપનો જય થતો વિશેષ જોવામાં આવે છે, અહીં ન્યાય કે અન્યાયનો આદર જોવામાં આવતો નથી. અહીં સારાના કરતાં નઠારાંજ વધારે સુખી જોવામાં આવે છે."

"કોણ કહે છે કે ઇશ્વર કરુણાસિંધુ છે ? કોણ કહે છે કે ઇશ્વર ન્યાયી છે ! કોણ કહે છે કે, ઇશ્વર સર્વ શક્તિમાન છે ? જે કોઇ કહેતું હોય તે હજી ભ્રમણામાં ભમતા ભ્રાન્ત જીવોજ છે. આ પાપમય જગતમાં ઇન્સાફને માટે કોની પાસે પ્રાર્થના કરૂં ? કોની પાસે હું મારૂં દુઃખ રડી બતાવું ? આ પાપમય પૃથ્વીમાંથી જેમ બને તેમ જલ્દી વિદાય થવું એજ અધિક ઉચિત છે. મૃત્યુજ મારો એક માત્ર આધાર છે. મૃત્યુનેજ હું સહુથી વધારે પસંદ કરૂં છું. હું મારા જીવનને આપઘાત દ્વારા આ માયાવી દેહથી સદાને માટે વિમુક્ત કરીશ !"

આ સાંભળીને વૃક્ષના ઝુંડમાં બેઠેલા સંસાર ત્યાગી મહા અનુભવી મહાત્મા પુરુષને સહજ હસવું આવ્યું. તેમણે યુવકના ઇશ્વર સંબંધી ઉદ્‌ગારો સાંભળીને પોતાના મનમાં ને મનમાંજ કહ્યું કેઃ—"મનુષ્ય સમાન બીજું કોણ આ અવનીમાં મૂર્ખ છે, બીજું કોણ ભ્રાન્ત છે ! આ યુવક અખિલ વિશ્વના સરજનહારપર પણ આક્ષેપ મૂકી રહ્યો છે, તેમના અસ્તિત્વને માનનારા મહાત્માઓને પણ એ કેવળ ભ્રાન્ત માની રહ્યો છે ! પણ એ નથી જાણતો કે એ સર્વ અનંતનામી ઇશ્વરની અગાધ લીલાનુંજ પરિણામ છે. વળી મનુષ્ય માત્રને પોત પોતાના કરેલાં પૂર્વજન્મોનું પણ આ જન્મમાં પ્રતિફળ ભોગવવું પડે છે, એ પણ તે દુર્ભાગી યુવક યાતનાના સમુદ્રમાં પડીને વિચારી શકતો નથી. ઇશ્વર કોણ કહે છે કે અન્યાયી છે ? કયો વિમૂઢાત્મા કહે છે કે, ઇશ્વર કરુણાહીન છે ? જે કોઇ કહેતો હોય, તે પામર છે, ઇશ્વરની લીલાથી અપરિચિત છે."

એવામાં યુવક પુનઃ પોતાના નિશ્ચયને દૃઢ બનાવીને ફરીવાર બોલવા લાગ્યોઃ—"મરીશ ખરો, મરવાથી વેદના મટશે ખરી, પરંતુ કોકિલ ! મરવાથી તેની સાથે પુનઃ એક ક્ષણવારને માટે પણ મેળાપ

થઇ શકશે નહિ. મળવાની આશા પણ રહેશે નહિ. તેં હજારોવાર ખરાબ હોવા છતાં પણ તેને જોવાથી મારા મનમાં જે સુખ થાય છે, તે હું તને શી રીતે સમજાવી શકું ? તે હસમુખાં મધુરતામય મનોહર મુખને એકવાર જોવાની આશાને હું જિન્દગી સુધી વિસરી શકીશ નહિ, ત્યાગી શકીશ નહિ. તેની વીણાને પણ લજાવનારી મધુર સ્વરથી ભરેલી, એક મિષ્ટ વાર્તાને સાંભળ્યા વિના મને શાંતિ મળશે નહિ. હું જો તેની તે વાર્તાને એકવાર પણ સાંભળી શકીશ તો, તેને બદલે મારા સંસારના સમસ્ત સુખો આપવામાં પણ સંકુચિત થઇશ નહિ. તેને મળવાની, તેને જોવાની આશાનો ત્યાગ કરીને હું મરી શકીસ પણ નહિ. ના—આ યાતનાને સહેવી એ પણ ઉત્તમ છે, પરંતુ એને મળવાની આશાને છોડી શકીશ નહિ. આ ભયાનક વેદનાને સહેવામાંજ હું ખરૂં સુખ માનીશ. ”

યુવકના આ શબ્દોથી વૃક્ષ પાછળ ઉભેલી યુવતીના હૃદયપર સચોટ અસર કરી. તે સ્ત્રીઓના સ્વાભાવિક અનુસાર રડી પડી. તેણે મનમાં ને મનમાંજ વિજયને ધન્યવાદ આપી કહ્યું:—“ધન્ય છે ! તુંજ આ સંસારમાં ખરો પ્રેમિક છે. તેં મને સંન્યાસિનીને પણ આજે પ્રેમના સત્ય સ્વરૂપનો અનુભવ કરાવ્યો છે. અહા ! કેવી એકાગ્ર પત્નીપરાયણતા ! કેવો વિલક્ષણ પત્ની પ્રેમ ! જે યુવતીને આવો પુરુષ મળે, છતાં પણ તૃપ્ત ન થાય, તે સાક્ષાત શયતાનીજ છે.

મહાત્મા પુરુષ યુવતીના મુખપર આ સમયે વિષાદની જે છાયા છવાઇ ગઇ હતી, તે દૂર બેસવા છતાં પણ બરાબર જોઇ શકયા. તેમણે પોતાના મનમાંજ કહ્યું:—“ આ દીવાની જેવી યુવતી કોણ હશે ? અહીં શા માટે આવી હશે ! ”

આ સમયે યુવક પુનઃ વિચારમાળાને વળગીને પહેલાંની પેઠે બોલવાની શરૂઆત કરીઃ—

"પણ હવે વનલતાની સાથે મુલાકાત કરવાથી શું સુખ મળી શકે તેમ છે? સુખ શું છે તે તો જાણતો નથી, પરંતુ મારી આ પાપી તૃષ્ણા તથા પાપી આશાનું કોઇ પણ પ્રકારે નિવારણ થતું નથી. હૃદય તો તેને એકવાર પણ ભૂલતું નથી. કલ્પના તો તેના ચિત્રને અંતરમાંથી જરાપણ અળગું થવા દેતું નથી. હું આવા પ્રઃલાપો કરી રહ્યો છું, આવા દુખનાં રોદણાં રડી રહ્યો છું, તેની આવી નિંદા કરી રહ્યો છું, તથાપિ કોઇ દુષ્ટ કલ્પના તો મારો ત્યાગ કરતી નથી. એ કલ્પના ઘડીએ ઘડીએ, ક્ષણે ક્ષણે, પળે પળે, તે પાપીયસીની અનેક પ્રકારની મૂર્તિઓને લાવીને મારી નજર આગળ ખડી કરી દે છે, એ જાણે જોઇ રહ્યો છું કે, એ પાષાણી સોના હીરાના બનાવેલા અલંકારોથી પોતાના પાપી અવયવોને શોભિત કરીને, સ્હામેના મોટા દર્પણમાં પોતાના ઘૃણિત અવયવોને જોતી જોતી બિંબાધરપર એક પ્રકારના અપૂર્વ હાસ્યને ધારણ કરીને ધીમે ધીમે હસી રહી છે. હા, હું જાણે જોઇ રહ્યો છું કે, તે તેના પગની પાની સુધી લંબાયલા કાળા કેશકલાપને ડોલાવતી ડોલવતી પુષ્પોદ્યાનમાં ભ્રમણ કરી રહી છે, અને વારંવાર પોતાના હાથમાંના પ્રિય પપૈયા પક્ષીના ચક્ષુપર ચુંબન કરી રહી છે. એ પણ જાણે જોઇ રહ્યો છું કે, પાષાણી, વનદેવીની પેઠે પુષ્પલતિકાદ્વારા મોહિની વેશ ધારણ કરીને વૃક્ષના કુંજમાં બેસીને મારા પૂર્વના શિખવાડેલા 'મેઘદૂત' ગ્રંથનું અધ્યયન કરી રહી છે. હાય, એ પણ જાણે મારી નજરે તરી રહ્યું છે કે. હતભાગિની સાયંકાળે મહાલયની અગાસીપર બેસીને, ઉન્માદિનીની પેઠે આકાશ તરફ જોઇ

રહી છે. તથા હસતી હસતી વારંવાર પાસેની વિહંગિનીને પૂછી રહી છે કેઃ—" કહે જોઇએ કે, મેઘ આગળ જશે કે ચંદ્ર આગળ જશે ?" અનેક પ્રકારે હું તેને સતત મારા હૃદય ચક્ષુથી જોઇ રહ્યો છું. અહા કેવું ભયાનક અસહ્ય ! એ પાપસ્મૃતિ શાથી જતી નથી ?"

"એ પાપ સ્મૃતિ—એ દુષ્ટ આશા, એ બન્નેના જવાથી મારી આ ઘોર યાતનાનું અવસાન થશે. પણ જ્યાં સૂધી સ્મૃતિ જશે નહિ, ત્યાં સુધી આશા પણ જશે નહિ."

આશાના દૌરાત્મયને મારીને પણ આ હતભાગિથી શાંતિ મેળવી શકાશે નહિ, આ શાન્ત સલાહથીજ મારો સર્વનાશ સાબિત થશે. હું સારી રીતે જાણું છું કે, મારા હૃદયમાં હું ભ્રાન્ત આશાનું પોષણ કરી રહ્યો છું. વળી એમ પણ જાણું છું કે, પાષાણપર શરીરને પડતું મૂકવું એ પણ કાંઇ સહેલું નથી. મને હમેશાં વિશ્વાસ છે કે, લોહું સહજમાંજ પીગળતું નથી; પ્રબળ પ્રવાહના વેગને ફેરવવો કિંવા અટકાવવો એ પણ કાંઇ સરળ નથી, તો પણ કોણ જાણે કયા કારણથી, એ પાપી આશાને હૃદયમાંથી વિસર્જન કરી શકતો નથી. એવો વિચાર કરૂં છું કે, ભ્રાન્ત આશાના પ્રલાપો હવે કાનપર ધરીશ નહિ, એવો વિચાર કરૂં છું કે, ઉન્મત્ત કલ્પનાના ભયાનક ચિત્ર તરફ હવે નજર પણ કરીશ નહિ. એવું ધારૂં છું કે, સ્મૃતિના અસ્વાભાવિક વર્ણન પ્રતિ હવે કર્ણપાત કરીશ નહિ; તો પણ કોણ જાણે શાથી, મારી આ દુર્બળતા વારંવાર મને તેમના અધિકારમાં વશીભૂત કરતી જાય છે. આશાની કેવી અસાધારણ મંત્રવિદ્યા છે ! આશા સતત આ વેદનાથી પીડાતા હતભાગીને સ્વર્ગનું સુખ આપવાને તૈયાર થઇ રહી છે ! સ્વપ્નમાં પણ જેને મેળવવાની ચિત્તે ચાહના કરી નથી, તેને આપવાને પણે આશા સ્વીકૃત થઇ ચૂકી છે ! જે બ-

નવાની કોઈ સંભાવનાજ નથી. તે ઘટના પણ આશા આપવાને તૈયાર થઈ છે! મારી ઉન્મત્ત આશા હું ધારૂં છું કે, કદાપિ ફળીભૂત થઈ શકે તેમ નથી. કારણ કે તે સર્વદા નિષ્ફળતાનીજ સંગિની છે.”

“ત્યારે શું આશાને છોડી દઉં? નિરુદ્યમી થઇને પાછો પડું? પણ એ પાપી મૂર્ખ આશા મને ક્યાં છોડે છે? આમ જો–દુષ્ટ આશાએ મારાં માનસ–નેત્ર સમક્ષ એક કેવું મનોહર ચિત્ર આંકી દીધું છે? અહા, હું જોઈ રહ્યો છું કે, આટલા દિવસ પછી એ પાષાણીનો ગર્વ ગયો છે; આટલા દિવસ પછી મન્દભાગિની બરાબર સમજી શકી છે કે આ જગત્માં મારો પ્રણય અતુલનીય છે. અત્યારે ભયાનક અનુતાપના અનલથી તેનું હૃદય દગ્ધ થઈ રહ્યું છે. યુવતી અત્યારે વૃદ્ધા જેવી બની ગઇ છે, જગત્માં ઠેકઠેકાણે આશ્રયને માટે ભટકી ભટકીને છેવટે તે દીવાની બની જવા આવી છે. તેનો તે રૂપરાશિ નષ્ટ થવા આવ્યો છે, દારુણ ક્ષીણતાએ તેની સુકોમળતાપર પોતાની સત્તા સ્થાપી દીધી છે. તેનો તપાવેલા કાંચન જેવો રંગ મલિન થઇ જવા આવ્યો છે. ઉજ્જવલ, સતેજ અને વિસ્તરેલાં લોચનમાં હવે પ્રથમના જેવાં કુટિલ કટાક્ષ રહ્યાં નથી, તે ઉંડાં ઉતરી જઇને સમસ્ત સંસારના તરફ ક્ષીણ તથા મલિન ભાવથી જોઈ રહ્યાં છે. તેનો તે પોશાક નથી, તેનાં પાળેલાં તે પક્ષીઓ નથી, તેના ઉદ્યાનની તે રમણીયતા પણ હવે રહેવા પામી નથી. મારી ચિંતામાં ને ચિંતામાં જ તેનો એવો અણધાર્યો ફેરફાર થઈ ગયો છે. ઓહ! કેવું શોચનીય પરિણામ! હું વળી એમ પણ જોઇ રહ્યો છું કે, તે મલિના, શયન કરી ઓશીકામાં મ્હોં છુપાવી કેવળ મારા માટેજ રડી રહી છે. હાય! એ ચિંતા પણ મારાથી સહી શકાતી નથી. તેનું દુઃખ જોઈ-

ને મારી છાતી ફાટી જાય છે. તેનું કોમળ હૃદય એટલી બધી વેદનાને શી રીતે સહન કરી શકશે ? હાય ! કેવી ભયાનક વાર્તા ! રડતી રડતી એ સુંદરી શું કહી રહી છે ? દાસીનો મૃત્યુકાળ આવી પહોંચ્યો છે; અંતિમ સમયે સર્વ અપરાધોની ક્ષમા કરીને, સર્વ દોષોને ભૂલી જઇને વર્ષ સુધી વિષમવેદના ભોગવવી પડે તો તે ભોગવવાને તૈયાર છું, પરંતુ તેની વેદનાને દિવસના એક નિમિત્ત માત્ર પણ સહી શકું તેમ નથી. શું ખરેખર તેનું એવું પરિવર્ત્તન થઇ ગયું છે ! અહા કેવું આશ્ચર્ય ! તે બાલિકા સારી છે કે નઠારી છે, તે હું હજી પણ સમજી શકતો નથી. હવે ઉપાય શો ? શું કરવાથી તેની એ યાતનાનું અવસાન થાય ? તેના અપરાધનું યથાર્થ પ્રાયશ્ચિત થઇ ચૂકયું છે.”

આ પ્રમાણે અનેક પ્રલાપો કરી યુવક પુનઃ વિચારમાં નિમગ્ન થઇ ગયો. વૃક્ષની પાછળ ઉભેલી યુવતીનું હૃદય યુવકનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને ભેદાઈ ગયું અને તેનું રક્ત આંખોદ્વારા આંસુના રૂપમાં દડદડ્ વહેવા લાગ્યું. તે પોતાના મનમાંજ કહેવા લાગી કેઃ—
“શું આ યુવક અંતર્યામી છે ? સર્વજ્ઞ છે ! એનાથી તે જે યુવતીની વાત કરી રહ્યો છે, તે જરા પણ અજાણી નથી ? અહા ! એવી અદ્‌ભુત વિદ્યા તેણે શી રીતે સંપાદન કરી હશે, ખરેખર આ યુવક કોઇ મહા પુરુષ પાસેથીજ આવી અપૂર્વ સિદ્ધિને સંપાદન કરી શકયો હશે.”

યુવતીની આંખમાંથી વહેતાં આંસુઓ તરફ વૃક્ષના ઝુંડમાં બેઠેલા મહાત્મા પુરુષની નજર પણ પડી. તેઓ આ સર્વ અદ્‌ભુત પ્રકારને જોઇને મનમાં ને મનમાં હસવા લાગ્યા. એવામાં આકાશમાં વાદળાંનો ગગડાટ થતો સંભળાયો. મયુરોનો ટહુકાર, કોકિલાનું કુજન અને પક્ષીઓનો કલરવ આદિ સર્વ એકી સાથે શ્રવણગોચર

થવા લાગ્યું. પુનઃ કોકિલાનો ટહુકાર સાંભળીને યુવકનું ચિત્ત ઉછળી પડ્યું. તે સહજ શાન્ત થયો હતો, તે શાંતિનો ભંગ થયો. તેના હૃદયમાં પુનઃ વિચારોનું તૂફાન મચી ગયું તે પહેલાંની માફકજ કોકિલાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"હાય ! કોકિલા ! જો મારી આશાનો કેવો ભયાનક ભ્રમ છે ! .. હું આશાની જાળમાં પડીને કેવું સુખ સ્વપ્ન જોઇ રહ્યો છું, તે જો. હાય ! તે ક્યાં અને હું ક્યાં ? અંત્યારે તે કયે સ્થળે હશે અને હું કયે સ્થળે આવી ચઢ્યો છું ? ક્યાં તે અનુતાપ અને ક્યાં તે પ્રાયશ્ચિત્ત ? અને ક્યાં તે મારી ભ્રાન્ત આશા અને સુખ ? મારા ભાગ્યપર તે સુખની લિપિ લખાઈ નથી. આ સંસાર સુખનું સ્થાન નથી. કદાચ બીજાને માટે હશે, પણ મારા માટે તો નથીજ. હું ધારૂં છું કે મારા મનથી તેનું વિસ્મરણ કરવાની જે ઇચ્છા છે, તે ઇચ્છા પૂર્ણ થશે નહિ અને મારે હમેશાં તેના સ્મરણમાંજ રડી રડીને મારા જીવનને સમાપ્ત કરવું પડશે."

"પરંતુ કોકિલ ! હું તારી એક સલાહ માગું છું. આ જંગલમાં મારૂં બીજું કોણ છે ? કોકિલા ! તારાથી જો બને તો તું મને સારી સલાહ આપ. હું હવે એકવાર તેને મળવા—જોવા માગું છું. એમાં તારો શો અભિપ્રાય છે ? કેમ તું તારો મત નહિ વ્યક્ત કરે ? તારો મત ગમે તે હોય, પણ હું એકવાર તો અવશ્ય તેની મુલાકાત કરીશ. પણ એકવાર શા માટે મુલાકાત કરીશ ? હૃદયહીન પાષાણના ટુકડાને પુનઃ એકવાર મળવાનું શું પ્રયોજન છે ? જેને ભુલવાની ચેષ્ટા કરવી એજ ઉત્તમ છે, તેને પુનઃ મળવાની શી જરૂર છે ?"

આ સમયે સમીપના આમ્રવૃક્ષપરથી કોકિલાએ કુહૂકુહૂ કરી

તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો. સંન્યાસી કે રમણી એમાંથી કોઈ પણ એ ઉત્તરના મર્મને સમજી શકયું નહિ. પરંતુ ચપળ યુવક તરતજ તેના કલરવનો અર્થ જાણી ગયો. અર્થ જાણીને પાછો કહેવા લાગ્યો કે:—

"વાત તો ખરી છે, કે તે મનુષ્ય રૂપિણી પિશાચી છે, તેને ન મળવું એજ હિતાવહ છે. સર્વજનો તેને તું જેવી ધારે છે, તેવીજ ધારે છે. તેમ છતાં પણ કોકિલ! હું તેને એકવાર મળ્યા વિના રહી શકીશ નહિ. હું સારી રીતે જાણું છું કે, તેને મળવાથી મારી યાતના વધવા વિના ઘટશે નહિં. પણ કોકિલ! હું તેને મળ્યા કે જોયા વિના રહી શકીશ નહિ."

"પુનઃ એકવાર જોઇશ કે, કદાચ પાષાણ પીગળશે, કદાચ પ્રવાહનો વેગ અટકશે, કદાચ અસમયે વસન્તનો આવિર્ભાવ થશે, કદાચ ભાગ્યવૃક્ષપર શુભફળ ફળશે અને કદાચ મારી સદાની સંચેલી દુરાશા ફળવતી થશે. પૃથ્વીમાં અસંભવિત કશું પણ નથી. અવિશ્વાસ યોગ્ય પણ કાંઇજ નથી. હું કાલેજ પુનઃ તેની શોધમાં બહાર નીકળી પડીશ. કાલે શા માટે, મારૂં અત્યારે કોણ છે કે હું કાલ સુધી વાટ જોતો બેસી રહું? હું આજેજ અને આ ક્ષણેજ શામાટે ન જાઉં?"

પરંતુ આમ કહીને જેવી યુવકે વૃક્ષપર બેઠેલી કોકિલા તરફ દૃષ્ટિ કરી કે તરતજ કોકિલા વૃક્ષપરથી ઉડીને અન્યત્ર ચાલી ગઈ. એ જોઇને યુવક તેને સંબોધીને બોલી ઊઠયો:—

"આ શું કોકિલા! તું અત્યાર સુધી મારા દુઃખની વાર્ત્તા સાંભળીને હવે ઉડી શા માટે ગઈ? ભલે, તું ઉડી ગઈ, તો તેની મને કશી ચિંતા નથી, હું મારા સંકલ્પને ત્યાગી શકું તેમ નથી. શું

તને મારી વાત સારી ન લાગી કે, તું આમ રોષ કરીને ઉડી ગઇ! હું જાણું છું, કે આ સંસારમાં કોઈ કોઇનું સારૂં જોઇ શકતું નથી. તેની સાથે પુનઃ સાક્ષાત્કાર કરવાથી અવસ્ય મારા મનને શાંતિ મળશે. તું કદાચ મારી આ શુભ સંભાવનાથી હિંસાને વશ થઇ ચાલી ગઇ હઇશ, પણ ચિંતા નહિ, તારે જ્યાં જવું ત્યાં ખુશીથી ચાલી જા. હવે હું તારૂં મુખ જોવા માગતો નથી. હું પણ હવે આ ઘોર અને વિકટ અરણ્યનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું."

આમ કહીને યુવક જે વૃક્ષ તળે મૃગછાલા બિછાવી દઢ આશનવાળી બેઠો હતો, ત્યાંથી ઉભો થયો. એ સમયે સંધ્યા સમય થવા આવ્યો હતો, આકાશ વરસાદનાં ભયાનક કાળાં અને ઘટાદાર વાદળાંથી છવાઇ ગયું હતું, એથી પાસેની કોઇ વસ્તુ પણ બરાબર જોઇ શકાતી નહોતી. યુવકે ઉઠીને ફરીવાર ઇશ્વરનું સ્મરણ કરી કહ્યું:—

"ભગવન્! દુઃસહયાતનાને લીધે હૃદયનું ધૈર્ય કે સ્થિરતા રહી શકતાં નથી, એથી મેં તારા પ્રતિ પણ કટુ વચનો ઉચ્ચાર્યાં હતાં, અનાથ બાંધવ! હું તારાપર અકારણ આક્ષેપ મૂકીને ઘોર પાતકી થયો છું. દયામય દીનબંધો! આ પતિત અને અધમની આ ઘોર દુષ્કૃતિની તું ક્ષમા આપ! વિપદને વખતે હે જગદીશ! તુંજ એક માત્ર શરણરૂપ અને સહાયભૂત થાય તેમ છે! માયાના જીવો તારા મહાત્મ્યને જાણ્યા વિનાજ તારી નિરર્થક નિંદા કરવા બેસી જાય છે. હે ઇશ્વર! હે પતિતપાવન! મને સહાય થા, મારો સંગી થા અને મારી આશાને ચરિતાર્થ કર!"

આમ કહીને યુવક ચાલવાને તૈયાર થયો, એવામાં વૃક્ષના સમુહમાં ઘેરાયલા મહાત્માએ અંતરિક્ષમાં રહીનેજ તેને સંબોધીને કહ્યું:—"શાન્ત થા, યુવક, શાન્ત થા! અનાથ બાંધવ વિશ્વંભર

અલ્પ સમયમાંજ તારી આશાને પૂર્ણ કરશે. તું જે આસનપર બેઠો હતો, ત્યાંજ ફરીવાર જઈ બેસ, એટલે તારાં હૃદયની આશા અવશ્ય પૂરી થશે."

યુવકે એ શબ્દ ઉચ્ચારનાર મહાત્માની ઘણી ઘણી તપાસ કરી પરંતુ વૃક્ષોની ઘનઘોર ઘટા, સંધ્યા સમયના ભયાનક અંધકાર અને વાદળાનાં વિષમ આડંબરથી તે કોઇને પણ જોઇ શકયો નહિ. અને છેવટે તે નિરાશ થઇને પોતે જે આસનપર પ્રથમ બેઠો હતો, ત્યાં આવી બેઠો અને પોતાની આશાને પૂર્ણ થવાની વાટ જોવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૪ મું

### અનુતાપના અંગારા

કભી નેકી ભી ઉસ કે જી મેં ગર આ જાયે હૈ મુઝસે;
જફાએં કર કે અપની યાદ શર્મા જાયે હૈ મુઝસે;
ઉધર વહ બદ ગુમાની હૈ ઇધર યહ નાતવાની હૈ;
ન પૂછા જાયે હૈ ઉસસે ન બોલા જાયે હૈ મુઝસે;
સમ્હલને દે મુઝે ઐ ના ઉમેદી કયા કયામત હૈ,
કિ દામાન-એ ખ્યાલ-એ યાર છૂટા જાયે હૈ મુઝસે.

યુવક વિજયમણિ જયારે સર્વથા નિરાશ થઇને પાછો પોતાના મૂળ આસનપર આવી બેઠો, ત્યારે પેલા વૃક્ષના ઓથમાં છુપાયલી રમણી પણ ત્યાંથી નજીકના એક ઘટાદાર લતા કુંજમાં છુપાઈ ગઇ.

એ સમયે યુવતીનું અંતર વેદનાના દારૂણ અગ્નિથી પ્રજળી ઊઠયું હતું. યુવકનો એક એક શબ્દ તેના મર્મસ્થળને વીંધી રહ્યો હતો. તેણે પોતાના હૃદયમાં વ્યાપેલા પશ્ચાતાપના પાવકનું દમન કરવાના ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તેમ કરવામાં તે ફળીભૂત થઈ શકી નહિ. તેનું ચિત્ત ચકડોળે ચડયું. તે પણ યુવકની પેઠે પ્રલાપો કરવા લાગી:-"હાય ! જે ગયું તે તે આવ્યું નહિ ! દિવાકર ! હમેશાં સાંઝે તને પશ્ચિમ આકાશમાં આથમતો જોઉં છું, પરંતુ તારા તે અસ્તનો અંત તો આવતોજ નથી ! નિશાનાથ ! પૂર્ણિમાનો વિમળ પ્રકાશ તારી સદાની સ્થાયી સમ્મતિરૂપ નથી એ ખરૂં, પરંતુ મહિને મહિને તું તો તે સમ્મતિનો પુનરધિકારી થઈ શકે છે. પ્રકૃતિ ! તું અત્યારે શોભાહીન છે, પરંતુ સમયના વહન સાથે તારો વસંત પુનરાગમન કરીને તને તો વિભૂષિતા કરે તેમ છે. કોકિલ ! આજે તારો તે મોહનસ્વર વિલુપ્ત થયો છે ખરો, પરંતુ દશ દિવસ પછી તો તું તે સ્વરને ફરીવાર મેળવીને લોકોના ચિત્તનું હરણ કરીશ. હાય ! સર્વનું જે કાંઇ જાય છે, તે પાછું આવે છે, પરંતુ આ અભાગિનીની જે અમૂલ્ય સમ્પતિ ગઇ છે, તે તો પાછી આવે તેમ નથી. કેવળ આવે તેમ નથી, એટલુંજ નહિ, પણ રોદનથી, અનુતાપથી, યાતનાથી અને હૃદયની પીડાથી દેશોદેશમાં ભટકી, તથાપિ એકવારને માટે પણ તે અતુલ નિધિનાં દર્શનનો લાભ ન થયો તે નજ થયો ! "

એકાએક યુવક આ શબ્દો સાંભળીને ચમકી ઊઠયો. તે એ શબ્દો ક્યાંથી આવે છે, તેની તપાસ કરવા લાગ્યો. પરંતુ ભયંકર અંધકાર અને વૃક્ષોની ઘનઘોર ઘટાના યોગે તે કોઇને પણ જોઇ શકયો નહિ. એથી તે પુનઃ પોતાના આસનપર આવી બેઠો અને વિચારવા લાગ્યો કે:—"આ સર્વ એક પ્રકારની ભ્રમણાજ છે, મારા

હૃદયની દુર્બળતાજ છે. થોડીવાર પહેલાં પણ મેં આવોજ કોઇનો અવાજ સાંભળ્યો હતો. પણ એ અવાજમાં અને આ અવાજમાં કાંઇક તફાવત કેમ જણાય છે. ગમે તેમ હો, પણ મારે સ્થિરતાથી આ સર્વ વ્યાપાર સાંભળવો જોઇએ. અત્યારે આવા ઘોર અરણ્યમાં કોણ આવીને આવા શબ્દો ઉચ્ચારી રહ્યું હશે ? હું પર્વતના એક એવા એકાંત અને ગુપ્ત પ્રદેશમાં આવીને વસ્યો છું કે, જ્યાં બીજા કોઇનાથી સહજમાં પ્રવેશ પણ કરી શકાય તેમ છે. ત્યારે પછી આ શબ્દ ઉચ્ચારનાર વ્યક્તિ કોણ હશે અને અહીં શી રીતે આવી શક્યા હશે ? અવશ્ય આમાં મને કાંઇક છુપો ભેદ સમાયલો જણાય છે. ”

યુવક આ પ્રમાણે વિચાર કરી પુનઃ સ્થિરતાથી સાંભળવા લાગ્યો. તેણે સાંભળ્યું કેઃ—“અદૃષ્ટ ! તને ધિક્કાર છે ! જે પ્રકૃતિનો નિયમ છે, જેના પર સર્વનો અધિકાર છે, જે બનાવ અવશ્ય બનવાનોજ છે, તે સર્વથી મારૂં ભાગ્ય સર્વથા વંચિત છે ! મારા પર વિધાતાનો રોષ છે ! વિધાતા સર્વની કરુણ પ્રાર્થનાને કાનપર ધરે છે, સર્વના મનના મનોરથ પાર પાડે છે, સર્વની ઇચ્છાને પૂર્ણ કરે છે, પરંતુ મારૂં કપાલજ એવું છે કે, મારી પ્રાર્થનાને તે લક્ષપર લેતો નથી. હત ભાગિનીનું ભાગ્ય તદ્દન મંદ છે. ”

“ પરંતુ એમાં મારા ભાગ્યનો શો દોષ ? મારા સૌભાગ્યની તો સીમાજ નહોતી. હું જેને માટે અત્યારે રડતી રડતી દેશો દેશમાં ભટકી રહી છું, તેઓ તે મારી કેટલીએ ઉપાસના કરતા હતા, મારી પ્રીતિ સંપાદન કરવા માટે તેઓ કોઇ પણ કામમાં પાછા પડતા નહોતા. સતી નારીના ધર્મને સમજાવવામાં, પુરાતન કવિઓની પ્રતિભા દર્શાવવામાં અને સુંદરીઓના શીલધર્મનું જ્ઞાન આપવામાં તેમણે તો કશી પણ કચાશ રહેવા દીધી નહોતી ! તેઓ તો પોતાનું સર્વ

હૃદય મને આપી દેવા છતાં પણ એમજ માનતા હતા કે, તેમણે કશું પણ આપ્યું નથી! તો પછી મારા ભાગ્યને મંદ શી રીતે કહી શકાય? જે દેવદુર્લભ સામગ્રી હતી, તે તો મારા ચરણ તળેજ હતી. પરંતુ હાય! તે નિધિ મારાપર શી રીતે સંતુષ્ટ થાય? તેમનું અપમાન કરવામાં મેં કશી કચાશ રાખી નથી. છેવટે વિષપાન કરાવી તેમનું મૃત્યુ નિપજાવવાનું જે કૃષ્ણ કારસ્થાન કર્યું હતું, તે પણ તેમના જાણમાંથી બાકી રહ્યું નથી. મારા ભાગ્યની ભ્રમણાના સંબંધમાં હું કોનો દોષ દઉં? કોને કહીને મારા મનને ધીરજ આપું? મેં મારા હાથેજ મારા પગ પર કુહાડો માર્યો છે. હાય! મારા આ દુઃખની વાતપર કોને વિશ્વાસ આવશે?"

"આવો બનાવ કેમ બન્યો? આવી ભયાનક જૂદાઇએ અમોને શા માટે આખી જિન્દગીને માટે અળગાં કરી દીધાં? કોના દોષથી આ અણધાર્યા અનર્થની ઉત્પત્તિ થઇ? તેમનો શો દોષ છે? પ્રાણનાથ પાપી નથી. તેમને શો દોષ દઉં? બધો દોષ મારોજ છે! હૃદયેશ્વર! તમારા ગુણની સીમા નથી. આ મંદભાગિનીજ સર્વ દોષોની સર્વ પાપોની નિયંત્રી છે. મને પ્રથમથીજ આવો વિચાર કેમ ન આવ્યો? હૃદયમાં પ્રથમથીજ આવી પ્રવૃત્તિ કેમ ન જન્મી? મારી કુટિલ મતિ પહેલેથીજ આવો વિચાર કેમ ન કરી શકી? જો પહેલેથીજ હું સમજી શકી હોત કે, મારા આ પત્થરના શરીરમાં લોહીની નસો છે. નીરસ રેતી તળે મીઠા જળની સરિતા છુપાયલી છે, તો આજે મારે આમ રડવું પડત નહિ. હાય! તો મારી આવી દશા ન થવા પામત."

"જ્યારે પ્રાણનાથ મને મહાકવિ કાલિદાસના અદ્વિતીય ગ્રંથ મેઘદૂત કાવ્યના સુધારસ પીવરાવવાને આવ્યા હતા, ત્યારે તો મેં

તેમનું અસહ્ય અપમાન કર્યું હતું, ત્યારે તો મારા ગનની આ ભ્રાન્તિ પણ દૂર થઇ નહોતી. જ્યારે તે અતુલ્ નિધિએ મને સમજાવવા માટે તરેહ તરેહવારની કોશિશો કરી હતી, ત્યારે તો હું આવું સમજી શકી નહોતી. જ્યારે મારા હૃદયરત્ને મને મારા એવા કઠોર વ્યવહાર બદલ મારે અસહ્ય વેદના ભોગવવી પડશે, એવો ભય બતાવ્યો હતો, ત્યારે તો મારા મનમાં ચૈતન્ય ઉપજ્યું નહોતું. હવે અત્યારે આ સર્વ પ્રલાપો કરવાથી શું વળવાનું છે ? હાય ! હુંજ તેમની દુર્દશા કરનારી ડાકિણી છું, હુંજ સર્વ સંતાપકારિણી છું.”

આ સમયે યુવક મનમાં ને મનમાંજ બોલ્યો કે:—“આ અબળાનાં પ્રત્યેક વચનો મને સંબોધીનેજ બોલતાં હોય, એવો ભાસ મને શાથી થાય છે ? શું આ મારી હૃદયની આરાધ્યા વનલતા તો નહિ હોય ? ના—ના, તે અહીં ક્યાંથી હોય ? તે તો મહા અભિમાની છે. મારા માટે તે ગૃહત્યાગિની થઇને દેશો દેશમાં ભટકે, એ વાતને મારાથી તો કોઇપણ પ્રકારે માની શકાતી નથી. ગમે તેમ હો, પણ એની વાત તો અવશ્ય બોધપ્રદજ છે, માટે એકાગ્રતાથી મારે તેને અવશ્ય સાંભળવીજ જોઇએ.”

આવો નિશ્ચય કરીને યુવક ફરીવાર તે અબળાના આર્ત્તનાદને સાંભળવા લાગ્યો. અબળા પહેલાંની પેઠેજ વિલાપ કરતી હૃદયભેદક પ્રલાપો કરવા લાગી:—

“પરંતુ અત્યારે જે સમજું છું—સમજી શકી છું, તે પહેલેથીજ મારા સમજવામાં કેમ ન આવ્યું ? આજે જેમ વેદનાથી જિગર દાઝી રહ્યું છે, તેમ પ્રથમથીજ કેમ ન દાઝ્યું ? હમણાં જે જ્ઞાનનો ઉદય થયો છે, તે જ્ઞાન પહેલાં કેમ ઢંકાઇ રહ્યું ? સુંદરીમોહન જેવા દુરાચારી પુરુષના મોહમાં મારૂં મન શાથી લપટાયું ? આ વાતનો

ઉત્તર કોણ આપી શકે તેમ છે ? હું શી રીતે એ ઘોર અત્યાચારનો વિલાપ કરૂં ? યુવાનીનું તેજ મનુષ્યને અંધ બનાવી દે છે. એક વર્ષ પહેલાં મને યુવાનીનો જે ગર્વ હતો, તે ગર્વ હજી પણ છે. મને અત્યારે જોવાથી કોણ પ્રવીણા કહી શકે તેમ છે ? તેમ છતાં યુવતીનું તેજ એ અપકર્મનું કારણ નથી. સંસર્ગ અને શિખામણના દોષથી મનુષ્ય કાંઈ પણ સમજ્યા સિવાય અનેક ન કરવાનાં કામો કરી બેસે છે. શિક્ષા અને સંસર્ગના દોષથી હું જીવિતેશ્વરના તે અતુલનીય પ્રેમને જાણી શકી નથી. પણ એ કારણ પણ યથાર્થ નથી. જે શિક્ષા અને સંસર્ગના દોષથી પ્રથમ તેમના ઉદાર પ્રેમનાં અપાર મહિમા તથા અસીમ ગૌરવને જાણી શકી નથી, તેજ શિક્ષા તથા સંસર્ગમાં રહેવા છતાં પણ અત્યારે હું જાણી શકી છું કે, મેં દેવદુર્લભ રત્નને પગ તળે કચડી નાખ્યું છે, કાંચનને પિત્તળ ધારીને હું કાંચનથી વંચિત થઈ છું અને ચંડાળ ધારીને દેવતાને મેં મારા હાથમાંથી હાથે કરીને ગુમાવી દીધા છે. પરંતુ આ સર્વ પ્રથમ ન જાણતાં અત્યારે શાથી જાણી શકી છું ? હું ધારૂં છું કે, પ્રેમ દબાઇ રહે છે, સ્નેહ દરેક વખતે સમજી શકાતો નથી. મોહ અને મત્સરતા ક્ષણવારને માટે પવિત્ર પ્રણયને પણ પરાભૂત બનાવી દે છે, તેમજ થયું હશે, નહિ તો બીજું શું હોઇ શકે ? બળેલી બુદ્ધિના દોષથીજ આજે મારી આવી દશા થવા પામી છે, હું આવી યમયંત્રણાને ભોગવી રહી છું. જ્યારે પ્રાણનાથ પ્રેમપૂર્વક ખરા હૃદયથી પ્રણયનો થાળ લઇને મને આપવા આવ્યા હતા, ત્યારે તેમનું અપમાન કરી તે પ્રેમથાળને પાછો વાળ્યો હતો તથા મારા મનમાં એમજ ધારી લીધું હતું કે, જગત્‌માં સ્ત્રીઓને ન્યાયાનુસાર એવો પ્રેમ મેળવવાનો અધિકારજ છે. ત્યારે મારા મનમાં એવીજ ધારણા હતી કે, સ્ત્રી દેવતા છે અને પુરુષ

ઉપાસક છે; એવી રીતે રમણીઓનું પૂજન કરવું એ પુરુષોનો મુખ્ય ધર્મજ છે. જ્યારે હૃદયેશે ઘણીજ દીનતાથી મારી કરુણાની ભિક્ષા માગી હતી, ત્યારે ધાર્યું હતું કે, સહજમાંજ હૃદયનું દાન આપી દેવું એ સ્ત્રી–ચરિત્રથી સર્વથા વિરુદ્ધ છે. મેં પાપણીએ તે વખતે ધાર્યું હતું કે દુનિયામાં ભિક્ષુકોનો કાંઇ અભાવ છે, પ્રેમ એ કદાપિ આવી અલ્પ મૂલ્યની સામગ્રી નથી. જ્યારે તે મારૂં સર્વસ્વ ધને મારા તિરસ્કારના વિષથી પીડાઈને હદ બેહદ દુઃખ ભોગવ્યું હતું, ત્યારે મેં ધાર્યું હતું કે, પુરુષને પીડા કરવી એ સ્ત્રીઓનું એક મુખ્ય કર્મ છે, ત્યારે ધાર્યું હતું કે સુખનો માર્ગ કાંટા ભરેલો છે, રત્નને મેળવવા માટે યત્નનું પ્રયોજન છે.”

અબળાના આવા અનુતાપયુક્ત વાકયો સાંભળીને પાસેના વૃક્ષ સમૂહના મધ્ય ભાગમાં વિરાજેલા મહાત્મા પુરુષના હૃદયમાં પણ સહજ આઘાત થયો. તેમણે પોતાના મનમાંજ વિચાર્યું કેઃ—“ અહા ! જે હૃદય ગર્વના શિખરપર આરૂઢ થઇ સમસ્ત સંસારને તુચ્છકારતું હતું, તેજ હૃદય આજે ચૂર્ણ વિચૂર્ણ થઇ કેવા હૃદયભેદક પ્રલાપો કરી રહ્યું છે ? એજ ગર્વિષ્ટ હૃદયમાં આજે કેવા અનુતાપના અંગારા સળગી ઉઠયા છે ! આનુ નામજ માયા છે. માયાનો પ્રભાવ તે આનુંજ નામ. ”

મહાત્મા જે સમગે આ પ્રમાણે વિચાર કરી રહ્યો, તે સમયે યુવતી પુનઃ વૃક્ષ પાછળ બેઠી બેઠી બોલવા લાગી કેઃ—“ પરંતુ અત્યારે મારા મનનું આવું પરિવર્તન કેમ થઇ ગયું ? તેનાં અનેક કારણો છે. અત્યારે જોઉં છું કે, હૃદયેશનો તે જે સ્નેહ હતો, તેની જગતના બીજા કોઇ પણ પદાર્થની સાથે થઇ શકે તેમ નથી. તે વસ્તુજ દેવદુર્લભ હતી, મહા મૂલ્યવાન રત્ન સમાન હતી. હવે જોઉં છું કે, પ્રાણેશના તે પ્રેમ વિનાના બીજા જેટલા પ્રેમો છે; તે બધા

મોહ, લાલસા અને કપટતા ભરેલા હતા. સ્વર્ગ અને નરકમાં જે તફાવત છે, તેવોજ તફાવત પ્રાણનાથ તે અપવિત્ર પ્રણયની પાસે અન્ય સર્વ મનુષ્યોના પ્રેમનો છે. તે ભુવન મોહનકાન્તના વિયોગથી મને હવે એ શિક્ષા મળી છે. તે રત્નને ગુમાવ્યા વિના હું તેમના મહિમા તથા ગૌરવને જાણી શકત નહિ. તેની પાસે પુષ્કળ દ્રવ્ય છે, તેને તેની જરૂરિયાતનું મૂલ્ય જણાતું નથી. જેઓ નિત્ય સ્વર્ગના નિવાસિઓ છે, તેમનાથી સ્વર્ગનું મહાત્મ્ય જાણી શકાતું નથી જેણે દુઃખ ભોગવ્યું નથી. તે સુખને સમજી શકતું નથી. જેણે જે કોઇ વસ્તુ ગુમાવી નથી, તે તે વસ્તુને માટે રડી શકતું નથી. પ્રાણેશના વિયોગના અગ્નિએ મારા હૃદયને બાળીને દગ્ધ કરી નાખ્યું છે."

"આવું સતજ્ઞાન—આવું પાપીજ્ઞાન હવે શા માટે જન્મ્યું? આ દુઃસહ અને અદમ્ય જ્ઞાનના કરતાં પહેલાનાં જેવી જ્ઞાનહીના રહી હોત, તો તે મારા માટે હજારોવાર શ્રેષ્ઠ હતું. આ અસહ્ય વેદનાના કરતાં, સદાને માટે નરકમાં સડી મરવું ઉત્તમ છે. આ પીડા હવે સહી શકાતી નથી! મારાં કરેલાં પાપનો પડછાયો મારી નજર આગળ તરેહ તરેહની ભયાનક મૂર્ત્તિઓ ધારણ કરીને મને અત્યંત પીડી રહ્યો છે. હાય! હું વિહંગિની જેવી એક કુલટાની સોબતમાં પડીને સ્વામિદ્રોહિની શા માટે થઇ? સંસારમાં આવા અમૂલ્ય પતિને પ્રાપ્ત કરવા છતાં અન્યની અનુરાગિની થવાની મેં મારા હૃદયમાં નીચતમ આકાંક્ષા શા માટે ધરી? શું હવે આ દુસ્તર યાતનાનું અવસાન થશે ખરૂં કે? દયામય! મને પૂરતી સજા મળી ચૂકી છે, માટે હવે મને ક્ષમા કર, હું તારા ચરણે પડું છું, મને ક્ષમા કર! હે અનાથના નાથ! મારાપર એકવાર એ મોહન કાન્તિવાળા કાન્તની

કરુણાના વારિનું સિંચન કરાવ ! તેમનાં દુર્લભ દર્શનનો લાભ આપી મને તેમની પાસેથી ક્ષમા અપાવ !"

"હાય હું કેવી વ્યર્થ વાતો બોલી રહી છું, કેવા મિથ્યા પ્રલાપો કરી રહી છું. મારા જેવી વિવેકહીના પાપયસીની વાર્તા તરફ વિધાતા લક્ષ આપે, એ શું સંભવિત છે! જો વિધાતાનું શરણુ ગ્રહણુ કરવાથી શાન્તિ મળે, તો પછી આ ઘોર પાપનું પ્રાયશ્ચિત શી રીતે થાય ? પાપીની સજા કદાપિ આવી અલ્પ હોયજ નહિ. પરંતુ વિધાતાનું નામ ઉચ્ચારવાનો મને શો અધિકાર છે ? દયામય જગદીશ્વરનું પવિત્ર નામ, આ અપવિત્ર રસનાથી ઉચ્ચારિત થવાને બિલકુલ યોગ્યજ નથી. જે દુશ્ચારિણીએ હસતાં હસતાંજ ગુણમય પ્રેમમય કાન્તને અકારણે યંત્રણાના અનલથી દગ્ધ કર્યા છે, જેણે કોઇ પણ પ્રકારના સારાસારના વિચારથી વંચિત થઇને અન્ય પુરુષમાં આસક્તિ વધારી છે, જે દુષ્ટા પોતાના પવિત્ર પતિને વિષપાન કરાવવાને તૈયાર થઇ છે, જે પાષાણીએ એવા પુરુષરત્નની આંખમાંથી ચોધારાં આંસૂ વહેવા છતાં, પોતાની આંખમાંથી આંસુનું એક બિન્દુ પણ વરસાવ્યું નથી, પણ ઉલટો કાંઇક આનંદ અનુભવ્યો છે, જે હૃદયહીના અવિરલ યાતનાના વિષથી તે ગુણ ધામના અંતરને જર્જરિત કરી, તેમને સદાને માટે સમાજમાંથી દૂર કર્યા છે, તે પાપિણીને પરમાત્માના પવિત્ર નામનો ઉચ્ચાર કરવાનો પણ શો અધિકાર છે ? હાય ! મારા જીવનનું અવસાન પણ હવે સહજમાંજ આવી શકે તેમ નથી. દુઃખિની, પાપીયસીની પીડાની પરાકાષ્ટા થઇ ચૂકી છે ! જેનો વિચાર કરતાં પણ શોણિત શુષ્ક થઇ જાય છે, મારો આત્મા અંતરના અંતરમાંથી પણ કંપી ઊઠે છે. જે પાપીયસીએ પાપની ઉંચી સીમાપર આરોહણુ કર્યું છે, તેને વિધાતાના નામનો ઉચ્ચાર કરવાનો

કાંઇ અધિકારજ નથી. વિધાતાના નામના સ્મરણથી મારા ઉદ્ધારની કશી આશા પણ નથી."

યુવક વિજયમણિ આ સમયે જાણી ગયો કે, એ અબળા અન્ય કોઇ નહિ, પણ પોતાની પૂર્વ પ્રિયતમા વનલતાજ છે અને તે અત્યારે પોતાના પૂર્વના પાપોના અનુતાપથી બળીને ખાક થઇ રહી છે. તે તેને મળવા માટે વ્યાકુળ થઈ ગયો. તેણે ચારે તરફ પોતાની નજર દોડાવી, પરંતુ ભયાનક અંધકારના યોગે તે તેને અથવા પૂર્વકથિત મહાત્માને કોઇને પણ જોઇ શકયો નહિ. આથી નિરાશ થઇને પાછો તે યુવતીના પ્રલાપોને તે સાંભળવા લાગ્યો.

યુવતી પણ અનુતાપના અગ્નિથી તાપિત થઇને વેગપૂર્વક પ્રલાપોનો ધ્વનિ કરવા લાગી:—"ત્યારે હવે રોદન મારૂં ભાગ્ય છે, વેદના મારી સંગિની બની છે, અને અનુતાપે મારા નરકનું સ્થાન લીધું છે. નરક—હા—નરક—જીવનનું અવસાન થયા પછી નરક નથી. કોણ કહે છે કે નરક પરલોકમાં છે? નરક પરલોકમાં નથી. સ્વર્ગ અને નરક બન્ને આ જીવનમાંજ છે. મારૂં નરક જીવતું છે. મરણ પછી હું ધારૂં છું કે મારા માટે નવું નરક નિર્માણ થશે. મારૂં હૃદય લોહમય છે, વજ્રમય છે અથવા તો તેનાથી પણ કઠિન પદાર્થથી નિમાયલું છે."

"આ કષ્ટ હવે સહેવાતું નથી. મૃત્યુ આવીને મારો ભક્ષ કરશે નહિ. વિધાતા મારા માટે જીવતું નરક છે, તો પછી મૃત્યુ પછી એ નરકની સજા પૂર્ણ થશે ખરી કે? મારૂં મૃત્યુ થશે નહિ. ત્યારે આપઘાત સિવાય મારા છૂટકારાનો ઇલાજ શો છે! હું તેમજ કરીશ. આત્મહત્યાદ્વારા આ બોજાવાળા પાપથી પીડાતા દેહનો છૂટકો કરીશ. પરલોકમાં જે થવાનું હશે, તે થઇ રહેશે, આ લોકમાં તેની કશી પણ ચિંતા કરીશ નહિ."

"ત્યારે આવ છુરી ! મીઠી છુરી, આવ ! આ અંતિમ સમયે તુંજ મારી ખરી મિત્ર છે, તારા આલિંગનેજ હું અત્યારે એક માત્ર ઇચ્છનીય વસ્તુ ગણું છું. તું મારો નિસ્તાર કર ! છુરિ કે ! તારા અનુગ્રહથી આ સંસારની યંત્રણા દૂર થશે ખરી, પરંતુ હું આ સંસારમાં જે કીર્તિને મારી પાછળ મૂકતી જઇશ, તેને લોકો અત્યંત ઘૃણાંની નજરે જોશે. મારા નામપર હમેશાં ધિક્કારનો વરસાદ વરસ્યા કરશે. પાપની ઉપમામાં મારૂં સ્થાન સર્વથી પ્રથમ આવશે. મારી આ અપકીર્તિ, આ પાપ, આ કલંક, આ લોભહર્ષણ વ્યાપાર જે કોઇ સાંભળશે, તે કંપી ઊઠશે. મારા આ કલંકિત નામનો જ્યાં ઉચ્ચાર થશે, ત્યાં લોકો કાનમાં આંગળી નાખી દૂર સરી જશે. એમાં પણ મને કશું દુઃખ નથી. કારણ કે મારા જેવી પાપિણીને માટે એ યોગ્ય સત્કારજ ગણાશે. મૃત્યુ પછી જે થવાનું હોય, તે ભલે થાય. પરંતુ જીવતા જીવે જે વેદના વેઠું છું, તે તો હવે મારાથી કોઇ પણ પ્રકારે સહી શકાતી નથી."

આ સમયે વૃક્ષની ઘાટી ઘટામાં બેઠેલા મહાપુરુષે પોતાના મનમાં ને મનમાંજ વિચાર્યું કે:—"હવે, મારા શિષ્ય વિજયની ખરી પરીક્ષા થશે. તેના હૃદયમાં વાસનાનું પરિબળ ક્યાં સૂધી વિસ્તરી ગયું છે, તે પણ સહજમાંજ જાણી શકાશે તથા આ યુવતીના હૃદયના સાહસનો, તેના અનુતાપનો તે યુવકને સંપૂર્ણ સાક્ષાત્કાર થશે. આ સર્વ માયાના અદ્ભુત ખેલો છે અને એ ખેલોમાંજ સંસારીઓ રચ્યાં પચ્યાં રહે છે. જોઉં છું કે બન્ને સ્નેહ ઘેલાં યુવક–યુવતીની હવે શી દશા થાય છે ! બન્નેનો સ્નેહ કેવા પ્રકારનો છે ! બન્નેએ અત્યાર સૂધી પશ્ચાતાપના જે લાંબા લાંબા પ્રલાપો કર્યાં છે, તે કયાં સૂધી સત્ય છે !"

"ત્યારે આવ ક્ષુરિકા! તારી સહાયતાથી આ પાષાણુ-દેહ-માંથી પ્રાણુ-વાયુને વિસર્જન કરી દે. ક્ષુરિકે! મારા આ ભારભૂત જીવનની તું જ એક મિત્ર છે. મારા હાથમાં હવે તારે રહેવાની કશી પણ આવશ્યકતા નથી. તું મારા હૃદયને વીંધી નાંખ, છેદી નાખ. જે પાષાણુ હૃદય આવાં દુષ્કર્મ કરવામાં સમર્થ થયું છે, તે હૃદય કદાચ ક્ષુરિકા તારી સહાયતાથી પણ છેદાશે નહિ. હસ્ત! તું પણ શું બળ-હીન બની ગયો છે! આ તીક્ષ્ણ છુરીને શું તું જોરથી મારા હૃદય-માં ઘોંચી શકે તેમ નથી? જેણે હૃદયની પ્રવંચનાથી પ્રાણુનાથ! ત-મને આંખોનાં આંસૂમાં ડૂબાડીને સંસાર ત્યાગી કર્યા છે, તે આજે પોતાના હાથથીજ પોતાના હૃદયના ચૂરેચૂરા કરી નાખશે! પ્રાણેશ્વર! હૃદયેશ! દુઃખિનીરતન! જીવિતેશ્વરી! તમને શું કહું? કહેવાની તો કંઇક વાતો છે, પરંતુ કહી શકાતું નથી. તમે મારી નજર આગળ ઉભા છો, છતાં પણ મારાથી તમને હજી સુધી ભેટી શકાતું નથી. હું શી રીતે તમારી સમક્ષ કાંઈ પણ કહેવાનું સાહસ કરૂં? તમારી પાસે બોલવા જતાં મારૂં મુખ પણ ઉઘડી શકતું નથી. પણ બેચાર વાતો કહ્યા વિના મારાથી મારા આ જીવનને પણ વિસર્જન કરી શકાય તેમ નથી. હે દયામય વિધાતા! હે વનચરો! હે વનસ્પતિ સમૂહ! તમોને જો આ પાપીયસીનીના અનુરોધની રક્ષા કરવાની ઇચ્છા હોય, તો મારી આ એક વાત મારા મૃત્યુ પછી મારા સ્વામીને કહી સંભળાવજો. મારાથી તેમની સમક્ષ એક અક્ષર પણ ઉચ્ચારવાનું સાહસ થઈ શકતું નથી, તેથીજ હું તમોને આવી ભલામણ કરી રહી છું."

પ્રાણુનાથ! હું તો હવે વિદાય થવા બેઠી છું, આ સંસારમાંથી મારૂં આ પાપી નામ તો ડૂબવા બેઠું છે, આ પાપપંકમાં દેહતો

ક્ષણવારમાંજ પ્રાણહીન થશે, હું જે કીર્તિને માટે જન્મી હતી, તેનું તો હમણાંજ અવસાન થશે. આ અંતિમ સમયે, આ મરણકાળે મારી માત્ર એટલીજ પ્રાર્થના છે કે, પરજીવનમાં આપણે પુનઃ પરમ આનંદને પ્રાપ્ત કરી શકીએ. નરકમાં રહેવા છતાં પણ હું તમને એકવાર જોઇ શકું, તેથી તે નરકમાં પણ હું સ્વર્ગના કરતાં પણ વધારે સુખ મેળવી શકીશ. હવે પ્રાણેશ્વર ! વિશેષ શું કહું ? હૃદયેશ્વર ! તમે કરુણાસિંધુ છો ! તમે આ પાપીયસીના દોષને ક્ષમા કરવા ધારો તો કરી શકો તેમ છો. પરંતુ નાથ ! હું તો ક્ષમાને યોગ્ય નથી ! દયામય ! મને ક્ષમા કોણ કરશે ? હૃદયેશ ! જો ઇચ્છા હોય, તો આ પરિતાપિણીના પાપને ભૂલી જજો, ના–ના, ભૂલી જવું અસંભવ છે, મારે ક્ષમા કરજો, તમારા ચરણોમાં વારંવાર પ્રણામ કરીને, તમારી મૂર્ત્તિનું ધ્યાન ધરતી ધરતી, હું મારા પોતાના હાથથી મારા જીવનનો વિનાશ કરી, મારા આ ઘોર પાપનું પ્રાયશ્ચિત જો સંભવતું હોય, તો તેમજ કરૂં છું. બસ, હાય ! તૈયાર થાય, છુરિકા આવ.

નાથ–ક્ષમા–ઓહ !"



# પ્રકરણ ૧૫ મું

## મહાપુરુષનો ચમત્કાર

મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જયમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સૂકાય—રે.
તેનું તે ભાસે તુંને, ભોર બપોર શરીર;
વહી જાતું જાણે નહીં, જયમ નદીઓનું નીર;
× × × × ×
માયાની મંઘલાલથી, કોણ ધરાયું તું ધરાશે;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશે—રે.
ડાલાં થોથાં કુટતાં, ખુટયું દીપક તેલ;
મનના મનોરથ રહિ જશે, ઓચંતો તુટી જાશે ખેલરે.



કવિ દયારામ

આ શોચનીય બનાવનો છેવટનો ભાગ અમારેજ અમારા પાઠકો સમક્ષ વિદિત કરવો પડશે. આ લોહીઆ ખરડાયલા બનાવની અંતિમ કથા અમારેજ પ્રકટ કરવી પડશે. અપરિણામદર્શી યુવક—યુવતીના હૃદયક્ષેત્રમાં જે પ્રણય—બીજ અસમયે અને અવિચાર્યે રોપાયું હતું, તેનું પરિણામ વિષમય વિના બીજું શું હોઇ શકે ? તે વિષમય ફળની ભયાનક કથા અમારેજ લખવી પડશે.

યુવતીએ જ્યારે પોતાના પેટમાં છુરિકા ખોસી દીધી અને લોહીથી ખરડાયલા અવાજથી ચીસ પાડી તે જમીનપર ગબડી પડી,

ત્યારે વાદળાંથી છવાયલા આકાશમાં વીજળી ચમકી ઉઠી અને તેના ક્ષણિક પ્રકાશમાં યુવક તેને જોઇ શક્યો. જોતાંની સાથેજ તે તેની પાસે દોડી ગયો. રમણીના કંઠમાંથી નીકળેલો મરણની વેદનાને સૂચવનારો ભયાનક અવાજ સાંભળીને તે એકદમ સુંદરી વનલતાની પાસે આવી પહોંચ્યો. તેણે આવીને જોયું કે, જે તેણે ભ્રમથી પણ ધાર્યો નહોતો, તે ભયાનક બનાવ તે સમયે ત્યાં બની ગયો હતો. જેને માટે તે સંસાર ત્યાગી થયો હતો, જેને માટે તેણે સંન્યસ્ત વ્રત ધારણ કર્યું હતું, જેની ચિંતાથી તે દીવાનો બની ગયો હતો, જેને માટે તે ઉદાસી થઇ ગયો હતો, તેનીજ આજે આવી દશા? ધીમે ધીમે યુવક યુવતી પાસે આવી બેઠો. એ સમયે તેની આંખમાં પલકારો નહોતો, મુખમાંથી શબ્દ નીકળતો નહોતો અને શરીરમાં લેશ માત્ર પણ કંપ નહોતો. તેનું લોહી ઠરી ગયું હતું, હૃદય બળી ગયું હતું તેની નજરમાં સંસાર શૂન્ય થઇ પડ્યો હતો. યુવતીની આંખો સાથે તેની આંખોનો મેળાપ થયો. તેના મૃત્યુથી પીડાયલી આંખોએ પણ જાણે ત્યારે એક પ્રકારની પ્રફુલ્લતા ધારણ કરી લીધી. યુવતીએ ત્યારે ધીરે ધીરે યુવકના પગનો સ્પર્શ કર્યો. યુવકે દીવાનાની પેઠે કંપતા અવાજથી કહ્યું:—

"હૃદયેશ્વરિ! આ શું મારા પ્રેમનું પરિણામ છે?"

યુવતીએ અતિ ક્લિષ્ટ સ્વરે ધીમેથી કહ્યું:—"નાથ! દયામય! અપરાધની ક્ષમા કરો."

યુવકે ફરીવાર આર્ત્તસ્વરથી કહ્યું:—"આવું ભયાનક કાર્ય કરવાની તને કેમ મતિ સૂઝી? આવી રીતે આત્મહત્યાનું ઘોર પાપકર્મ કરવાને કેમ તૈયાર થઇ?"

પુનઃ ભગ્ન સ્વરથી યુવતીએ કહ્યું:—"જે મતિથી મેં તમોને

અસહ્ય યાતના આપી હતી, તે મતિથીજ હું આજે આ યાતનાને આધીન થઇ છું. તમે મને ક્ષમા કરો."

ઘણીજ સાવચેતીની સાથે યુવક વિજયમણિએ યુવતી વનલતાને તે ક્ષીણ દેહને પોતાની ગોદમાં ઉપાડી લીધો. અહા કેવી અજાયબી ! મરણની વેદનાને હરાવીને સુંદરીના વદનપર આનંદની જ્યોતિ ક્રીડા કરવા લાગી. યુવતીએ કહ્યું:—"નાથ ! મૃત્યુ તો હવે આવી લાગ્યું છે ! પરંતુ મેં તમોને જે વેદના આપી છે, તેનું પ્રાયશ્ચિત આથી પણ થઇ શકે તેમ નથી."

યુવકે કહ્યું:—"જા, સાધ્વી ! સ્વર્ગ તને મેળવીને ગૌરવાન્વિત થશે. તારા ગુણને કોઇ પણ ભૂલી શકશે નહિ. મારા પાપનું પ્રાયશ્ચિત થઇ ચૂક્યું છે. તારા આ આત્મબલિદાન અને ગર્વત્યાગથી હું તને આશીર્વાદ આપું છું કે, તું સ્વર્ગના સિંહાસનપર સ્થાપિત થા."

"નાથ ! તમારી ઉદારતાનો અવધિ જ નથી. તમે મનુષ્ય સમાજમાં દેવતા છો. તમારૂં હૃદય પવિત્ર છે તમારા આશીર્વાદથી મારા કાયાનું અવશ્ય કલ્યાણ થશે." વનલતાએ કહ્યું.

જ્યારે વનલતાએ આવા શબ્દો ઉચ્ચાર્યા, ત્યારે તેના કાળના મુખમાં આવી પડેલા વદન પર હાસ્યનો આવિર્ભાવ થયો. તે હાસ્યજ આ પાપ–તાપપૂર્ણ સંસારમાં તેના છેવટના કાર્ય રૂપે અવશિષ્ટ રહી ગયું. તેનો આત્મા અનંતની અનંતતામાં મળી ગયો.

આ સમયે વૃક્ષના ઝુંડમાં મહાત્માએ વિચાર્યું કે:—"હવે જોવાનું છે કે, યુવકનું હૃદય ક્યાં સુધી એ સ્ત્રીના સ્નેહમાં અનુરક્ત થયું છે. જેવી રીતે યુવતીએ પ્રણયના માટે પોતાના આત્માનું બલિદાન આપ્યું છે, તેવી રીતે તે યુવક પણ બલિદાન આપી શકે છે કે નહિ ?"

યુવક નિર્નિમેષ નયને બેસી રહ્યો. તેની આંખમાંથી આંસુનું

એક બિન્દુ પણ ન પડયું. તેણે હસતાં હસતાં મૃત યુવતીના મુખનું ચુંબન કરી કહ્યું કેઃ—

"હવે હું શું વિચારી રહ્યો છું ! જેને માટે જીવતો હતો, તે તો આ અસાર સંસાર ત્યાગીને ચાલી ગઇ. હવે મારે જીવીને શું કરવું છે ? મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે, વનલતાનું હૃદય આટલી સીમા પર્યન્ત ઉચ્ચ થશે ! પણ એકાએક તેના હૃદયમાં આવો મોટો ફેરફાર શાથી થયો હશે ? તેને પતિનું મહાત્મ્ય કોણે સમજાવ્યું હશે ? ગમે તેમ હો, પણ મારે પણ હવે એની પેઠેજ આ દુનિયાનો ત્યાગ કરવો પડશે. જે જીવનના સારરૂપ હતી, જેની આશાથી આ જીવન ધારણ કરી રાખ્યું હતું, તે તો ચાલી ગઇ છે, તો પછી મારે જીવીને શું કરવું છે ! બસ, પ્રિયતમા ! હું પણ હવે તારી પાછળજ આવું છું."

આમ કહીને યુવકે સુંદરી વનલતાની છાતીમાંથી છુરી ખેંચી કાઢી અને હસતાં હસતાંજ કહ્યુંઃ—જો પ્રિયા ! તારા લોહીની સાથે મારા લોહીનો મેળાપ થવાથી શું થાય છે !"

આમ કહીને યુવક વિજયમણિ જેવો છાતીમાં છુરી ઘોંચવાને તૈયાર થયો, એવામાં એકાએક વૃક્ષના ઝુંડમાંથી બહાર નીકળીને મહાત્મા પુરુષે તેની પાછળ આવીને કહ્યુંઃ—"સબૂર ! યુવક ! સબૂર કર ! ઉતાવળો ન થા !"

યુવકે પાછું વાળીને જોયું તો તેની પાછળ પોતાના ગુરુદેવ મહાત્મા પુરુષને ઉભેલા જોયા. તેને જોતાંની સાથેજ તેનો હાથ કંપી ઉઠયો, હાથમાંની છુરી જમીનપર પડી ગઇ. એ જોઇને મહાત્મા પુરુષે તેને સંબોધીને કહ્યુંઃ—"વિજય ! મેં તને મારો શિષ્ય આત્મહત્યાનું મહા ભયાનક પાપ કરવાનેજ બનાવ્યો હતો ? નાદાન બાળક !

જ્યારે તેં મારૂં શિષ્યત્વ ગ્રહણ કર્યું, ત્યારે મેં તને જે શબ્દો કહ્યા હતા, તે તારા સ્મરણમાં છે કે નહિ વારૂ ?"

"હા, ગુરુદેવ ! બરાબર સ્મરણમાં છે. મને ક્ષમા કરો." વિજયમણિ કંપતા સ્વરે ઉત્તર આપી મહાત્મા પુરુષના મુખ તરફ જોઇ રહ્યો.

મહાત્મા પુરુષે કહ્યું:—"કેમ ! સંસાર માયાવી છે, સંસારમાં ક્ષણે ને ક્ષણે અનેક અવનવાં પરિવર્તન થયા કરે છે, એ ઉપદેશનો હવે યથાર્થ સાક્ષાત્કાર થયો ખરો કે નહિ વારૂ ?"

"હા, પ્રભુ ! બરાબર અનુભવ થયો ! પણ આપ અત્યારે અહીં ક્યાંથી આવી ચઢ્યા ? આપને અહીં આવવાનું શું પ્રયોજન છે ?" વિજયમણિએ ઉત્સુકતાથી પૂછ્યું.

"હું ક્યાંથી આવ્યો, એવો પ્રશ્ન શામાટે પૂછે છે ! શું તું હજી સુધી એક ખરા આર્ય સંન્યાસીના યોગબળને નથી જાણી શક્યો ? આજે પ્રભાતથીજ તારૂં મન ઉદ્વિગ્ન થઇ રહ્યું હતું. જ્યારે અર્બુદા દેવીના મંદિરમાં તેં જેસલમીરની રાજકન્યા 'કલાવતી' ને જોઇ હતી, ત્યારથીજ તારા મનમાં તારી પૂર્વની પ્રિયા આ વનલતાનું સ્મરણ થઇ આવ્યું હતું અને ધીમે ધીમે વનલતાના સ્મરણથી તું અકળાઇને અહીં આવી ચઢ્યો હતો. તારા મનની સ્થિતિ જોતાં મને સ્પષ્ટ જણાઈ આવ્યું હતું કે, આજે તું તારા હૃદયમાં વ્યાપેલી ઉદ્વિગ્નતાના યોગે કોઇ ન કરવાનું કાર્ય કરી બેસીશ. આથી તું જ્યારે આ નિર્જન અરણ્ય વિભાગમાં આવી ચઢ્યો, ત્યારે હું પણ તારી પાછળ પાછળજ ચાલી નીકળ્યો હતો. રસ્તામાં મને તારી પ્રિયા વનલતાનો મેળાપ થયો હતો. તેનું હૃદય ત્યારે તારા વિયોગથી અત્યંત વ્યાકુળ બની ગયું હતું. તેણે મારી પાસે આવીને તારા સંબંધમાં પૂછપરછ કરી હતી, એથી તેને પણ મેં મારાથી પ્રથમ તારી

પાછજી મોકલી આપી હતી. તેણે તારી પ્રત્યેક પ્રલાપને બરાબર સાંભળી લીધો હતો. વિજય! તું હવે આત્મહત્યાના પાપમય કર્મમાં પ્રવૃત્ત ન થા. વિધાતાએ તમો બન્ને પ્રેમિકાની પરીક્ષા કરવા માટેજ તમારા જીવનમાં એવા વિષમ પ્રસંગો લાવીને ઉપસ્થિત કર્યા હતા, પણ હવે હું બરાબર જોઇ શકયો છું કે, તમો એ પરીક્ષામાં પસાર થયાં છો. તમારા એકબીજાના મનની મલિનતા દૂર થઇ છે અને સત્ય-વિશુદ્ધ સ્નેહના સ્વરૂપને તમો બરાબર જાણી શકયાં છો. વત્સ! તારા મનમાં આ સંસાર તરફ જે વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો, તે ક્ષણિક અને નશ્વર હતો. હું સારી રીતે જાણી શકયો હતો કે, હજી સુધી તારી વાસનાનું નિવારણ થયું નથી. એથીજ મેં તને મારો શિષ્ય બનાવવા છતાં સંન્યસ્તની દીક્ષા આપી નહોતી. સંસારમાં મનુષ્યે પ્રેમ કરતાં બહુ વિચાર કરવો જોઇએ. વગર વિચાર્યે કોઈ પણ પ્રકારનો પ્રેમ કરવાથી તેનું પરિણામ કેવું વિષમ આવે છે, એ તો તું ઘણી સારી રીતે જાણી શકયો છે. તમારા બન્નેના જીવનમાં મિલન અથવા એકતા શામાટે ન થઇ! જીવનમાં જો તમારાં બન્નેનાં હૃદય એકતાના સૂત્રમાં બંધાઇ ગયાં હોત, તો આવું વિપરીત પરિણામ કદાપિ આવત નહિ. તારી પ્રિયતમાની જીવનલીલા આવી અસહ્ય યાતના ભોગવીને કદાપિ સમાપ્ત થાત નહિ. હાય! જો તમારા બન્નેના હૃદયમાં પ્રથમથીજ પ્રેમનાં બીજ મજબૂત રીતે રોપાઇ ગયાં હોત, તો તારી પ્રિયા વનલતાના જીવન નાટકનો પડદો આવી ભયાનક ઘટનાની સાથે કદાપિ પડત નહિ. જીવનમાં મિલન તથા એકતા ન થઇ, એટલા માટેજ તમારા પ્રેમના વૃક્ષપર આવું વિષમ ફળ ફળ્યું. યત્ન અથવા આદરથી, રોદન અથવા અનુતાપથી ઉપદેશ અથવા શિક્ષાથી આનું પરિણામ જૂદું આવત નહિ. અપા-

ત્રની સાથે અસમયે પ્રેમ ઉત્પન્ન થવાથી પરિણામે તે પરિતાપનું કારણ થઇ પડે છે, એમાં કશો પણ સંદેહજ નથી. પણ એથી શું પ્રેમના પ્રવાહને કોઈનાથી અટકાવી શકાય ખરો કે? ઉપદેશદ્વારા પ્રેમના પાત્રને ત્યાગી દેવાની શિખામણ આપવી સર્વથા અસંભિવત છે. શિક્ષા લઇને પ્રણયની પાસે જઇશ નહિ, કારણ કે પ્રણય એ સંબંધમાં અંધ છે. વત્સ! પ્રેમ ભૂલ થાપ ખાય તેવું પાત્ર નથી. તે પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે, અને તેને લીધેજ મનુષ્યનું મન વિવશ બની જાય છે."

આમ કહીને સંન્યાસીએ પુનઃ યુવકના મ્હોં સ્હામું જોયું. પણ એ સમયે યુવક મહાત્માનો ઉપદેશ સાંભળવામાં એટલો બધો તલ્લીન બની ગયો હતો કે, તેને તેની કશી ખબર જ પડી નહિ. તે નીચે મ્હોંએ મૌનવ્રત ધારણ કરી એ સર્વ ઉપદેશને સાંભળતો હતો. મહાત્મા પુરુષ પુનઃ ઉપદેશના વારિથી તેના હૃદયના વાસના રૂપ મળને ધોઇને કહેવા લાગ્યા:—

"શિષ્ય! તારી વૃત્તિ સંન્યાસમાં સ્થિર રહી નથી, એનું કારણ કેવળ એ પ્રેમની પ્રબળતાજ છે. જે વન્નુલતાએ તારૂં અસહ્ય અપમાન કર્યું હતું અને તને ઝેર દઇને મારી નાખવાનો પણ સંકલ્પ કર્યો હતો, તેના તરફ પણ તારૂં મન રાત્રિ દિવસ આકર્ષિત રહેતું હતું, એ સર્વ પ્રેમ મહારાજની વિલક્ષણ સત્તાનોજ પ્રભાવ હતો. એમાં તારો કશો પણ દોષ નથી. વત્સ! તું હવે એ પ્રણયને ભૂલાવવાનો યત્ન કરીશ નહિ, તે તારો ભૂલાવ્યો ભૂલશે નહિ, પણ ઉલટો તને પહેલાની પેઠે ભૂલભૂલામણીમાં નાખી દેશે. જો તને ક્યાંય પણ આ સત્યનો વિરોધ જોવામાં આવે, તો તું ચોક્કસ જાણજે કે, ત્યાં પ્રણયની પવિત્રતા નથી. જે પ્રેમ દુકાનની વસ્તુ નથી. જે પ્રેમ સન્માન

આપવાથી, પૈસા આપવાથી કે પરિશ્રમ કરવાથી પ્રાપ્ત થાય છે, તે કૃત્રિમતા, વિકાર, મોહ અને વાસનાને વધારનારો થઇ પડે છે અને તેનું પરિણામ અત્યારે તમો બન્ને પ્રેમિકાને જેવું ભોગવવું પડયું છે, તેનાથી પણ અધિક ભયંકર આવે છે. તેવા પ્રેમની સાથે હવે પછીના તમારા બન્નેની વચ્ચે થનારા પ્રેમને મેળવીશ નહિ. છટ્ ! જે પ્રેમ પ્રતિદાન કિંવા બદલાની ઇચ્છા ધરાવે, તેવા પ્રેમને મેળવવાની ઇચ્છા પણ કરીશ નહિ."

"વત્સ ! કહે હવે તું કયા માર્ગ તરફ તારા જીવન રથને હાંકવા માગે છે ? આત્મહત્યાનું મહા ભયાનક પાપ કરી તને ઘોર-પાતકી થવા દેવાની મારી ઇચ્છા નથી. આત્મહત્યા કરવી એ કેવળ કાપુરુષોનુંજ કર્મ છે. સંસારમાં જન્મ ધારણ કરી સર્વ સંકટોને સહનશીલતાથી ધૈર્યથી સહન કરવાં એજ જનપ્રાણી માત્રનો ધર્મ છે."

"ગુરુદેવ ! આપની આજ્ઞા જયારે આત્મઘાત થવા દેવાની નથી, ત્યારે હું હવે લાચાર છું. આપ મને જે માર્ગમાં જવાનું કહો, તે માર્ગે જવાને હું પ્રસ્તુત છું. મારી ઇચ્છા પ્રમાણે મારાથી વર્ત્તી શકાય તેમ નથી. આપે આ પહેલાં એકવાર હિમાલય પર્વતની એક ગુફામાં આવીને આવીજ રીતે આત્મહત્યા કરતો અટકાવી મને સત્ય ઉપદેશામૃતનું પાન કરાવ્યું હતું અને અત્યારે પણ તેવીજ રીતે મને નરકનો નિવાસી થતો અટકાવ્યો છે. એટલે હવે મારાથી આપની ઇચ્છા વિરુદ્ધ એક પણ કાર્ય થઇ શકે તેમ નથી. કહો, પ્રભુ ! આપ મને હવે શું કરવાનું કહો છો ?"

"હું તને સંસારી કરવા માગું છું. સંસારમાં રહીનેજ તું સત્કર્મો કરી શકીશ તથા તે સાથે તારાથી તારી કાયાનું પણ કલ્યાણ કરી શકાશે." મહાત્મા પુરુષે કહ્યું.

"સ્વામિન્! હવે મને કઇ આશાથી સંસારી બનાવવા માગો છો? આ સંસારમાં મારૂં કોણ છે? નથી માતા, પિતા, ભ્રાતા કે ભગિની; નથી કોઇ સગાં કે વ્હાલાં. એક માત્ર આશાના આધારરૂપ મારી પ્રેમમયી વનલતા હતી, તે પણ સંસારમાંથી પ્રસ્થાન કરી ચૂકી છે. તેની આશાથીજ મેં અત્યાર સુધી જીવન ધારણ કરી રાખ્યું હતું. પણ પ્રભુ! હવે તો મારા માટે સમસ્ત સંસાર શૂન્ય બની ગયો છે. મારી ઇચ્છા સંસારી થવાની નથી." વિજયમણિએ કહ્યું.

"તારા હૃદયમાંથી હજી સુધી વનલતાની વાસના દૂર થઇ નથી, એટલા માટેજ હું તને સંસારી બનાવવા ઇચ્છું છું. તારી જે આશા નષ્ટ થઇ છે, તેને સંજીવન કરવા ધારૂં છું. જ્યારે તું વનલતાને પ્રાપ્ત કરી શકશે, ત્યારેજ તારા હૃદયની વાસના દૂર થશે, એ પણ મારાથી અજાણ્યું રહેવા પામ્યું નથી." મહાત્મા પુરુષે તેને આશાંનો આભાસ કરાવ્યો.

"ભગવન્! આપના કહેવાનો આશય શો છે, તે બરાબર મારી સમજમાં આવતું નથી. શું આપ મારી હૃદયદેવીને પુનઃ સજીવન કરવા ધારો છો?" ઉત્સુકતાથી વિજયે પૂછયું.

"હા."

"પ્રભુ! મરેલી વ્યક્તિ કદાપિ જીવિત થઈ શકતી હશે ખરી કે?" વિજય આતુરતાથી બોલ્યો.

"હા, આર્ય શાસ્ત્રમાં દર્શાવેલી યોગવિદ્યા તથા વૈદ્યવિદ્યાપર તો તારો વિશ્વાસ છે ને?"

"અવશ્ય છે." વિજયમણિએ જવાબ આપ્યો.

"આજથી ઘણા દિવસ પહેલાં મેં એક મૃત વ્યક્તિને જીવિત કરી હતી, તે તારા સ્મરણમાં છે કે?"

"જી, હા, પ્રભુ !"

"તેવીજ રીતે હું આ વનલતાને પણ જીવિત કરવા માગું છું. જો તને મારી વાતપર વિશ્વાસ ન આવતો હોય તો હું કહું તેમ કર." મહાત્મા પુરૂષે કહ્યું.

"કહો, પ્રભુ ! સેવકને શું કરવાની આજ્ઞા ફરમાવો છો ?" વિજયમણિ પ્રસન્નતાથી બોલ્યો.

સંન્યાસીએ દ્દઢ ધ્યાનમગ્ન થઇ

"હરે–મુરારે, મધુકૈટ ભારે;
ગોપાલ, ગોવિન્દ, મુકુન્દ સૌરે."

વાક્યોનો ઉચ્ચાર કરી યુવક વિજયમણિને સંબોધીને કહ્યું કે:— "આંખો બંધ કર."

વિજયમણિએ આંખો મીંચી દીધી.

યોગીવર મહાપુરૂષે પૂછ્યું:—"કેમ શું જૂએ છે ?"

યુવકે જવાબ આપ્યો:—"જોઇ રહ્યો છું કે, હું હિમાલયની એક એકાંતવાળી ગુહામાં આપના ચરણ તળે બેસી તપસ્યા કરી રહ્યો છું, એવામાં એક દેવી મારી પાસે આવી મને કહી રહી છે કે, 'હે યુવક ! તને જે મહાપુરુષનો સમાગમ થયો છે, તેમના કહેવા પ્રમાણે ચાલીશ, તો તું આ સંસારમાં અક્ષયકીર્ત્તિ મેળવી શકીશ તથા તારી કાયાના કલ્યાણનો ઉપર્યુક્ત માર્ગ પણ મેળવી શકીશ. જે વનલતાને માટે તું આજ સૂધી વ્યાકુળ થઇને દેશોદેશમાં ભટકતો હતો, તે વનલતાને આ પુરુષેજ તારી સાથે મેળવી આપી છે. વનલતા ખરી રીતે મૃત્યુવશ થઇ નથી, પરંતુ યોગીવરના યોગબળથીજ તને તે મરી ગઈ હોય એમ જણાય છે. વનલતાના અભિમાનનો નાશ થયો છે, તે

હવે રાક્ષસીમાંથી દેવી બની છે. હું કોણ છું, તે તું જાણે છે! હું તારી ભાગ્યદેવી છું. આજ સૂધી તારા પૂર્વજન્મનાં કર્મ અનુસાર હું તારાથી પ્રતિકૂળ હતી, પણ હવે તે કર્મનો ક્ષય થયો છે, તે કર્મનો તમો બન્નેને બરાબર દંડ મળી ચૂકયો છે. તેથી હવે તમારા બન્નેના પર અનુકૂળ થઇ છું. તમો હવે જો આ સંસાર ધર્મમાં પ્રવૃત્ત થશો તો તમારા પર કશી પણ વિડંબના આવશે નહિ. જો તું તારૂં ભલું ઇચ્છતો હો, તારા આત્માને અનંતની અનંતમાં મેળવવા માગતો હોય, તો સંસારધર્મમાં પ્રવૃત્ત થા. 'સંસાર અસાર' સંસાર અસાર' કરી નિષ્કર્મવાદી થઇ બેસી રહેનાર વ્યક્તિના આત્માનો કદાપિ મોક્ષ થતો નથી." પ્રભુ! હું અપૂર્વ દેવીના અપૂર્વ ઉપદેશને સાંભળી રહ્યો છું."

સંન્યાસીએ પુનઃ કહ્યું:—"ચાલ, હવે આંખો ઉઘાડી નાખ."

યુવકે તરતજ આંખો ઉઘાડી નાખી. એ જોઇને સંન્યાસીએ પૂછયું:—"કેમ, શું જોયું?"

"મારી ભાગ્યદેવીને."

"કયાં છે, તારી ભાગ્યદેવી?"

"અદૃશ્ય થઇ ગઇ છે!"

"આ સર્વ શું સત્ય છે?"

"ના, પ્રભુ! આપની યોગવિદ્યાનોજ અપૂર્વ પ્રભાવ છે." વિજયમણિએ કહ્યું.

"વારૂ, ફરીવાર આંખો બંધ કર!" યોગીવરે કહ્યું.

વિજયમણિએ ફરીવાર આંખો મીંચી લીધી. સંન્યાસીએ પૂછયું:—"કેમ હવે શું જૂએ છે?"

વિજયમણિએ જવાબ આપ્યો:—" હું એક મનોહર મહાલયના સુંદર અને શૃંગારેલા એક ઓરડામાં મનોહર હિંડોળાપર એક રતિ સમાન પરમ સુંદરીની સાથે ઝૂલી રહ્યો છું અને બે અત્યંત લાવણ્યમયી દાસીઓ મને ઝુલાવી રહી છે. જે સુંદરીની પાસે હું બેઠો છું, તે મારો પ્રેમ મેળવવા માટે મારી પાસે ઘણા ઘણા કાલાવાલા કરી રહી છે, છતાં પણ હું તેનો અનાદર કરી રહ્યો છું. યુવતી આથી અત્યંત રૂદન કરે છે, મારા પગમાં પડે છે."

યોગીવરે પૂછ્યું:—" આ શું તારી વર્ત્તમાન અવસ્થા છે?"

યુવકે ઉત્તર આપ્યો:—" ના, હું અત્યારે જે જોઇ રહ્યો છું, તે મારા પૂર્વજન્મની વાત છે. આપની કૃપાથી અત્યારે મને મારા પૂર્વ જન્મની સર્વ વાતો યાદ આવે છે. હું દિવ્યચક્ષુઓથી એ સર્વ જોઇ શકું છું. જે વનલતા પૂર્વજન્મમાં મારા પ્રેમ માટે તલપતી હતી, તેનાજ પ્રેમ માટે મારે આ જન્મમાં તરફડીયાં મારવાં પડયાં છે. મેં પૂર્વજન્મમાં જેવી રીતે રીબાવી રીબાવીને તેને પ્રણયનું દાન આપ્યું હતું, તેવીજ રીતે આ જન્મમાં મને પણ રીબાવી રીબાવીને તેનો પ્રેમ પ્રાપ્ત થયો હોય, એમ મને જણાય છે."

યોગીવરે પૂછ્યું:—" તું મને ઓળખે છે? કહે જોઇએ કે હું કોણ છું?"

" હા, આપને ઓળખું છું, આપ સર્વદર્શી યોગી–શ્રેષ્ઠ બાલાનંદ સ્વામી છો. ગુરુદેવ! ખરેખર આજે આપે મારા હૃદયના અજ્ઞાનવિકાર તથા સર્વ ભ્રમને દૂર કર્યો છે. પ્રભુ! મારૂં અત્યારે સર્વસ્વ નષ્ટભ્રષ્ટ થઇ ગયું હતું, તેને પુનઃ પ્રાપ્ત કરવાનો મને આપે શુભ અવસર આપ્યો છે. ધન્ય છે! ભારતીય યોગીવર! આપની યોગવિદ્યાને અનેકવાર ધન્ય છે."

આમ કહેતાં કહેતાં વિજય રડી પડયો.

યોગીવરે કહ્યું:—"વત્સ ! ધૈર્ય ધર, અધીરો ન થા."

વિજયે કહ્યું:—"જેવી આજ્ઞા."

"હવે તું કયાં છે? તારી પાસે કોણ કોણ છે?" સંન્યાસી યોગીએ પૂછયું.

"અત્યારે હું મારી વ્હાલી વનલતાની સાથે બેસીને આનંદાલાપ કરી રહ્યો છું."

"તું જાણે છે કે આત્મહત્યા મહા પાપ ગણાય છે! સંન્યાસીએ પૂછયું.

"જી, હા. હું જાણું છું." વિજયમણિએ દ્રઢતાથી જવાબ આપ્યો

"ત્યારે આત્મહત્યાને માટે તેં તારા હાથમાં છુરી શા માટે ઉઠાવી હતી? પાપથી શું કદાપિ આત્મા આત્માનો મેળાપ થઇ શકે ખરો?" સંન્યાસી કહ્યું.

"હું મારી પ્રિયાની સાથે સહમરણે જતો હતો. આત્મહત્યા કરતો નહોતો."

યોગીએ કહ્યું:—વારૂ, તું તો તારી પ્રિયાની સાથે મૃત્યુવશ થવાને તૈયાર થયો છે, પરંતુ તારી પ્રિયાએ તો આત્મહત્યા કરી છે ને? તેના પાપનું પ્રાયશ્ચિત શું છે તે તું જાણે છે.?"

યુવક વિજયે કહ્યું:—"તે દેવી હતી, હું તેનો ઉપાસક છું. દેવીના ગુણદોષ જોવાનો મને કશો અધિકાર નથી. તેના આજના આત્મ બલિદાનથીજ હું તેને દેવી તરીકે માની રહ્યો છું. સામાન્ય નારીઓથી આવું ઘોર પ્રાયશ્ચિત કદાપિ થઇ શકતું નથી. જેનું હૃદય એક સમયે ભયાનક કાતિલ ઝેરથી ભરેલું હતું, જે એક સમયે મહા પાતકિની હતી, જેણે એક સમયે મહા ઉગ્ર નાગિણીનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું, તેના હૃદયમાં એકાએક આવું પરિવર્ત્તન

થઇ જાય અને તે પોતાના શરીરનું પણ બલિદાન આપી દે, એ શું ઓછી આશ્ચર્યની વાત છે? મહાત્મન્! આથીજ હું તેને દેવી જાણીને તેની સાથે મરવાને તૈયાર થયો હતો, પરંતુ આપના ઉપદેશાનુસાર હું તે કર્મ કરતાં અટકી ગયો છું અને અત્યારે આપની આ અપૂર્વ વિદ્યાશક્તિનો પરિચય મેળવી રહ્યો છું. એ સર્વ ગમે તેમ હો, પણ હું તો માત્ર એટલુંજ સમજું છું કે, જો સ્વર્ગમાં દેવતા વસતા હશે, તેના પર ધર્મનો નિવાસ હશે અને આપના પવિત્ર ચરણોમાં મારો દૃઢ વિશ્વાસ હશે, તો મારી સ્ત્રપ્રિયા અવશ્ય સ્વર્ગનો લાભ મેળવશે કિંવા આ સંસાર સુખનો સાક્ષાત્કાર કરી શકશે. જે મહા ઉચ્ચ પ્રેમની પવિત્ર–મંદાકિનીની દ્વારા તેના હૃદયમાં અંતિમ સમયે પ્રવાહિત થઇ હતી, તેજ પ્રેમદ્વારા ઇશ્વરના ચરણોનો સ્પર્શ કરી તેની કરુણાનું વારિ મારી પ્રિયાના મસ્તકપર અવશ્ય વરસાવશે. તે કરૂણાવારિથી ભીંજાઇને મારી પત્ની ધન્ય થશે તેની સાથે સાથે હું પણ ધન્ય થઇશ અને આ પૃથ્વીમાં અમારૂં આ ક્ષણ–સ્થાયી મિલન પરલોકમાં ચિર મિલનમાં પરિણત થશે, આમ ધારીનેજ હું આત્મહત્યા કરવાને તૈયાર થયો હતો, ગુરુદેવ! આ યુવકની ઉચ્છૃંખલતાની ક્ષમા આપશો. જ્યારે આપે મને મારી પ્રિયાને જીવિત કરવાનું વરદાન આપ્યું છે, ત્યારથી મેં મારા આત્મહત્યાના ભયાનક વિચારને ત્યાગી દીધો છે. પ્રભુ! હવે આપ મને જે કાંઇ કરવાનું કહો, તે કરવાને હું તૈયાર છું."

"હવે શું જૂએ છે?" સંન્યાસીએ શાંત અને કોમળ સ્વરથી પૂછ્યું.

"આપની સમક્ષ એક ખાલી આસન પડેલું જોઇ રહ્યો છું." યુવકે જવાબ આપ્યો.

"એ કોનું આસન છે, વિજય ? કાંઇ સ્મરણમાં આવે છે કે ?" સંન્યાસીએ પૂછ્યું.

"હા, પ્રભુ ! એ મારૂંજ આસન છે. હું જ્યારે સંસારનું સુખ મેળવવા માટે લાલાયિત થઇને સંસારમાં આવવા માટે આપની અનુમતિ માગવાને તૈયાર થયો હતો ત્યારે આપે નિષેધ કરીને કહ્યું હતું કે, સંસારમાં આવવાથી મારે અનેક સંકટો ભોગવવાં પડશે. મેં તે નિષેધને ન સાંભળતાં આપના ચરણ ગ્રહીને અનેક કાલાવાલા કર્યાં હતા. ત્યારે આપે અનુમતિ આપીને કહ્યું હતું કે, "ત્યારે જા, પરંતુ યાદ રાખજે કે, કર્મફળ અવશ્ય ભોગવવુંજ પડશે."

"તું ત્યારે શું બોલ્યો હતો, તે સ્મરણમાં આવે છે કે ?" સંન્યાસી યોગીએ પૂછ્યું.

"હા, બરાબર આવે છે. મેં કહ્યું હતું કે, ગુરુદેવ ! હું સંસારમાં ખૂબ અથડાયા પછી આપના ચરણોમાં આવી અપૂર્વ શાંતિને મેળવી શકયો છું. મને સંસારનો અતિ વિષમ અનુભવ થયો છે, તેમ છતાં પણ કોણ જાણે શા કારણથી પુનઃ સંસારમાં પ્રવેશ કરવાની મને ઇચ્છા થઇ આવે છે. જ્યારે સંસારમાં દુઃખી થઇને કોઇ પણ વેળાયે હું નિરુપાય થઈ જઇશ, ત્યારે તે સમયે એકવાર દયા કરીને આપ આપના દર્શનનો લાભ આપવાની દયા કરશો; એટલે હું આપની સાથે આવીને પુનઃ આ શૂન્ય આસનને પૂર્ણ કરીશ."

યોગીએ કહ્યું:—"હવે તો એ સમય આવી લાગ્યો છે. હું પણ આવ્યો છું. મારી સાથે ચાલ. તારી પ્રિયાની પાછળ આત્મહત્યા કરવાને તૈયાર થયો છે, તેવીજ રીતે તારા વચનનું પાલન કરવાને પણ તૈયાર થા."

"પ્રભુ ! ક્ષમા કરો ! મારી એ વાસના હવે રહી નથી. હવે તપસ્યા કરવાનું પ્રયોજન નથી. હું સુખને ચહાતો નથી, સ્વર્ગને ઇચ્છતો નથી, મુક્તિની મને હવે અભિલાષા નથી; મારી ઇચ્છા તો હવે એ પ્રેમ મહારાજના રાજ્યમાંજ જવાની છે. હું મારી પત્ની સિવાય વૈકુંઠ પ્રાપ્ત કરવાનો અભિલાષી નથી." યુવક વિજયમણિએ દૃઢતાથી કહ્યું.

"ત્યારે તો તું વનલતાને જીવિતજ કરવા માગે છે ? ઠીક છે, જા, તું આ પર્વતની છેક નીચેની ગુફામાં જા; અને ત્યાં જઇને અમૃત સંજીવની બુટ્ટી લઇ આવ."

યુવક તરતજ ઊઠીને ચાલ્યો ગયો. યોગી સમાધિમાં બેઠો. અર્ધાક કલાકમાં યુવકે એક પ્રકારની વનસ્પતિ લાવી સંન્યાસીના હાથમાં આપી. સંન્યાસીએ એ વનસ્પતિની બુટ્ટીને યુવતી વનલતાના જખ્મ પર સ્પર્શ કરવાની યુવકને આજ્ઞા કરી. યુવકે સંન્યાસીની આજ્ઞા પ્રમાણે તેમ કર્યું. થોડી વારમાં યુવતીના શરીરમાં ચેતનનો સંચાર થવા લાગ્યો. એ જોઇને સંન્યાસીએ કહ્યું:—"કેમ, વિજય ! હવે શું દેખાય છે !"

"મારી પ્રાણ પ્રતિમાના મૃત શરીરમાં જીવનનો સંચાર થતો જણાય છે."

"બહુ સારૂં, ત્યારે હવે હું મારી ઉપાસનાનો સમય થવાથી વિદાય થાઉં છું. તું મારા આશ્રમમાં તારી ઇચ્છામાં આવે, ત્યારે આવી પહોંચજે. સંસારમાં પ્રવૃત્ત થતાં પહેલાં મારી સાથે મળ્યા વિના જઇશ નહિ. હું તને કેટલોક સંસારધર્મનો ઉપદેશ આપવા માગું છું."

આમ કહીને સંન્યાસી ક્ષણવારમાં અદ્દશ્ય થયા. યુવક વિજય-મણિએ આંખોખોલીને જોયું તો સંન્યાસીને અદ્દશ્ય થયેલા જોયા તથા પોતાની પ્રિયતમા વનલતાને તેના તરફ એકીટસે જોઇ રહી હોય એવો તેને સાક્ષાત્કાર થયો. ત્યાર પછી બન્ને પ્રેમિકો પરમ પ્રેમપૂર્વક એક બીજાની સાથે ભેટી પડયાં અને પોતપોતાનાપર વીતેલી વાતો કહેવા લાગ્યાં.

## પ્રકરણ ૧૬ મું

### અજબ અંગુઠી

દુઃખી સંસાર મારો આ, દુઃખી સંન્યાસ મારો આ;
નહીં સુખ કયાંઇ હું દેખું, ન સંસારે ! ન સંન્યાસે !
ઉપાસક પ્રેમની હું તો, સદા રહું પ્રેમમાં રાજી;
હૃદય આ પ્રેમને ચ્હાતું, છતાં રહું છું સદા પ્યાસી;
તજી છે પ્રેમીએ જ્યારે, હૃદય રડતું સદા ત્યારે;
નહીં ખપ નાથ મ્હારાને, ફરૂં ધારી જીવન શાને ?
નહીં ધારૂં ! નહીં ધારૂં ! દુઃખી આ દેહ નહીં ધારૂં;
અરે શાને ? અરે શાને ફરૂં ધારી જીવન શાને ?

કાન્તા.

યોધ્ધૃવેશધારી યુવકે જોયું કે, અંબાલિકાના શરીરમાં હવે પ્રાણ રહ્યા નથી. ત્યારે તેના મસ્તકને પોતાની ગોદમાંથી ઉતારીને

એક ઓશિકાપર મૂકી દીધું, તથા હૃદયવિદારક આકુલ સ્વરથી રોદન કરવા માંડયું. બાજૂમાં પડેલી ઇન્દુમતિએ પણ જમીનપર રગદોળાઇને ભયાનક કલ્પાંત કરવા માંડયું. ઘણો વખત આવી રીતે વીતી ગયો, આ તરફ રાત્રિ વીતીને પ્રભાત પણ થઇ ગયો. પરંતુ એ ભયાનક ભોંયરામાં સહજમાં પ્રકાશનાં કિરણો પ્રતિફલિત થયાં નહિ, તેના ભયાનક અંધકારમાં લેશ માત્ર પણ હ્રાસ થયો નહિ.

આ તરફ એ યોદ્ધાની સાથે આવેલા અસંખ્ય સૈનિકો પોતાની કમરપર લટકતી તીક્ષ્ણ તલ્વારોનો ઝણકાર કરી ભીષણ યુદ્ધ કરવામાં રોકાયા હતા; ખૂનની નદીઓ વહી રહી હતી. સુશિક્ષિત સૈનિકોના યુદ્ધ–પરાક્રમ સ્હામે ટક્કર ન ઝીલી શકવાથી અનેક કાયર અને નિર્વીર્ય દસ્યુઓ પલાયન કરવા માંડયા હતા. ભોંયરાના ગેબી અંધકારમાં ગેબી તૂફાન મચી ગયું હતું. એ સમયે આપણી ચાલાક મેના પણ યુવક પ્રમોદરંજન તથા મૃગાંકલેખાને ભોંયરામાંથી વિદાય કરીને ત્યાં આવી પહોંચી હતી.

યુદ્ધનો પ્રવાહ ધીમે ધીમે મંદ પડવા લાગ્યો. એક પછી એક અનેક લૂટારાઓ ભોંયરામાંથી જીવ લઇને પલાયન કરી ગયા. આગંતુક યોદ્ધાના પક્ષને શાંતિ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એ સમયે યોદ્ધૃવેશધારી યુવકના સહચર અને બીજા એક સૈનિકે તેની પાસે આવીને કહ્યું કે:—"રંગલાલ! તમે બાળકની પેઠે આમ શું રડી રહ્યા છો? તમારા પરાક્રમી સૈનિકોએ દુષ્ટ દસ્યુઓનું દમન કરી આ ભોંયરાને દસ્યુશૂન્ય બનાવી દીધું છે. છતાં પણ તમે આવું રોદન શા કારણથી કરી રહ્યા છો? એનું કારણ કોઇ પણ રીતે અમારા સમજવામાં આવતું નથી."

યુવકનું નામ રંગલાલ હશે. તે જાણે ચમકી ઉઠયો તથા તરતજ આંખનાં આંસૂ લુછીને બોલ્યો કેઃ—"આ અબળાનું અતિ ભયાનક રીતે મૃત્યુ થયું છે, એથીજ કોણ જાણે કેવી રીતે આપોઆપ આંસૂ પડી ગયાં છે. ભાઇ ! આ અબળાની સાથે મારો કાંઇક સંબંધ હોય એમ મને મારૂં હૃદય કહી આપે છે. ગમે તેમ હો, પણ એમાં અવશ્ય કાંઇક ભેદ સમાયલો છે."

સૈનિક પુરૂષે કહ્યુંઃ—"રંગલાલ ! આપણે જે કાર્યમાં જોડાયા છીએ, તે કાર્યમાં આપણે આવાં આવાં અનેક ભયાનક મૃત્યુ જોવાં પડશે. પોતાના હાથથી આવાં અનેક મૃત્યુ કરવાં પડશે, અનેક લોકોના પ્રાણનો સંહાર કરવો પડશે. એના માટે આમ બાળકની પેઠે રડવું. એ શું ઉચિત છે ? આ અપરિચિત સ્ત્રીની સાથે આટલા બધા અનુરાગી કેમ બની જાઓ છો. તમે આમ ભ્રમણામાં કેમ ભમો છો ?"

રંગલાલે કહ્યુંઃ—"એ ગમે તેમ હો, પણ મારૂં મન તો મને એમજ કહે છે."

સૈનિકે કહ્યુંઃ—"મારા સાંભળવા પ્રમાણે શાહજાદા સાહેબ સૈન્યસહિત શહેરમાં આવી પહોંચ્યા છે, માટે હવે આપણે અહીં વિલંબ કરવો ઉચિત નથી, સુલ્તાન સુજાને દુર્દાન્ત દસ્યુના પતનના સંવાદથી અવશ્ય આનંદજ થશે."

રંગલાલે કહ્યુંઃ—"હું આ લોકોને સાથે લઇને જાઉં છું. તમે થોડાક સૈનિકો લઇને સત્વર શાહશુજા સાહેબને જઇને મળો, તેમને મારા સલામ કહેજો."

સૈનિકે કહ્યુંઃ—"એમ તે બની શકતુ હશે કે ? જો આ લૂંટારાઓના બીજા અડ્ડામાં અથવા તેના માણસોમાં એમના મરણના સમાચાર કોઇ પણ પ્રકારે ફેલાઈ જશે, અને તેઓ આવીને તમારા

પર તૂટી પડશે, તો તમે કદાપિ આ ભેદી ભોંયરામાંથી બહાર નીકળી શકશો નહિ. મોનાહાતિનો મુખ્ય સરદાર જાલિમસિંહ જો આ વાત જાણી જશે, તો પછી આ ભોંયરામાંથી બચવાનો તમારા માટે એક પણ ઈલાજ રહેશે નહિ. મારા સાંભળવા મુજબ તે અહીંથી નહાસી છૂટેલી મૃગાંકલેખા નામક એક સ્ત્રીની પાછળ પડયો છે અને એ સ્ત્રીને લઈને જો તે થોડા વખતમાંજ આવી પડશે, તો તમારે તમારો બચાવ કરવો પણ મુસ્કેલ થઈ પડશે. હું અત્યાર સુધી સૈન્ય લઈને લૂટારાઓની સાથે લડવામાં રોકાયો હતો, પણ મેં જ્યારે જોયું કે સર્વ લૂટારાઓ ભયંકર હાર ખાઈને પલાયન કરી ગયા છે, તથા તમો એક અપરિચિત અબળાના મૃત્યુથી આત્મ વિસ્તૃત બની ગયા છો અને આવી રીતે રુદન કરી રહ્યા છો, ત્યારે તમને ધીરજ આપવાના હેતુથી હું અહીં તમારી પાસે આવી પહોંચ્યો છું. પણ હવે તમો સત્વર પશ્ચિમમાં પલાયન કરી ગયેલા સર્વ પાપાત્માઓને પકડી પાડી તમારા કામને પૂરૂં કરો. હું પૂર્વ તરફના દ્વારની રક્ષા કરવા માટે બહાર જાઉં છું."

રંગલાલે કહ્યું:—"હા, હું એકવાર આ લોકોનાં તમામ ઘરો જોઈ વળીશ તથા બધે ફરીને તપાસ કરીશ કે. તેમણે અત્યાર સુધીમાં લૂટેલું સઘળું દ્રવ્ય કયાં છૂપાવી રાખ્યું છે. વળી તમે શહેરમાંથી કેટલીક ગાડીઓ મંગાવવાનો બંદોબસ્ત કરો; મારી ઇચ્છા અહીંથી જે કંઈ ઉપયોગી વસ્તુઓ મળી આવશે તે તથા અહીંનું સર્વ ધન એ ગાડીઓ મારફત સરકારી ખજાનામાં મોકલી આપવાની છે. મારી માન્યતા પ્રમાણે અહીંથી લાખો કરોડો રૂપિયા મળી શકે તેવો સંભવ છે."

આ પ્રમાણે ઘણીવાર સુધી વાતચીત કર્યા પછી સૈનિક પુરૂષ ચાલ્યો ગયો. રંગલાલે ત્યાર પછી બીજા એક સૈનિકને સંબોધીને

કહ્યું કે:—"જે પુરુષને દસ્યુ સરદાર મોનાહાતિ બાંધીને કાપી નાખવા માટે અહીં લઇ આવ્યો હતો, તેને હમણાંને હમણાંજ બંધનમાંથી મુક્ત કરી મારી પાસે લાવી હાજર કરો."

થોડીવાર પછી મણિલાલ ત્યાં આવીને હાજર થયો. તેણે આનંદથી ગળગળા થયેલા અવાજે રંગલાલની પાસે અત્યંત હૃદયપૂર્વક કૃતજ્ઞતા દર્શાવી. તે વારંવાર ઇન્દુમતિના સ્હામું જોઇને આંખનાં આંસુ વહાવવા લાગ્યો. ઇન્દુમતિએ પણ તેનું પ્રતિદાન કર્યું.

ઇન્દુમતિએ ઉદ્દેશીને રંગલાલને કહ્યું કે:—" મારી ભગિનીતુલ્ય અંબાલિકા કદાચ તમને ઓળખી શકી હશે, પરંતુ હું તમને ઓળખતી નથી. મને આપનો પરિચય આપશો કે ?"

રંગલાલે જવાબ આપ્યો:—" હું મોગલ બાદશાહ શાહજહાં શહેનશાહનો તાબેદાર એક કર્મચારી છું. ભૂષણાનગરીમાંથી રાજ્યના શાસનમાં ભયંકર અંધાધુંધી મચવાની તથા દસ્યુઓના દમનથી પ્રજા પર ભયાનક ત્રાસ ગુજારવાની એક દરખાસ્ત દિલ્હી દરબારમાં રજૂ થઇ હતી, તેથી બાદશાહના હુકમથી તેમના શાહજાદા સુલ્તાન શુજા બંગાળાના પ્રતિનિધિ થઇને ભૂષણામાં આવ્યા છે, શાહશુજાની પાસે પણ આ શહેરનો એક જમીનદાર ફરિયાદ લઇને આવ્યો હતો, એથી શાહશુજાએ મને પ્રથમથી અહીં મોકલી આપ્યો હતો, પણ રસ્તામાં બીજા કેટલાક લૂટારાઓનો નાશ કરવામાં રોકાવાથી મને અહીં આવતાં સહજ વિલંબ થયો હતો, એ દરમ્યાન શાહશુજા પોતે પણ અહીં આવી પહોંચ્યા છે. હું હમણાં તેના સહકારીરૂપે કામ કરૂં છું."

ઇન્દુમતિએ કહ્યું:—"અમો અત્યારે આમ આફતમાં આવી પડયાં છીએ, એ તમો શી રીતે જાણી શકયા વારૂ ?"

રંગલાલે જવાબ આપ્યો:—" કાલે અમારૂં લશ્કર શહેરમાં દાખલ થયું નહોતું, તે પહેલાંજ મેં જાસૂસગીરી કરવા માંડી હતી.

